

श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।




## श्रीमद्वल्लभाचार्यचरणप्रणीता ।

(दशम-उत्तरार्ध-सात्त्विक-फल-प्रकरणम् ।)

## एकोनत्रिंशोऽध्याय : ।

बलभद्रस्य सत्कीर्तिरध्यायद्वितयेन हि ।
निरूप्यते ऋषिप्रोक्ता येनासौ सुस्थिरीभवेत्॥१॥
तीर्थाभिषेकाद् यज्ञाच्च ज्ञानस्याप्युपदेशतः ।
कीर्तिर्जातानुभावाच्च माध्यस्थ्याच्चेति वर्ण्यते॥२॥
विजयोयं यथा रामस्ततोऽध्याये निरूपितः।
रामस्य कीर्तिरूपे च तभ्द्रता च तथाविधः ॥३॥
अतो भगवतो भृत्यास्त्रय एकत्र रूपिता ।




# દશમ સ્કંધ ઉત્તરાર્ધ

## "સાત્ત્વિક સાધન પ્રકરણ"

## અધ્યાય ઓગણત્રીસમો (૨૯)




કારિકાઓ :

કારિકા-૧ : બે અધ્યાયોથી બલભદ્રની સત્કીર્તિ ઋષિઓએ પ્રસિદ્ધ કરેલી જણાવેલી છે. તે સારી રીતે સ્થિર થાય.(૧)

કારિકા-૨ : તીર્થમાં અભિષેક થવાથી, યજ્ઞ કરવાથી કે જ્ઞાનના ઉપદેશથી અને પ્રભાવથી અને મધ્યસ્થપણાથી બલભદ્રની કીર્તિ થઈ તેનું વર્ણન કરવામાં આવે છે.(૨)

કારિકા-૩ : જેવા બલભદ્ર ભગવાનના સેવક તેનો આ વિજય છે. તેથી બલભદ્રની કીર્તિ જણાવવા અધ્યાય કહેલો છે. તેથી ભગવાનના ત્રણ સેવકો એક જ સ્થળે આ અધ્યાયમાં કહેલ છે.(૩)

**तत्र प्रथम भगवतः क्रियाशक्तिसमास्यर्थं दन्तवक्रवधो निरूप्यते। दन्तवक्रस्यापि भगवत्सेवकत्वात्तन्मुक्तिश्च भगवत्कर्तव्येति अवतारप्रयोजनत्वेन निरूप्यते, पूर्वाध्यायान्ते दन्तवक्रः समागत इत्युक्तं तत्किमर्थं केन प्रकारेणेति विस्तरेण निरूप्यते।**

**श्रीशुक उवाच -**

**शिशुपालस्य शाल्वस्य पौण्ड्रकस्यापि दुर्मतिः।**
**परलोकगतानां च कुर्वन् पारोक्ष्यसौहृदम्॥ १ ॥**

यथा पत्नी भर्तृनिमित्तं प्रवृत्ता तन्मरणे स्वयमेव म्रियते तथा शिशुपालाद्यर्थं तन्मित्रम्, अयमपि जानन् मरणार्थमेवाऽऽगतः, न ह्यस्मिन्मृते तेषामुपकारो भवति तथापि दुर्मतित्वात्तथा कृतवान् ।

तत्र शिशुपालो राजसः, दन्तवक्रस्तामसः, पौण्ड्रकः सात्त्विकः, एवंविधा बहव एव अपिशब्देन संगृहीताः। पतिव्रता च दुर्गति प्राप्तानामुद्धारार्थं म्रियत इति चेत्तत्राह परलोकगतानामिति । तेषां भगवद्धस्तेन मरणात् परलोकः सिद्धः । चकारादगतानामपि मुक्तानां वा । सौहृदं हि तैर्ज्ञातं तेषां सुकृतं भवति । प्रकृते तदभावेपि कृतवानित्याह पारोक्ष्यसौहृदमिति॥१॥




**एकः पदातिः संक्रुद्धो गदापाणिः प्रकम्पयन्।**
**पद्भ्यामिमां महाराज महासत्त्वो व्यदृश्यत ॥२॥**

मरणमेव चेद्वाञ्छितं किं सहायेनेत्येकः । तत्रापि पदातिः । क्रोधाभावे पलायनं च स्यादिति संक्रुद्धः । निकटे गदया युद्धं भवतीति शीघ्रं मरणपर्यवसायी। तथापि भगवान्न मारयिष्यतीत्याशङ्क्य मारणार्थमिमां पद्भ्यां प्रकम्पयन् इत्युक्तम् । महाराजेति तादृशो हन्यत इति बोधितम्। महासत्त्व इति तस्य युद्धार्थं प्रवृत्तौ साहसम् ॥२॥

ततो भगवान् धर्मयुद्धमेव कर्तव्यमिति स्वयमपि तथाविधो जात इत्याह तं तथायान्तमालोक्येति ।

તે પૈકી આરંભમાં ભગવાનની ક્રિયાશક્તિનું ઉત્તમપણું દર્શાવવા દંતવક્રના વધનું નિરૂપણ કરવામાં આવે છે. તે પણ ભગવાનનો સેવક હોવાથી તેની મુક્તિ ભગવાને કરવી જોઈએ તેથી આ અવતારનું પ્રયોજન તરીકે તેની મુક્તિનું વર્ણન કરવામાં આવે છે. ગયા અધ્યાયમાં દંતવક્ર આવ્યો એમ કહેલું. તેનું પ્રયોજન અહીં વર્ણવામાં આવે છે.

*<u>શ્લોકાર્થ -૧ :</u> હે મહારાજ ! પરલોકમાં ગયેલા શિશુપાલ, શાલ્વ અને પૌંડ્રકની, તેઓના અભાવમાં મિત્રતા જણાવતો દુષ્ટબુદ્ધિવાળો, એકલો પગવાળો, ઘણો ક્રોધ પામેલો, હાથમાં ગદાવાળો પગથી પૃથ્વીને કંપાવતો મોટો*

પ્રાણી જેવો આવ્યો. (૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : જેમ પતિના કારણે પ્રવૃત્ત થયેલી પત્ની પતિનું મરણ થતાં પોતે જ મરણ પામે છે, તેમ શિશુપાલના કારણે તેનો મિત્ર દંતવક્ર મરણ પામ્યો. આ દંતવક્ર જાણતો હોવા છતાં મરણ માટે જ આવ્યો કારણ કે આ મરણ પામવાથી તેનું ભલું થવાનું ન હતું. છતાં પણ આ દુષ્ટ બુદ્ધિવાળો હોવાથી મરણ પામ્યો. શિશુપાલ રાજસ્ હતો. દંતવ્રક તામસ્ અને પૌંડ્રક સાત્ત્વિક હતો.

'અપિ' 'વળી' શબ્દથી ઘણાં પ્રકારના ઘણાંનો સમાવેશ કરેલો છે. વળી જેઓની દુર્ગતિ થયેલી હોય તેઓનો ઉદ્ધાર કરવા પતિવ્રતા મરણ પામે છે' એમ કહેવામાં આવે તો તેમ ન હતું. તે જણાવવા 'પરલોકમાં ગયેલા' વિશેષણ યોજેલું છે. તેઓ ભગવાનના હાથથી મરણ પામેલા હોવાથી તેમને પરલોક પ્રાપ્ત થયેલો છે. 'ચ અને' શબ્દથી પરલોકમાં નહિ ગયેલાની અથવા મોક્ષ પામેલાની મિત્રતા જણાવવામાં આવેલી હોય તો તેઓનું ભલું કરનારી થાય. ચાલુ પ્રસંગમાં તેઓના અભાવમાં પણ તેણે મિત્રતા કરી એમ 'અભાવમાં મિત્રતા જણાવતો' શબ્દ કહેલો છે.

જયારે મરવાનું ઇચ્છેલું છે ત્યારે સહાય કરનારનું શું પ્રયોજન ? એવા વિચારથી એકલો તે પણ પગવાળો અને જો ક્રોધ થયેલ ન હોય તો નાસી જવાય. તેથી 'ઘણો ક્રોધ પામેલો' આવ્યો. સમીપમાં ગદાથી યુદ્ધ થાય તેથી 'હાથમાં ગદાવાળો' આવ્યો. છતાં પણ ભગવાન મને હણશે નહિ. એવી શંકા કરીને ભગવાન હણે તે માટે 'પગથી પૃથ્વીને કંપાવતો' એમ કહેલું છે.

હે મહારાજ ! એ સંબોધનથી એમ જણાવે છે કે તેવાને હણવામાં આવે છે. 'મોટા પ્રાણી' શબ્દથી યુદ્ધમાં તેનું સાહસ જણાવેલ છે.

'પછી ધર્મયુદ્ધ જ કરવું જોઇએ' એવા વિચારથી ભગવાન પોતે પણ પગપાળા, એકલા, હાથમાં ગદાવાળા સામા થયા. એમ નીચેના શ્લોકથી કહે છે. (૧-૨)

**तं तथायान्तमालोक्य गदामादाय सत्वरः।**
**अवप्लुत्य रथात्कृष्ण सिन्धुं वेलेव प्रत्यधात् ॥३॥**

**सत्वर इति आगमनेन तस्य क्लेशाभावार्थमुक्तम् । अवप्लुत्येति,**

दर्शनान्तरं न कोऽपि विलम्बः कृत इति वक्तुं रथादुत्प्लवनमुक्तम्। यतः कृष्णः कालरूपः। अतः सर्वयादवमारणार्थं प्रवृत्तं सिन्धुं वेलेव प्रत्यधात् प्रतिधानं कृतवान् ॥३॥

शीघ्रं भगवति समागते कदाचिद्भगवान् शाल्वस्य अयं पदातिः कश्चिदिति अवहेलया मुक्तिं न दद्यादिति स्वप्रयोजनप्रवृत्तिस्वरूपाणि निर्दिशति **गदामुद्यम्य कारूष** इति।

*શ્લોકાર્થ -૩ : તેને તે પ્રમાણે આવતો જોઈને ઝડપથી ગદા લઈને રથમાંથી નીચે કુદીને જેમ નદી સામે ભરતી આવે તેમ શ્રીકૃષ્ણ સામે આવ્યા.(૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'ઝડપથી સામે આવ્યા' એમ કહેવાથી આવવામાં તેને દુઃખ ન થાય તે માટે છે. 'નીચે કુદીને' શબ્દથી તેને આવતો જોયા પછી શ્રીકૃષ્ણે જરાએ વિલંબ કર્યો નહિ એમ જણાવવા રથમાંથી કુદ્યા હોવાનું કહેલ છે. કારણ કે શ્રીકૃષ્ણ કાલરૂપ હતા. તેથી ભરતીની પેઠે સર્વ યાદવોને હણવા માટે પ્રવૃત્ત થયેલ સાગરની જેમ નદીની સામે આવ્યા.(૩)

ભગવાન ઝડપથી આવ્યા ત્યારે 'આ કોઈ શાલ્વનો પગપાળો સૈનિક છે' એવા અનાદરને લીધે કદાચ તેને મુક્તિ ન આપે એવા વિચારથી દંતવક્ર પોતાનું પ્રયોજન અને સ્વરૂપ નીચેના શ્લોકથી કહે છે.

**गदामुद्यम्य कारूषो मुकुन्दं प्राह दुर्मदः।**
**दिष्ट्या दिष्ट्या भवानद्य मम दृष्टिपथं गतः॥४॥**




स हि करूषदेशाधिपतिः। मुकुन्दं मोक्षादातरम्। गदामुद्यम्य स्वाधिकारं प्रदर्शयन् द्वारपालकत्वं वा ख्यापयन् उत्तमाधिकारी, स्नेहेनैव सायुज्यं प्राप्तुं योग्यः विरोधेन प्राप्तुमिच्छतीति दुर्मदः। अत एव विरुद्धमाह दिष्ट्या दिष्ट्येति। एतावानर्थः उभयत्रापि तुल्यः। मम दृष्टिपथं गत इति यदेतन्मम भाग्येन यस्तु मनोरथप्रकारेणान्विष्यते

स जात इति ॥४॥

आत्मानं स्थापयन् भगवत्संवन्धमाह त्वं मातुलेय इति।

શ્લોકાર્થ -૪ : ઉન્મત કારૂષે ગદા ઉગામીને મુકુંદને કહ્યું કે આજે આપના દર્શન થયાં છે. એ મારા ભાગ્યથી થયેલ છે.(૪)

ભાવાર્થ, સુબોધિનીજી : દંતવક્ર કરૂષ દેશનો અધિપતિ હતો તેણે મુકુંદને 'ગદા ઉગામીને' પોતાનો અધિકાર બતાવીને પોતાનું સ્વરૂપ દ્વારપાલનું જણાવીને કહ્યું. દ્વારપાલ ઉત્તમ અધિકારી સ્નેહથી જ સાયુજ્ય પ્રાપ્ત કરવા યોગ્ય હતો. છતાં વૈરથી તે પ્રાપ્ત કરવા ઈચ્છતો હતો તેથી એને ઉન્મત્ત કહેલો છે. તેથી આગળ વિરોધી વચન કહેલા છે. તે સ્તુતિના અર્થમાં સમાન છે. આજે આપનાં મને દર્શન થયાં તે મારા ભાગ્યથી થયાં. કારણ કે મનોરથના પ્રકારથી જેમને શોધવામાં આવે છે તેમનાં દર્શન થયાં. (૪)

નીચેના શ્લોકમાં પોતાની ઓળખાણ આપી હવે તે ભગવાન સાથેનો સંબંધ જણાવે છે.

त्वं मातुल्येयो नः कृष्ण मित्रध्रुङ्मां जिघांससि।
अतस्त्वां गदया मन्द हनिष्ये वज्रकल्पया ॥५॥

नोस्माकं शिशुपालादीनाम्, मातुलेयः सुतरां नोस्माकम् । कृष्णेति स्नेहात्संबोधनम् । मित्रध्रुगित्युपालम्भः । वस्तुतस्तु कृष्णमित्राणि द्रोग्धीति सर्वसखा शिक्षक इत्युक्तम् । अत एव मां जिघांससि ।अहमपि कृष्णमित्रमिति अपराधव्यतिरेकेण न मारयिष्यतीति प्रथममहमपराधं करिष्यामीत्याह अतस्त्वां गदयेति। अमन्देति छेदः। हनिष्ये प्राप्स्यामि । गदया सुसुम्णया । वज्रकल्पया। यथा वज्रेण वृत्रस्त्वां प्राप्तवान् ॥५॥

શ્લોકાર્થ -૫ : હે શ્રીકૃષ્ણ ! આપ અમારા મામાના પુત્ર છો. મિત્રોનો દ્રોહ કરો

છો. મને હણવા ઈચ્છો છો. તેથી હે બુદ્ધિમાન ! હું આપને વજ્ર જેવી ગદાથી હણીશ.(૫)

ભાવાર્થ, સુબોધિનીજી: અમારાં એટલે શિશુપાલ વિગેરેનાં તમે મામાના દીકરા છો. હે શ્રીકૃષ્ણ ! એ સંબોધન સ્નેહને લીધે કહેલું છે. 'મિત્રનો દ્રોહ કરનાર' એક ઠપકો આપતાં આપ મને હણવા ઈચ્છો છો કારણ કે હું પણ દુષ્ટનો મિત્ર છું. અપરાધ વગર ભગવાન હણશે નહિ એવા વિચારથી 'હું પ્રથમ અપરાધ કરીશ' એમ કહે છે. 'અમન્દ' એમ શબ્દ છૂટો પાડવો. કારણ કે ગદાથી હુ આપને પ્રાપ્ત કરીશ. 'વજ્ર જેવી' શબ્દથી એમ કહે છે કે જેમ વજ્ર થી વૃત્ર આપને પ્રાપ્ત થયો. તેમ હું આપની ગદાથી આપને પ્રાપ્ત કરીશ. (૫)




**तर्ह्यानृण्यमुपैम्यज्ञ मित्राणां मित्रवत्सलः ।**
**बन्धुरूपमरिं हत्वा व्याधिं देहचरं यथा ॥६॥**

एवं सति 'तत्रानृणो भूतबलिं विधाय' इतिवत् मित्राणामनृणो भविष्यामि । यतोऽहं मित्रवत्सलः त्वं वा अमित्रवत्सलः दैत्येष्वपि कृपाकरणात्, मित्रवत्सलो वा सर्वेषामेव मित्रत्वात् । किं कृत्वा अनृणो भविष्यसीत्याकाङ्क्षायामाह बन्धुरूपमरिं हत्वेति । बन्धुरूपो देहः बन्धो रूपमिव रूपं यस्य हितकर्तृत्वात् वस्तुतस्त्वरिः 'सृष्ट्वास्य बीजम्' । इति न्यायात् । नन्वात्मतया स्वीकृतः कथं मारणीय इति चेत्तत्र दृष्टान्तमाह व्याधिं देहचरं यथेति । अयं स्तुतिपक्षो व्याख्यातः। निन्दापक्षस्तु स्पष्टः । बन्धुरूपं मातुलपुत्रत्वात् मारकत्वादरिम् ॥६॥

શ્લોકાર્થ -૬ : હે અજ્ઞ! દેહમાં ફરનારા વ્યાધની પેઠે બંધુના આકારમાં રહેલા શત્રુને હણીને મિત્રો ઉપર પ્રેમ રાખનારો હું મિત્રોના ઋણમાંથી મુક્ત થઈશ.(૬)

ભાવાર્થ, સુબોધિનીજી: મારૂં બલિદાન કરી ઋણમાંથી મુક્ત થયેલો (ભા. ૬-૧૧-૧૮) એ વાક્ય પ્રમાણે હું મિત્રોના ઋણમાંથી મુક્ત થઈશ. કારણ કે હું મિત્રોઉપર પ્રેમ રાખનારો આપ શત્રુઓ ઉપર પ્રેમ દૈત્યો પર કૃપા કરતા હોવાથી

શત્રુઓ ઉપર પ્રેમ રાખનાર છો. કારણ કે આપ બધાઓના મિત્ર છો.

શું કરીને ઋણમાંથી મુક્ત થઇશ? એ જાણવાની ઇચ્છા થાય તેથી 'બંધુના આકારમાં રહેલા શત્રુને હણીને' એવા શબ્દો યોજેલા છે.

બંધુના આકાર જેવો આકાર છે. જેનો તેવો દેહ, બંધુના આકારવાળો છે.પરંતુ વાસ્તવિક રીતે આ દેહમાં બીજરૂપ કર્મ ઉત્પન્ન કરીને (૧૧-૯-૨૬) એ રીતે શત્રુ છે.

આત્મા તરીકે સ્વીકારેલો દેહ હણવા યોગ્ય કેમ છે? એમ કહેવામાં આવે તેથી 'દેહમાં ફરનારા વ્યાધિની પેઠે' એવું દ્દષ્ટાંત કીધું છે. આ ભગવાનની સ્તુતિ કહી અને તે મત મુજબ વ્યાખ્યાન કર્યું. નિંદાનો મત તો પ્રસિદ્ધ છે.

**एवं रूक्षैस्तुदन्वाक्यैः कृष्णं तोत्रैरिव द्विपम् ।**
**गदया ताडयन्मूर्ध्नि सिंहवदुन्यनदच्च सः ॥७॥**

**निन्दायां रूक्षता । तुदन् मर्मभेदं कुर्वन् । कृष्णं तुदन्निति स्तुतौ स्वदोषं दूरीकुर्वन् । तोत्रं अङ्कुशपृष्ठभागस्तेन यथा अग्रे गमनार्थं प्रेर्यति द्विपः एवं कृष्णोऽपि शीघ्रं कर्तुं मारयितुं मृत्युं वा दातुं प्रेर्यत इति। एवं वाक्यापराधं कृत्वा कायिकापराधं कृतवानित्याह गदयेति। मूर्ध्नि समीपे सुषुम्णया ब्रह्मरन्ध्रभेदनं वा, ततः सिंहवदुन्यनदत् । आत्मानं कृतार्थं मन्यमानः यतः स पूर्वोक्तप्रकारेण भक्तः शूरो वा ॥७॥**

**अन्ते तु महानेव संभ्रमो जात इति वक्तुं मध्ये वैदिकं संक्षेपेणाह ऋत्विक्सदस्येति ।**

*<u>શ્લોકાર્થ -૭ :</u> એવી રીતે અંકુશથી હાથીને પીડા કરે તેમ કઠોર વાક્યોથી શ્રીકૃષ્ણ પાસે પોતાનો દોષ દૂર કરાવતાં તેને મસ્તક ઉપર ગદાથી પ્રહાર કર્યો અને સિંહની પેઠે ગર્જના કરી. (૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : નિંદાના અર્થમાં કઠોરપણું છે. સ્તુતિના અર્થમાં કૃષ્ણ પાસે પોતાનો દોષ દૂર કરાવતાં અંકુશનો પાછલો ભાગ જેનાથી જેમ હાથીને આગળ

જવા માટે ઉશ્કેરવામાં આવે છે એવી રીતે શ્રીકૃષ્ણને પણ ઝડપથી કાર્ય કરવા પોતાને મૃત્યુ આપવા ઉશ્કેર્યો એવો અર્થ છે. આવી રીતે તેને કાયાનો અપરાધ કર્યો એમ 'ગદાથી મસ્તક પર પ્રહાર કર્યો' શબ્દોથી કહે છે. મસ્તક ઉપર એટલે મસ્તક પાસે પ્રહાર કર્યો. અથવા સુષુમ્ણાથી બ્રહ્મરંધ્રના છિદ્રને ભેદ્યું. પછી પોતાને કૃતાર્થ થયેલો માનતાં તેણે સિંહની માફક ગર્જના કરી કારણ કે તે પણ શૂરવીર હતો. આટલા પ્રહારથી તે કૃતકૃત્ય થયો એમ ગર્જના કરી.(૭)



**गदया निहतोप्याजौ न चचाल यदूद्वहः ।**
**कृष्णोऽपि तमहन्गुर्व्या कौमोदक्या स्तनान्तरे ॥८॥**

**एतावता स्वकृतकृत्यता जातेति गदया निहतो वा आजौ क्रोधो भवतीति प्रहारस्य क्रुरत्वं दर्शितम् । यदूद्वह इति यादवलीला स्वीकृतेति तथा वर्ण्यत इत्यर्थः । एवमपराधं तस्योक्त्वा ततोऽपराधशान्त्यर्थं भगवतः कृपामाह कृष्णोऽपीति । गुर्व्येति साधनमाहात्म्यम् । कौमोदक्येति स्वकीयया प्रसिद्धया । तेन मोक्षः सुप्रसिद्धः।तत्रापि स्तनान्तरे, यथा जीवस्य निर्गमने षट्चक्रभेदनक्लेशो न भवेत् ॥८॥**

**ततो यज्जातं तदाह गाढनिर्भिन्नहृदय इति ।**

*<u>શ્લોકાર્થ -૮ :</u> ગદાથી પ્રહાર થવા છતાં પણ ઉત્તમ યાદવ રણભૂમીમાં ડગ્યા નહિ. શ્રીકૃષ્ણે પણ ભારે કૌમોદકીથી દંતવકની છાતીમાં પ્રહાર કર્યો. (૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ગદાથી પ્રહાર થયો. રણભૂમીમાં ક્રોધ થાય છે. તેથી રણભૂમીમાં પ્રહારનું ક્રુરપણું જણાવેલું છે. 'ઉત્તમ યાદવ' શબ્દોનો એવો અર્થ છે કે ભગવાને યાદવ લીલાનો સ્વીકાર કરેલો હોવાથી તેવું વર્ણન કરવામાં આવે છે. એવી રીતે તેનો અપરાધ કહીને તે અપરાધની શાંતિ થાય તે માટે ઉત્તરાર્ધથી ભગવાનની કૃપા કહી છે. 'ભારે' વિશેષણથી સાધનનું ઉત્તમપણું કહેલ છે. 'કૌમોદકી' શબ્દથી પોતાની પ્રસિદ્ધ ગદા કહેલી છે. છાતીમાં પ્રહાર

કર્યો જેથી જીવને બહાર નીકળવામાં દેહના છ ચક્રો વીંધવાનો શ્રમ થાય નહિ.(૮)

પછી જે થયું તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**गाढनिर्भिन्नहृदय उद्वमन् रुधिरं मुखात् ।**
**प्रसार्य केशबाह्वङ्घ्रीन्धरण्यां न्यपतत् व्यसुः ॥९॥**

मुखतो रुधिरोद्वमनं वाक्पारुष्यदोषपरिहारार्थम् । ततो दयोत्पत्त्यर्थमिव केशान् बाह्वङ्घ्रींश्च प्रसार्य, धरण्यां भगवच्चरणारविन्दे विशिष्टासुर्विगतासुर्वा न्यपतत् । आदौ तत्रैव समवनयनम्, द्वितीये भोगोपेक्षाभावात् प्राणानां परित्यागः ॥९॥

ततस्तस्य सायुज्यं जातमित्याह ततः सूक्ष्मतरं ज्योतिरिति ।

<u>શ્લોકાર્થ -૯ :</u> *હૃદયમાં ઉંડા ચીરાવાળો તે મુખમાંથી લોહી ઓકતો કેશ, હાથ અને પગ લાંબા કરી પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડયો.(૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વાણીનો કઠોરતાનો દોષ દૂર થાય તે માટે મુખથી લોહી ઓકવાનું થયું. જાણે કે દયા ઉત્પન્ન કરાવવા માટે કેશ, હાથ અને પગ લાંબા કરી પૃથ્વી પર ભગવાનના ચરણકમળમાં ઉત્તમ પ્રાણવાળો અથવા નીકળી ગયેલા પ્રાણવાળો થઈ પડ્યો. પહેલા પક્ષમાં પ્રાણો લઈ જવામાં આવે છે. બીજામાં તેને ભોગની જરૂર ન રહેવાથી પ્રાણનો ત્યાગ કર્યો. (૯)

તે પછી તેને સાયુજ્ય પ્રાપ્ત થયું. તે હવે કહે છે.

**ततः सूक्ष्मतरं ज्योति कृष्णमाविशदद्भुतम्।**
**पश्यतां सर्वभूतानां यथा चैद्यवधे नृप ॥१०॥**

आत्मज्योतिः कृष्णं भगवच्चरणाविन्दम्। अत्र सर्वे साक्षिण इत्याह पश्यतामिति । यथा चैद्यवध इति चैद्यवधे तत्तेजः दश दिशो भासयद् भगवन्तं प्रविवेश, एवमयमपीत्यर्थः ॥१०॥

तस्य सायुज्यं दृष्ट्वा तद्भ्राता विदूरथोऽपि तथा कर्तुं प्रवृत्त इत्याह विदूरथस्त्विति।

શ્લોકાર્થ -૧૦ : હે નૃપ ! જેમ શિશુપાલના વધ સમયે થયેલ જ્યોતિએ શ્રીકૃષ્ણમાં પ્રવેશ કર્યો.(૧૦)

ભાવાર્થ, સુબોધિનીજી : આત્મરૂપ જ્યોતિએ શ્રીકૃષ્ણમાં એટલે ભગવાનના હતા. એમ 'સર્વ પ્રાણીઓના દેખતાં' શબ્દથી કહેલું છે. જેમ શિશુપાલના વધ સમયે તેજે દશ દિશાઓને પ્રકાશ કરતાં ભગવાનમાં પ્રવેશ કરેલો એવી રીતે આગે પણ કર્યું.(૧૦)

તેનું સાયુજ્ય જોઈને તેના ભાઈ વિદૂરથેને પણ તે પ્રમાણે કરવાની પ્રવૃત્તિ કરી તે હવે કહે છે.

**विदूरथस्तु तद्भ्राता भ्रातृशोकपरिप्लुतः।**
**आगच्छदसिचर्मभ्यामुच्छ्वसंस्तज्जिघांसया ॥११॥**

अक्षरच्युतकालंकारः । विदूरथ इति विकटो भवति दूरादेव रथ इति माहात्म्यम्। तद्भ्राता दन्तवक्रभ्राता। भ्रातृशोकेन परितः प्लुतः मग्नः सन्, असिचर्मभ्यामुच्छ्वसन्नागतः । अनेन सर्प इव क्रोधो निरूपितः। तज्जिघांसयेति आगमनाभिप्रायः । भ्रान्तोऽपि प्रवर्तकः ॥११॥

શ્લોકાર્થ -૧૧ :ભાઈના શોકમાં ડુબેલો તેનો ભાઈ વિદૂરથ તો તેમને પ્રાપ્ત કરવાથી ઈચ્છાથી તલવાર અને ઢાલ લઈને નિશ્વાસ નાખતો આવ્યો.(૧૧)

ભાવાર્થ, સુબોધિનીજી : અક્ષરચ્યુતક અલંકાર છે વિદૂરથએ વિકટ છે. દૂરથી રથ જેનો તે વિદૂરથ એમ મહાત્મ્ય જણાવેલા છે. 'તેનો ભાઈ' એટલે દંતવક્રનો ભાઈ ભાઈના શોકમાં ડુબેલો હોઈ તલવાર અને ઢાલ લઈને નિઃશ્વાસ નાખતો આવ્યો.આથી તેનો ક્રોધ સર્પ જેવો કહેલો છે. 'તેમને પ્રાપ્ત કરવાની ઈચ્છાથી' શબ્દથી તેના આવવાનું પ્રયોજન જણાવેલ છે. ભ્રાંત હોવા છતાં પ્રવૃત્તિ કરાવનારો હતો. (૧૧)

**तस्य चापततः कृष्णश्चक्रेण क्षुरनेमिना।**
**शिरो जहार राजेन्द्र सकिरीटं सकुण्डलम् ॥१२॥**

ततः स भृत्यसंबन्धीति आपतत एव प्रहारात्पूर्वमेव चक्रेण शिरो जहार। क्षुरनेमिनेति स्वालौकिकसामर्थ्याभावः। जहार दूरीकृतवान्। सकुण्डलं सकिरीटमिति देवाधिष्ठानं तेन मुक्तियोग्यता निरूपिता ॥१२॥

**मारितान् सात्त्विकराजसतामसान् उपसंहरति एवं सौभमिति।**

*શ્લોકાર્થ -૧૨ : હે રાજેન્દ્ર! શ્રીકૃષ્ણે અસ્ત્રના ધારવાળા ચક્રથી દોડી આવનારનું મુકુટવાળું અને કુંડલવાળું માથું ઉડાડી દીધું.(૧૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી તે સેવકનો સંબંધિ હોવાથી દોડી આવતો હતો ત્યારે તેણે પ્રહાર કર્યા પહેલાં જ શ્રીકૃષ્ણે તેનું માથું ઉડાડી દીધું. પોતાના અલૌકિક સામર્થ્યનો ઉપયોગ કર્યો ન હતો તે જણાવવા અસ્ત્રાના જેવી ધારવાળા' વિશેષણ યોજેલું છે. તે કુંડલવાળું અને મુકુટવાળું હોવાથી દેવોનું રહેઠાણ હતું. તેથી તેની મુક્તિ માટે રાજસ્ અને તામસોના નીચેના શ્લોકથી ઉપસંહાર કરે છે.(૧૨)

**एवं सौभं च शाल्वं च दन्तवक्रं सहानुजम्।**
**हत्वा दुर्विषहैरन्यैरीडितः सुरमानवैः ॥१३॥**

चकारस्तत्सेनापरिग्रहार्थः । शाल्वे चकारः तन्मायादेवतावरनाशार्थः । दन्तवक्रोविदूरथसहितः दुर्विषहैरन्यैः शूरैः सह तेपि मारिता इति। हत्वा स्थित ईडित इति क्रियाध्याहारोऽपि अर्थाद्भवति। सुरैर्मानवैश्च दुर्विषहै : अन्यैरिति यादववाचकत्वं वा ॥१३॥

**मुनिभिः सिद्धगन्धर्वैर्विद्याधरमहोरगैः।**
**अप्सरोभिः पितृगणैर्यक्षैः किंनरचारणैः॥१४॥**




**उपगीयमानविजयः कुसुमैरभिवर्षितः ।**
**वृतश्च वृष्णिप्रवरैर्विवेशालंकृतां पुरीम् ॥१५॥**

तथा मुनिप्रभृतिभिरपि । कुसुमैरभिवर्षित इत्यन्तं महतीः भगवतो युद्धलीला सामप्यत इति संतोषात्कृता, श्रोतृणां युद्धलीलाभिनिवेशो भवत्विति। ततो भगवतः पुरप्रवेशमाह वृतश्च वृष्णिप्रवरैरिति । हत्वा स्तुतः विवेशेति तस्य क्रियात्रयं निरूपितं त्रिगुणम् ॥१४-१५॥

भगवतः क्रियालीलामुपसंहरन् दोषाभावमाह एवं योगेश्वरः इति।

*<u>શ્લોકાર્થ -૧૩-૧૪-૧૫ :</u> એવી રીતે સૌભ અને શાલ્વનો અને નાનાભાઇ સાથે દંતવકનો, બીજા નિગ્રહ ન કરી શકે તેવાઓનો એકસાથે નાશ કરીને, દેવો તથા મનુષ્યોથી સ્તુતિ કરાતા, મુનીઓ, સિદ્ધો, ગાંધર્વો, વિદ્યાધરો મોટા સર્પો, અપ્સરાઓ, પિતૃઓના સમુહો, કિંનરો અને ચારણોથી વિજયનું ગાન કરાતા, પુષ્પોની વૃષ્ટિ કરાતા અને ઉત્તમ યાદવોથી વીંટાયેલા ભગવાને શણગારાએલી નગરીમાં પ્રવેશ કર્યો.(૧૩-૧૪-૧૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સૌભ 'ચ અને ' શબ્દથી તેની સૌભ સેનાનો સમાવેશ સૂચવેલો છે. 'શાલ્વ' પછીનો 'ચ અને' શબ્દથી તેની માયારૂપ દેવતાઓએ આપેલ વરદાનનો નાશ દર્શાવવા યોજેલ છે. વિદૂરથ સાથે દંતવ્રકનો નાશ નિગ્રહ ન થઇ શકે તેવા શૂરવીરો સાથે નાશ કર્યો. હણીને પછી ભગવાનની સ્તુતિ કરવામાં આવી. દેવો અને મનુષ્યોથી નિગ્રહ ન થઇ શકે તેવા બીજાઓથી એ પદ યાદવોનું સૂચન કહે છે. તેવી રીતે મુનીઓથી આરંભી 'પુષ્પોની વૃષ્ટિ કરાતાં શબ્દોથી ભગવાનની યુદ્ધ લીલા સમાપ્ત થતી હોવાથી સંતોષને લીધે ઘણી સ્તુતિ પ્રયોજનથી કહેલી છે. સંભળાવનારાઓની યુદ્ધલીલામાં આસક્તિ થાય. સંભળાવનારાઓની યુદ્ધલીલામાં આસક્તિ થાય. પછી પંદરમા શ્લોકથી ભગવાનનો નગરમાં પ્રવેશ કહેલો છે. 'હણીને, સ્તુતિ, કરાતાઓ સાથે પ્રવેશ કર્યો' એમ ત્રણ ગુણવાળી ત્રણ ક્રિયાઓ

કહી. (૧૩-૧૪-૧૫)

નીચેના શ્લોકમાં ભગવાનની ક્રિયારૂપ લીલાનો ઉપસંહાર કરતાં તેમાં દોષ નથી એમ હવે કહે છે.

**एवं योगेश्वरः कृष्णो भगवान् जगदीश्वरः।**
**ईयते पशुदृष्टीनां निर्जितो जयतीति सः॥१६॥**

**योगेश्वरत्वात् ये योगभ्रष्टास्ते मोचिता इति एकं प्रयोजनम्, कृष्णत्वाद्भूभारो हृत इत्यपरम्, भगवानिति सामर्थ्यम्, जगदीश्वर इत्यावश्यकत्वम् । एवं क्रियाकरणे हेतूनुक्त्वा लौकिकबुद्धया प्राप्तान् हेतून् निन्दति ईयते पशुदृष्टीनामिति । पशुदृष्टिभिर्निर्जितो भगवान् जयतीति ईयते ज्ञायते, कदाचिन्निर्जितः कंचिज्जयतीति। एतदूभयमपि पूर्वापरानुसंधानरहितानामेव । त एव पशवः, यतः स पुरुषोत्तमः । न तु केनाप्यंशेन भावान्तरं प्राप्त इत्यर्थः । अत्र भगवतः शस्त्रसंन्यासः पुराणान्तरे निरूपितः । स एवात्रोपसंहारेणापि सूचितः ॥१६॥**

**एवं भगवतः क्रियाशक्तिमुपसंहृत्य बलभद्रस्यापि कीर्तिसिद्धयर्थं धर्मक्रियामाह श्रुत्वा युद्धोद्यममिति ।**

*<u>શ્લોકાર્થ -૧૬ :</u> એ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાન યોગેશ્વર અને જગદીશ્વર છે તે હરે છે અને જીતે છે એમ પશુઓની દષ્ટિથી જણાય છે.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શ્રીકૃષ્ણ 'યોગેશ્વર' હોવાથી જેઓ યોગથી ભ્રષ્ટ થયેલો તેઓને મુક્ત કર્યા. એ ક્રિયારૂપ લીલાનું પ્રયોજન હતું. 'શ્રીકૃષ્ણ કાલરૂપ' હોવાથી ભૂમીનો ભાર દૂર કર્યો એમ બીજું પ્રયોજન હતું. 'ભગવાન' શબ્દથી તેમનું સામર્થ્ય જણાવેલું છે.

'જગદિશ્વર' શબ્દથી તેમ કરવાનું આવશકયપણું જણાવેલ છે. એ રીતે ક્રિયા કરવાનાં પ્રયોજન કહીને લૌકિક બુદ્ધિથી પ્રાપ્ત થતા પ્રયોજનની નિંદા કરે છે. પશુઓની દૃષ્ટિથી ભગવાન હારે છે અને જીતે છે. એમ જણાય છે એટલે કોઈ સમયે હારે છે અને કોઈકને જીતે છે. એમ જણાય છે. આ બંને પણ આગળ પાછળનું અનુંસધાન ન રહેલું હોય તેવાઓને જ થાય છે.પૂર્વેનું અને પાછળનું અનુંસંધાન વિનાના તેઓજ પશુઓ છે. કારણ કે શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ છે. પણ કોઈ પણ અન્ય સ્થિતિ કોઈ પણ અંશથી પામતા નથી. એવો અર્થ છે. બીજા પુરાણોમાં ભગવાને અહીં શસ્ત્રોનો ત્યાગ કરવાનું કહેલું છે. અહીં પણ ઉપસંહારથી તે મુજબ જ સૂચવે છે. (૧૬)

એવી રીતે ભગવાનની ક્રિયાશકિતનો ઉપસંહાર કહી બલભદ્રને પણ કિર્તિ પ્રાપ્ત થાય તે માટે નિચેના શ્લોકથી આરંભી તેમની ધર્મ ક્રિયા કહે છે.

**श्रुत्वा युद्धोद्यमं रामः कुरूणां सह पाण्डवैः ।**
**तीर्थाभिषेकव्याजेन मध्यस्थः प्रययौ किल ॥१७॥**

यत्रानर्थपर्यवसानं तत्परित्याग एव आदौ धर्मः तत्रापि तद्व्याजेन तीर्थाचरणं सुतरामेव । अतो युद्धोद्यमं श्रुत्वा भगवान्पाण्डव-पक्षपातीति स्वस्य कौरवपक्षपाते अन्योन्यमेव विरोधो भवतीति तीर्थाभिषेकव्याजेन, वस्तुतस्तीर्थयात्रा नाभिप्रेतेति निमित्ता-भावात्तद्व्याजेनैव । उभयोर्मध्यस्थः प्रययौ तीर्थदेशानेव। किलेति प्रमाणम् । जीववत्तस्य तीर्थाचरणं भगवत्त्वविरोधीति स्वतः अनुक्त्वा कलेत्युक्तं हृदये व्याजेऽपि लोकप्रतीत्यर्थम् ॥१७॥

प्रभासे गत्वा संकल्पं कृत्वा ततो निर्गत इत्याह स्नात्वा प्रभास इति ।



શ્લોકાર્થ -૧૭ : કૌરવોનો પાંડવો સાથે યુદ્ધ કરવાનો ઉદ્યમ સાંભળીને તટસ્થ રહેનાર બલભદ્ર ખરેખર ! તીર્થમાં સ્નાન કરવા ગયા.(૧૭)

ભાવાર્થ, સુબોધિનીજી : જે સંકટમાં પરિણમે તેનો ત્યાગ જ એ પ્રથમ ધર્મ છે. તેમાં પણ તે ધર્મના નિમિત્તથી તીર્થયાત્રા કરવી એ ઘણો વધારે ધર્મ છે. તેથી યુદ્ધનો ઉદ્યમ સાંભળીને ભગવાન પાંડવોના પક્ષમાં રહેલા હોવાથી પોતે જો કૌરવોના પક્ષમાં રહે તો એકબીજાને વિગ્રહ થાય તેથી તિર્થમાં સ્નાન કરવાના નિમિત્તથી બંને પક્ષમાં તટસ્થ રહી તીર્થયાત્રા કરવા ગયા.

ખરેખર ! શબ્દથી તેનું પ્રમાણ કહેલું છે. જીવની પેઠે તે તીર્થો કરે તે ભગવત્પણાથી વિરૂધ્ધ હોવાથી શુકદેવજીએ પોતે તે ન કહેલાં પોતાના હૃદયમાં તીર્થોના નિમિત્તથી ગયા હોવાનું છતાં પણ લોકના જાણવામાં આવે તે માટે ખરેખર ! એમ કહેલું છે.

પ્રભાસ જઇ, સંકલ્પ કરી ત્યાંથી નીકળ્યા તે કહે છે.(૧૭)

**स्नात्वा प्रभासे संतर्प्य देवर्षिपतृमानवान्।**
**सरस्वतीं प्रतिस्रोतं ययौ ब्राह्मणसंवृतः ॥१८॥**

भगवता सात्त्विकप्रकरणे धर्मः कर्तव्यः स च प्रवृत्त्यात्मकः स धर्मो यज्ञस्तीर्थानि च । तदुक्तम्, 'यज्ञास्तीर्थानि च पुनः समानि हरिणा कृताः' इति यज्ञाः कृताः तीर्थानि च पुनस्तत्समानानि च कृतानि तत्र वसुदेवः जीवतीति न स्वतो यागकरणं संभवतीति सुतरां राजसूयादिकरणं ततो भगवान् साहाय्यमेव कृतवान् । बलभद्रस्तु तीर्थयात्रां यज्ञसमानां मन्यत इति तामेव कर्तुं प्रवृत्तः व्याजेन करणं धर्मो न भवतीति पश्चाद्भगवान् निमित्तं संपादयिष्यति अन्यथा अनधिकारिणा कृतमकृतमिति धर्म एव न भवेत्। प्रभासे अग्निकुण्डे संगमे वा स्नात्वा, ततो देवर्षिपितृमानवान् ब्राह्मणभोजनादिना संतर्प्य सरस्वतीतीरे तीर एव प्रतिस्रोतं यथा भवति ततो ययौ, ब्राह्मणसंवृत्त इति तत्पूर्त्यर्थम् । ब्राह्मणाभ्यनुज्ञाव्यतिरेकेण

तीर्थपूर्त्यभावात् ॥१८॥

શ્લોકાર્થ -૧૮ : પ્રભાસમાં સ્નાન કરી દેવો, ઋષીઓ, પિતૃઓ અને અને મનુષ્યોને તૃપ્ત કરી બ્રાહ્મણોથી વીંટાયેલા સરસ્વતિના કાંઠે કાંઠે તેના મૂલ તરફ ગયા. (૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : સાત્વિક પ્રકરણમાં ભગવાને ધર્મ આચરવો જોઇએ. અને તે પ્રવૃત્તિરૂપ છે. તે ધર્મ યજ્ઞો અને તીર્થો કરવા તે છે. તે યજ્ઞો અને તીર્થોને હરિએ સમાન કરેલા છે. એ વાક્યમાં કહેલું છે.તે પ્રસંગે વસુદેવ જીવતાં હોવાથી પોતાનાથી યજ્ઞ કરવાનું સંભવ નહી હોવાથી અને રાજસૂય યજ્ઞ કરવાનું જરાપણ સંભવતું ન હતું . તેથી ભગવાને યુધિષ્ઠરને રાજસૂય યજ્ઞમાં સહાય કરી હતી.

બલભદ્ર તો તીર્થયાત્રાને યજ્ઞની સમાન માનતાં હતાં. તેથી તેમણે પ્રવૃત્તિ કરી. નિમિત્તથી તીર્થયાત્રા કરવી એ ધર્મ નથી. તેથી ભગવાન તીર્થયાત્રા કરવાનું કારણ ઉભુ કરશે. તેમ ન થાય તો અધિકાર વિનાએ કરેલું ન કરેલું હોવાથી તીર્થયાત્રાથી ધર્મ થાય જ નહિ.

પ્રભાસમાં અગ્નિકુંડમાં, નદીના અને સમુદ્રના સગંમમાં સ્નાન કરીને પછી દેવો, ઋષિઓ, પિતૃઓ અને માનવોને બ્રાહ્મણોને ભોજન વિગેરેથી તૃપ્ત કરીને સસ્વતિના કાંઠે કાંઠે જ મૂળ તરફ જવાય તેવી રીતે ગયા. બ્રાહ્મણોથી વીંટાયેલા ગયા. કારણ કે બ્રાહ્મણોની રજા સિવાય તીર્થયાત્રા પૂર્ણ થતી નથી. (૧૮)




**पृथूदकं बिन्दुसरस्त्रितकूपं सुदर्शनम्।**
**विशालं ब्रह्मतीर्थं च चक्रं प्राची सरस्वतीम् ॥१९॥**

यद्यपि प्रतिस्रोतोगमनेक्रमेण पृथूदकादीनि तीर्थानि न सन्ति तथापि तीर्थमाहात्म्यं पुरस्कृत्य तेषां गणना तस्मिन् कल्पे वा तथा संनिवेशः। पृथूदकादीनि षट् तीर्थानि सर्वत्र प्राची सरस्वती एवं

प्लक्षजाता सरस्वती यावत्॥१९॥

**यमुनामनु यान्येव गङ्गामनु च भारत।**
**जगाम नैमिषं यत्र ऋषयः सत्रमासत ॥२०॥**

ततो यमुनां प्राप्य अनुस्रोतन्यायेन प्रयागे समागतः । ततो गङ्गामनु हरिद्वारपर्यन्तं बद्रिकाश्रमपर्यन्तं वा गतः । ततः पुनः गोमतीतीरे नैमिषपर्यन्तं समागतः। तत्र विलम्बे कारणमाह यत्र ऋषय इति । सत्रं यत्किंचिदासत ॥२०॥

ततो यज्जातं तदाह तमागतमभिप्रेत्येति ।

શ્લોકાર્થ -૧૯-૨૦ : હે ભારત ! પ્રાચી સરસ્વતિ ઉપરના પૃથુદક, બિંદુ સરોવર, ત્રિતકુપ, સુદર્શન, વિશાલ બ્રહ્મ તીર્થ અને ચક્રતીર્થ થઈ. જે યમુનાના કાંઠા ઉપર છે તે અને ગંગાના કાંઠા પર છે. ત્યાં થઈ નૈમિષ ગયા કે જ્યાં ઋષિઓ યજ્ઞ કરતા હતા. (૧૯-૨૦)

ભાવાર્થ, સુબોધિનીજી : જોકે સરસ્વતિના મૂલ તરફ જતા પૃથૂદક તીર્થો અનુક્રમે આવતા નથી. છતાં પણ તે તીર્થોનો આદર કરી તેઓને ગણાવેલાં છે. તે કલ્પમાં તે તીર્થો હતાં. તે છ તીર્થો છે. તે સ્થળે સરસ્વતિ છે એ રીતે પીપરના વૃક્ષ પાસેથી સરસ્વતિ નીકળે છે ત્યાં સુધી ગયા. (૧૯)

પછી યમુના જઈ, પ્રવાહ જેમ વહે છે તે પ્રમાણે પ્રયાગ આવ્યા પછી ગંગાના કાંઠે હરિદ્વાર સુધી અથવા બદ્રિકાશ્રમ સુધી ગયા પછી ગોમતીના કાંઠે નૈમિષ સુધી આવ્યા. ત્યાં વિલંબ થવાનું કારણ 'જ્યાં ઋષિઓ યજ્ઞ કરતા હતા' તેઓ યજ્ઞ કરતા હતા. (૨૦)

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**तमागतमभिप्रेत्य मुनयो दीर्घसत्रिणः।**
**अभिनन्द्य यथान्यायं प्रणम्योत्थाय चार्चयन् ॥२१॥**

मुनयः अग्रेस्मात् ज्ञानोपदेशो भविष्यतीत्येष्यज्ञानयुक्ताः । अत एव तदर्थं दीर्घसत्रिणः तस्यागमनमभिनन्द्य यथान्यायं यथा क्षत्रियोत्तमे समागते कर्तुमुचितं तथा कृतवन्तः । ततो भगवद्बुद्ध्या प्रणम्य उत्थाय च आर्चयन् ॥२१॥

स हि व्याजेन प्रवृत्तः मुख्यस्वाम्यभिप्रायाभावात भगवच्छास्त्रपर्यालोचनाभावाच्च स्मृतिन्यायेन धर्ममप्यधर्मं ज्ञात्वा धर्मस्थाने अधर्मो न युक्त तेषां सत्कारफलसिद्ध्यर्थं उपकारमिव कुर्वन् सूतनिराकरणार्थं तं दृष्टवानित्याह **सोऽर्चित** इति ।

*<u>શ્લોકાર્થ -૨૧ :</u> તેમના આગમનો અભિપ્રાય રાખી, લાંબો યજ્ઞ કરનારા ઋષિઓએ આવેલાનો નિયમમુજબ સત્કાર કરી પ્રણામ કરી, ઉભા થઈ તેમની પૂજા કરી.(૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> મુનીઓ 'આ બલભદ્રથી ભવિષ્યમાં ઉપદેશ થશે અને જ્ઞાન મળશે. એમ ભવિષ્યને જાણનારા હતા. તેથી તે પ્રયોજન માટે દીર્ઘકાળ સુધી ચાલે તેવો યજ્ઞ કરતા હતા. તેઓએ તેમના આગમનનું અભિનંદન કરી, નિયમ પ્રમાણે' તેમનું અભિનંદન કર્યુ. બલભદ્ર ભગવાન છે એવી બુદ્ધિથી તેમણે પ્રણામ કરી ઉભા થઈને તેમની પૂજા કરી. (૨૧)

તેમને તીર્થ કરવા નિમિત્તથી પ્રવૃતિ કરેલી. તેથી મુખ્ય સ્વામીનો તેવો અભિપ્રાય નહિ હોવાથી અને બલભદ્રને ભગવદ્ શાસ્ત્રનું પૂર્ણ જ્ઞાન નહિ હોવાથી સ્મૃતિના નિયમ પ્રમાણે ધર્મને પણ અધર્મ જાણીને 'ધર્મના સ્થાનમાં અધર્મ યોગ્ય નથી' એમ વિચારીને ઋષિઓને સત્કાર કરવાનું ફલ પ્રાપ્ત થાય તે માટે તેઓ ઉપકાર કરતા હોય તેમ સૂતનો વધ થાય તે માટે બલભદ્રે તેને જોયો તે નીચેના શ્લોકથી કહે છે.

**सोऽर्चितः सपरीवारः कृतासनपरिग्रहः ।**
**रोमहर्षणमासीनं महर्षेः शिष्यमैक्षत ॥२२॥**



सपरीवारः ब्राह्मणसहितः। कृतः आसनपरिग्रहो येन, स्थिरतायै उपदेशयोग्यत्वायाभिमानाय चोक्तम्। रोमहर्षणः सूतः। ब्राह्मणानामग्रे उच्चासने स्थितः न चायं बालः यतो महर्षेः शिष्यः ॥२२॥

एवमपि स्मृतिविरुद्धं करोतीति तस्मिन् क्रोधं कृतवानित्याह अप्रत्युत्थायिनमिति।

*શ્લોકાર્થ -૨૨ : પરિવાર સાથે પૂજાયેલા અને આસનનો સ્વીકાર કરેલા તેમણે મહર્ષિના શિષ્ય 'રોમહર્ષણને' બેઠેલો જોયો.(૨૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'પરિવાર સાથે' એટલે બ્રાહ્મણો સાથે આસનનો સ્વીકાર જેમણે કર્યો છે એમ સ્થિરપણા માટે ઉપદેશ કરવાની યોગ્યતા માટે અને અભિમાન જણાય તે માટે કહેલું છે. 'રોમહર્ષણ' એટલે સૂત (પુરાણી) બ્રાહ્મણોની આગળ ઉંચા આસન પર બેઠો હતો. વળી આ બાલક ન હતો.કારણ કે મહર્ષિ વ્યાસનો શિષ્ય હતો.(૨૨)

એ પ્રમાણે પણ સ્મૃતિની વિરૂધ્ધ તે કર્મ કરતો હતો. તેથી બલભદ્રે તેના પર ક્રોધ કર્યો.

**अप्रत्युत्थायिनं सूतमकृतप्रह्वणाञ्जलिम्।**
**अध्यासीनं च तान्विप्रांश्चुकोपोद्वीक्ष्य माधवः॥२३॥**

वस्तुतो ब्राह्मणातिक्रम एव तस्य दण्डे हेतुः। तथापि ब्राह्मणैः केनचित्प्रकारेण तस्य दोषोऽङ्गीकृतः तस्य मात्सर्याजनकत्वात् अप्रत्युत्थानमेव हेतुं मन्यते। यद्यस्य महत्त्वं केनापि प्रकारेण जातं तथापि ब्राह्मणोत्तमादधिकं भवति। ब्राह्मणाश्चेदभ्युत्थानादिकं कृतवन्तः तत्रास्याभ्युत्थाने कः सन्देहः अतो नास्मिन् धर्मः

**मार्गाभावात् । अतः पाषण्डे केनचिल्लोभादिना पुष्टः धर्माभासः गर्वजनकत्वाद् अपकार्येव जात इति। तस्मिन् विद्यमानं धर्मं पाषण्डत्वेनाभिप्रेत्य क्रोधं कृतवान्। सूत इति जात्या हीनः। न कृतः प्रह्वणार्थमञ्जलिर्येन ।व्रतस्थेनाप्येतावत्कर्तव्यमिति द्वितीयो दोष उक्तः। तृतीयमाह अध्यासीनं चेति। आधिक्येनोच्चासनेन ब्राह्मणान् हीनान् कृत्वा आसीनः। ते च विप्राः विशेषेण पूरकाः सर्वसुहृदः अतस्तेषां तूर्ष्णीभावो न दोषायेति । स्वयं दण्डाधिकृत इति क्रोधोपपत्तिरूक्ता । माधवो मधुवंशोत्पन्नः ॥२३॥**

**तस्यालोचनमाह कस्मादिति ।**



<u>શ્લોકાર્થ -૨૩:</u> *ઉભા ન થનાર, વિનયથી હાથ નહિ જોડનાર, અને તે વિપ્રોથી ઉંચા આસને બેઠેલા સૂતને જોઇને માધવે ક્રોધ કર્યો.(૨૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વાસ્તવિક રીતે બ્રાહ્મણનો અપરાધ જ તેની શિક્ષાનું કારણ હતું. છતાં પણ તેની ઉપર વિપ્રોનો ક્રોધ નહિ થયેલો હોવાથી , બ્રાહ્મણોએ તેના દોષનું અનુમોદન કરેલું તેથી ઉભો ન થયો. તેજ કારણ બલભદ્રે શિક્ષાનું માન્યું. આનું ઉત્તમપણું ઘણું હતું. તો પણ ઉત્તમ બ્રાહ્મણથી વધારે ઉત્તમપણું ન હતું. જ્યારે વિપ્રોએ પણ ઉભા થવાનું કર્યું. તો પછી એણે ઉભા થવામાં શું શંકા હતી?તેથી આવી રીત નહિ હોવાથી તેનામાં ધર્મ નથી. તેથી પાખંડમાં કંઇક લોભ થયો છે અને તેથી ખોટા ધર્મો અહંકાર ઉત્પન્ન થયેલ હોવાથી હાનિકારક થયેલ છે. એમ વિચારી તેનામાં રહેલ ધર્મને પાખંડ માનીને બલભદ્રે ક્રોધ કર્યો. 'સૂત' હોવાથી જાતીમાં તે હલકો હતો. વિનય માટે હાથ જોડેલા ન હતા જોણે તેવો તે હતો. વ્રતમાં રહેલો વ્રત આચરતો હોય તેને પણ આટલું કરવું જોઇએ એમ તેનો બીજો દોષ કહ્યો. 'તે વિપ્રોથી ઉંચા આસને બેઠેલો' એ વિશેષણ કહીને ત્રીજો દોષ કહેલ છે. પોતાના ઉત્તમપણાને હલકા ગણીને બેઠેલો હતો.તેઓ બ્રાહ્મણો સર્વના મિત્રો હતા. તેથી તેઓની શાંતિથી તેમને ક્રોધ થયો. 'માધવ'

એટલે મધુવંશમાં ઉત્પન્ન થયેલા બલભદ્ર.(૨૩)

નીચેના શ્લોકથી આરંભી તેમની માન્યતા કહેલી છે.

**कस्मादसाविमान्विप्रानध्यास्ते प्रतिलोमजः।**

**धर्मपालांस्तथैवास्मान्वधमर्हति दुर्मतिः ॥२४॥**

असाविति नास्मिन् तेजो दृश्यत इति ज्ञापितम्। इमान् विप्रानिति तेजोदर्शनं, न चायमपि महान् यतः **प्रतिलोमजः**, अनेन ज्ञानाधिक्यादुपविष्ट इति पक्षो निराकृतः। विप्राणामेव ज्ञानतो ज्यैष्ठ्यमिति भावः । किंच । **धर्मपालांस्तथैवास्मानिति** ऐहिकभयमामुष्मिकभयं च नास्त्यस्मिन् इति द्वयं निरूपितम्। तत्र दण्डो वध एवेत्याह **वधमर्हतीति** । ननु बोधनीय एवायं किमिति वधः क्रियत इत्याशङ्क्याह **दुर्मतिरिति** दुष्टबुद्धिः, उक्तमपि न ग्रहीष्यति ॥२४॥

नन्वयमनुपासितवृद्धः बालवत्प्रबोधनीय एवेति चेत्तत्राऽह **ऋषेर्भगवतोभूत्वेति।**

*<u>શ્લોકાર્થ-૨૪ :</u> આ પ્રતિલોમથી જન્મેલો, આ વિપ્રોથી અને ધર્મનું પાલન કરનારા અમારા રક્ષણથી આસને શા માટે ઉંચે બેઠો છે.? આ દુષ્ટ મતિવાળો વધને યોગ્ય છે.(૨૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'આ' શબ્દથી એમ જણાવ્યુ કે તેનામાં તેજ દેખાતું નથી. 'આ વિપ્રો' શબ્દથી આમનામાં તેજ દેખાય છે. આ ઉત્તમ પુરૂષ પણ નથી કારણ કે તે પ્રતિલોમથી જન્મેલો છે. આથી જ્ઞાન વધારે હોવાને લીધે ઉંચે આસને બેઠેલો છે. એવો વિચાર પણ ખોટો છે. વિપ્રો જ્ઞાનમાં વધારે છે. વિપ્રોથી અને ધર્મનું રક્ષણ કરનારા અમારાથી ઊંચા આસને બેઠો છે. એમ બે દોષ કહેલ છે. તે માટે એને શિક્ષા વધ જ છે. એમ 'વધને યોગ્ય જ છે.' એ શબ્દોથી કહે છે.

આને સમજાવવું જોઈએ: તેને બદલે વધ કેમ કરવામાં આવે છે? એવી શંકા થાય તેથી 'દુષ્ટ મતિવાળો' વિશેષણ યોજેલું છે. દુષ્ટ બુધ્ધિવાળો હોવાથી એને કહેવામાં આવશે છતાં માનશે નહિ.(૨૪)

જેને વૃધ્ધોની ઉપાસના કરી છે. તેવા આને બાળકની પેઠે જ્ઞાન જ આપવું જોઈએ તે હવે કહે છે.




**ऋषेर्भगवतो भूत्वा शिष्योधीत्य बहूनि च।**
**सेतिहासपुराणानि धर्मशास्त्राणि सर्वशः॥२५॥**

**ऋषिर्मन्त्रद्रष्टा तस्य शिष्योऽप्यलौककार्थज्ञो भवितुमर्हति तत्रापि भगवतः सानुभावस्य। न केवलं शिष्यत्वमात्रं किंतु बहून्यधीत्येति। चकारादध्यापनाभ्यासौ। वेदाध्ययनं शङ्कितं भविष्यतीति तन्निराकरणार्थमितिहासपुराणानीत्याह, इतिहासश्रवणेन नीतिज्ञानं भवति, तदभावे केवलधर्मेऽप्यनर्थः स्यात् गजेन्द्रवत्। पुराणाध्ययनात्साभिप्रायधर्मज्ञानम्। धर्मशास्त्रैः देशकालकुलादिधर्माः आधुनिका अपि सर्व एव ज्ञाता भवन्ति। सर्वश इति तत्तदभिप्रायोऽपि बहूनां मुखादवगतः॥२५॥**

**ननु विद्यया कथमस्य गुणा नोत्पादिताः कथमयमेतादृशो जात इत्याह अदान्तस्येति।**

*<u>શ્લોકાર્થ-૨૫</u> : ભગવાન વ્યાસ ઋષિનો શિષ્ય થઈને અને સર્વ પ્રકારે ઈતિહાસ અને પુરાણો સાથે ધર્મ શાસ્ત્રોનું અધ્યયન કરીને આવું વિનયહીન વર્તન કરે છે.(૨૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : ઋષિ મંત્રોનું દર્શન કરનાર છે. તેનો શિષ્ય પણ અલૌકિક અર્થ જાણનાર હોવો જોઈએ. તેમાં પણ 'ભગવાન' પ્રભાવશાળી ઋષિનો શિષ્ય છે. એટલું જ નહિ પરંતુ ધર્મશાસ્ત્રો ભણેલો છે. 'ચ અને' શબ્દોથી

બીજાઓને ભણાવેલ છે. વેદનું અધ્યયન કર્યું હશે એવી શંકા થાય તે દૂર કરવા માટે 'ઇતિહાસ અને પુરાણો' એમ કહેલું છે. ઇતિહાસનું શ્રવણ કરવાથી નીતિનું જ્ઞાન થાય છે. તેમ ન હોય તો કેવલ ધર્મથી ગજેન્દ્રની માફક દુઃખ થાય છે. પુરાણનું અધ્યયન કરવાથી આશ્રય સહિત ધર્મનું જ્ઞાન થાય છે. ધર્મ શાસ્ત્રોથી દેશ, કાલ,કુલ વિગેરેના પણ ધર્મો આધુનિક જાણવામાં આવે છે. ' સર્વ પ્રકારે' શબ્દથી તે બધાનો અભિપ્રાય પણ ઘણાનાં મુખથી તેણે જાણેલો છે. (૨૫)

તો પછી વિદ્યાએ આનામાં ગુણો ઉત્પન્ન કેમ ન કર્યા અને આ આવો કેમ થયો? એવી શંકા થાય તેથી નિચેના શ્લોકથી તે કહે છે.

**अदान्तस्याविनीतस्य वृथापण्डितमानिनः।**
**न गुणाय भवन्ति स्म नटस्येवाजितात्मनः॥२६॥**

विद्या गुणोत्पादिका आश्रयदोषाभावे भवति। तत्र अजितेन्द्रियत्वं महानाश्रयदोषः 'पराञ्चि खानि व्यतृणत्स्वयंभूः' इति सहजबहिर्मुखानि, विद्या ह्यन्तर्मुखं कर्तुमिच्छति। तदिन्द्रियाणां प्रतिबन्धे न भवतीति इन्द्रियो मृग्यते। किंच। विद्याग्रहणे विद्याबाधकधर्माभावो हेतुः 'विद्या वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि। असूयकायानृजजवेऽयताय न मा ब्रूया वीर्यवती तथा स्याम्' इति। अविनीतस्य विद्या निर्वीर्येति न गुणजननसामर्थ्यम्। किंच। वृथापण्डितमानिन इति। विद्या बुद्धया गृहीता सती स्वकार्यं करोति तदभिमानात्तस्याग्रहणमेव, यस्तु पाठव्यतिरेकेणापि मन्यते पण्डितोऽहमिति स प्रयोजनाभावात् स्वार्थं विद्यां न ग्रहीष्यत्येव कथं विद्याफलं जनयेत् अतो न गुणाय भवन्ति पुराणादीनि। किंच नटस्येवेति परप्रदर्शनार्थमेव यो विद्यां गृह्णाति तस्य न विद्यातः फलं यथा नटस्य। किंच। अजितात्मनः

अन्तःकरणजयाभावे उत्पादिता अपि गुणाः तामसैर्भावैस्तिरोहिता भवन्ति अतोस्य सर्वमेव वर्तत इति दोषपञ्चकसद्भावान्नास्मिन्विद्याफलम्॥२६॥



नन्वस्य दोषेणायमेव नाशो भवतु किं तव । यथास्य विनयो धर्मः एवं तव क्षमापि तदभावे तवापि दोष एवेत्याशङ्क्याह एतदर्थ इति।

*<u>શ્લોકાર્થ -૨૬ :</u> નટની પેઠે ઇંદ્રિયોને વશ અજિતાત્મા, વિનય રહિત, પોતાને વૃથા પંડિત માનનાર અને જેને અન્તઃકરણ વશ નથી તેવાને વિદ્યા ગુણકારી બનતી નથી.(૨૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> નિર્દોષ આશ્રય જે પુરૂષમાં રહેલો હોય તો વિદ્યા ગુણો ઉત્પન્ન કરે છે. ઇંદ્રિયો વશ ન હોવાપણું અજીતેન્દ્રિય તે આ આશ્રયમાં મોટો દોષ છે. 'બ્રહ્માએ ઇંદ્રિયો પ્રતિકૂળ બનાવી છે.' એ શ્રુતિ પ્રમાણે ઇંદ્રિયો ભગવાનથી બહિર્મુખ છે અને વિદ્યા પુરૂષને અંતર્મુખ કરવા ઇચ્છે છો પણ તે કાર્ય ઇંદ્રિયો વિઘ્નકારક હોય ત્યારે બનતું નથી. તેથી ઇંદ્રિયો પર વિજય મેળવવા વિદ્યા બ્રાહ્મણ પાસે આવી અને કહ્યું કે તું મારું રક્ષણ કર. હું તારો ખજાનો છું. ઇર્ષ્યા કરનારને, દુષ્ટને, સંયમવિનાને મને તું જણાવીશ નહિ. એ પ્રકારે હું વીર્યવાળી થઇશ એ શ્રુતિ મુજબ વિદ્યા ગ્રહણ કરવામાં વિદ્યાથી વિરૂધ્ધ ગુણ ન હોવો એ કારણ છે. વિનયરહિતની વિદ્યા વિર્ય વિનાની હોવાથી તે ગુણો ઉત્પન્ન કરવાની શક્તિવાળી નથી. 'પોતાને વૃથા પંડિત માનનાર' શબ્દથી એમ કહેલું છે કે બુદ્ધિથી વિદ્યા ગ્રહણ કરવામાં આવે ત્યારે તે પોતાનું કામ કરે છે. વિદ્યાના અભિમાનને લીધે પણ તેણે વિદ્યા ગ્રહણ કરેલી જ નથી. પરંતુ જે પાઠ કર્યા વિના જ હું પંડિત છું એમ માને છે તેણે પોતાના માટે વિદ્યાનું પ્રયોજન નહિ હોવાથી વિદ્યા ગ્રહણ નહિ જ કરે. તો પછી તેને વિદ્યાનું ફલ કેમ મળે? માટે તેને પુરાણો ગુણ કરતા નથી. નટની પેઠે બીજાઓને દેખાડવા માટે જ જે વિદ્યા ગ્રહણ કરે છે તેને તો જેમ નટને ફલ મળતું નથી તેમ વિદ્યાથી ફલ મળતું નથી. વળી જેને અન્તઃકરણ વશ થયેલ નથી તેને ઇન્દ્રિયો ઉપર વિજય થયેલો નહિ હોવાથી વિદ્યાએ ઉત્પન્ન કરેલા ગુણો પણ જતાં રહે છે.

તેથી આ સૂતમાં વિદ્યા વિરૂધ્ધ બધું હોવાથી પાંચ દોષો હોવાથી તેને વિદ્યાનું ફલ મળેલું નથી. (૨૬)

એના દોષથી એનો જ વિનાશ થાય તેમાં તમારે શું? જેમ વિનય આનો (સૂતનો) ધર્મ છે તેમ ક્ષમા પણ તમારો ધર્મ છે. તમારામાં ક્ષમા ન હોવાથી તમને પણ દોષ લાગશે એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.

**एतदर्थो हि लोकेऽस्मिन्नवतारो मया कृतः ।**
**वध्या मे धर्मध्वजिनस्ते हि पातकिनोधिकाः ॥२७॥**

इदं नाधिकारिभिः कर्तुं शक्यमन्यथाधिकारस्वीकारो व्यर्थः स्यात्, यथा परमहंसानां सर्वातिक्रमसहनं युक्तं एवं राज्ञोऽपि चेत्तदा सर्वनाशः स्यात् । एतदर्थमेव मम अवतारः येन धर्मो रक्षितो भवति । अतस्तदेव मम कर्तव्यम् । धर्मे च प्रतिपक्षा निराकर्तव्याः । तत्राधर्मकारिभ्योपि धर्मध्वजिनो दुष्टाः अन्यानपि नाशयन्तीति तेषां दोषाधिक्यमाह ते हि पातकिनोऽधिका इति । ते अधिकाः पातकिनः साक्षान्निषिद्धाचरणमधर्मः, तस्योत्कर्षो महापातकम्, तेभ्योऽपि धर्मध्वजिनः अधिकाः । 'विधर्मः परधर्मश्च' इति वाक्ये एतन्निरूपितम् । उपधर्मास्ते तद्धर्मनिवृत्तीच्छायामपि न निवर्तन्ते नापि प्रतीकारार्थमिच्छामपि कुर्वन्ति अतोस्मिन्विद्यमाने अधर्मानुवृत्तिर्भविष्यतीति वधावश्यकता निरूपिता॥२७॥

ततो यत्कृतवांस्तदाह एतावदुक्त्वेति ।

<u>શ્લોકાર્થ -૨૭ :</u> દંભ કરનારાઓનો મારે વધ કરવાનો છે. કારણ કે તેઓ બધા પાપી છે. આ પ્રયોજનથી મેં આ લોકમાં અવતાર ધારણ કરેલો છે. (૨૭)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ ધર્મનો દંભ કરનારો ક્ષમાનો અધિકારી નથી. જો તેને સજા કરવામાં ન આવે તો અધિકારનો સ્વીકાર વ્યર્થ થાય. જેમ પરમ

હંસોએ સર્વના અપરાધો સહન કરવાનું યોગ્ય છે. તેવું રાજાને માટે પણ હોય તો સર્વનો નાશ થાય તેથી મારે સૂતને સજા કરવાનું યોગ્ય છે. એટલે કે ધર્મના વિરોધિઓનોનાશ કરવો યોગ્ય છે. તેમાં અધર્મ કરનારા કરતાં પણ ધર્મનો દંભ કરનારાઓ વધારે દુષ્ટ છે. કારણ તેઓ બીજાઓનો પણ નાશ કરે છે. કારણ કે તેઓ વધારે પાપી છે. નિષેધ કરેલ કાર્ય સ્પષ્ટપણે કરવા એ અધર્મ છે. તેવું કાર્ય ઘણું કરવું એ મહાપાપ છે. તેમાં પણ ધર્મનો દંભ કરનારા વધારે પાપી છે.

વિધર્મ અને પરમ ધર્મ ૭-૧૫-૧૨ વાક્યમાં આ કહેલ છે. તે ઉપધર્મો છે. આવા ગુણવાળાઓ પોતાના ગુણો જતાં રહે એવી ઇચ્છા કરે ત્યારે પણ તે દૂર થતા નથી. તે દૂર કરવાની ઇચ્છા પણ કરતા નથી. તેથી આ સૂત જેવા હોય ત્યાં સુધી અધર્મ ચાલુ રહેવાથી આના વધની આવશ્યકતા કરેલી છે. (૨૭)

પછી જે કર્યું તે હવે નીચેના શ્લોકથી કહે છે.




**एतावदुक्त्वा भगवान्निवृत्तोसद्वधादपि ।**
**भावित्वात्तं कुशाग्रेण करस्थेनाहनत्प्रभु ॥२८॥**

**स हि सङ्कल्पमारभ्य असद्वधादपि निवृत्तः। व्रतिनो वध्यवधोपि निषिद्ध इति तथापि क्षोभाधिक्यात्, तथैव भावित्वात्, धर्मपरीक्षार्थं लौकिकं शस्त्रं परित्यज्य तत्रापि स्वहस्तस्थितं सूक्ष्ममेव कुशं मारणार्थं गृहीतवान्। हस्तस्थितौ तस्मिन् क्रियाशक्त्यध्यासः। मरणे तथा मारणे च हेतुः प्रभुरिति ॥२८॥**

**यद्यपि तन्मारणं धर्मः तथापि धर्मप्रर्वकानां नाभिप्रेतः, अतस्ते खिन्ना जाता इत्याह हाहेति।**

*<u>શ્લોકાર્થ - ૨૮ :</u> આટલું કહીને ભગવાન બલભદ્ર તીર્થયાત્રાના નિમિત્તથી દુષ્ટોનો વધ કરતાં અટકેલ હોવા છતાં પણ તેમ થવાનું હતું જ તેથી પ્રભુએ હાથમાં રહેલા કુશની ટોચથી તેને હણ્યો. (૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેમણે તીર્થયાત્રાનો સંકલ્પ કરેલો ત્યારથી આરંભી

દુષ્ટના વધથી પણ અંટકેલા કારણ કે વ્રત કરનારને વધ કરવા યોગ્યનો પણ વધ કરવાની મના છે. છતાંપણ ઘણાં ક્રોધને લીધે અને ભાવી તેમજ થવાનું હોવાથી ધર્મનું પાલન કરવાં માટે લૌકિક શાસ્ત્રનો ત્યાગ કરી તે સંજોગોમાં પોતાના હાથમાં રહેલા કુશને સુતને હણવા માટે લીધું ત્યારે તેની અંદર બલભદ્રની ક્રિયા શક્તિ આવી. 'પ્રભુ' શબ્દથી સુતનું મરણ થવાનું કારણ બતાવેલ છે.(૨૮)

જો કે તેને હણવો તે ધર્મ હતો. છતાં બ્રાહ્મણોને સૂતનો વધ ઈષ્ટ ન હતો તેથી તેઓ ઉદાસ થયા. તે નીચેના શ્લોકથી કહે છે.

**हाहेतिवादिनः सर्वे मुनयः खिन्नमानसाः ।**
**ऊचुः संकर्षणं देवमधर्मस्ते कृतः प्रभोः ॥२९॥**

सर्वे स्वाभिलषितनाशात् हाहेतिवादिनः । ते हि भगवत्कथां श्रृण्वानाः तद्विघातो जात इति खिन्नमानसा जाताः । यतो मुनयः । श्रुतो हि भगवान् मन्तव्यो भवति । साक्षाद्गुरोः सकाशादध्यनव्यापारे मननं बाधितं भवेत् । अतोयं प्रसङ्गाद्गृहे समागतः सर्वं श्रावयतीत्यनायासेनाभिलषितसिद्धिः तन्नाशान्मनःखेदः । तथापि जात एवानर्थ इति तूष्णीं स्थातव्यं किमित्युपालम्भः क्रियत इति तत्राह संकर्षणमिति । स ह्यन्यधर्ममन्यत्र प्रयोजयितुं शक्तः दृष्टादृष्टयोर्मेलकत्वात् । तत्रापि देवः अलौकिकमपि योजयेत् । अतः स वक्तव्य एवेत्यूचुः । ते त्वया अधर्मः कृत इति । अयमधर्मस्तवैव जातो नास्माकमयमभिप्रायः । प्रभोरिति सामर्थ्यमेव त्वया प्रकटितं न तु ज्ञानमिति सूचितम् ॥२९॥

कथमधर्म इत्याशङ्कायामाह अस्य ब्रह्मासनं दत्तमिति ।

<u>શ્લોકાર્થ - ૨૯ :</u> *હા ! હા ! એમ બોલતાં દુઃખી મનવાળા મુનીઓએ સંકર્ષણ દેવને કહ્યું હે પ્રભુ ! આપે અધર્મ કર્યો છે.(૨૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : પોતે ઈચ્છેલા પદાર્થનો નાશ કરવાથી બધાએ હા ! હા ! એમ બોલ્યાં. તેઓ ભગવાનની કથાનું શ્રવણ કરતાં હતાં. અને તે અટકી પડી તેથી તેઓ દુ:ખી મનવાળા થયાં કારણ કે તેઓ મુનીઓ હતાં. શ્રવણ કરેલ ભગવાન મનન કરવાં યોગ્ય છે. ગુરૂ પાસેથી અધ્યયનનું કાર્ય થતું હોય ત્યારે મનન અટકેલું હોય છે. ઘેર આવેલાં સૂત સર્વને શ્રવણ કરાવતો હતો એટલે પ્રયાસ વિના મુનીઓને ઈચ્છેલું પ્રાપ્ત થયું હતું. તેથી તેનો નાશ થવાથી મનમાં દુ:ખ થયું. છતાંપણ અનિષ્ટ થઈ ગયું તેથી શાંત રહેવું જોઈએ. તો ઠપકો કેમ દેતા હતાં? એ શંકામાં 'સંકર્ષણ' શબ્દ યોજેલ છે. કારણ કે તે દ્રષ્ટા અને દ્રષ્યનો મેળ કરાવનાર છે. તેમાં પણ દેવ હોય અલૌકિકનો પણ મેળ કરે તેથી સંકર્ષણને કહેવું જોઈએ એટલે કહ્યું કે આપે અધર્મ કર્યો છે. આ અધર્મ આપનો થયો છે. અમારો નહીં. હે પ્રભો ! એ સંબોધનથી એમ સુચવે છે કે આપે શકિત પ્રગટ કરી પરંતુ જ્ઞાન પ્રગટ કર્યું નહીં. (૨૯)




અધર્મ કેવી રીતે થયો ? તે હવે કહે છે.

**अस्य ब्रह्मासनं दत्तमस्माभिर्यदुनन्दन ।**
**आयुश्चात्माक्लमं तावद्यावत्सत्रं समाप्यते ॥३०॥**

अन्यस्मात्कथाश्रवणं दोषायेति ब्रह्मासनं दत्तवन्तः । यावदयमासने उपविश्य तिष्ठति तावद्ब्राह्मण एवेति अत एवानेन नोत्थितम्, तैस्तु स्वब्रह्मत्वमत्र स्थापितमिति तेषामुत्थानेप्यस्यानुत्थानं न हि ब्राह्मणः क्षत्रियं मन्यते, धर्मस्तु अयुक्ते ब्रह्मत्वं स्थापितमिति वधे सानुकूलः । अस्माभिरिति स्वसामर्थ्यं ख्यापयति। यदुनन्दनेति ब्राह्मणहृदयानभिज्ञत्वम्। 'पितापुत्रौ विजानीयाद्'ति वाक्यात् क्षत्रियः पुत्रो भवति। ततः पितुरभिप्रायाज्ञानं तव युक्तमिति गूढोऽभिप्रायः। किंच । अस्मद्वाक्यमपि त्वया नाशितमित्याह आयुश्चेति। यद्यपि ब्राह्मणानां

कृतिः अन्यथापि भवेत् तथापि वाक् मृषा भवितुं नार्हति। अस्माभिश्च अल्पायुरयं ज्ञात्वा अस्मा आयुर्दत्तम्। यावत्सत्रं समाप्यते तावदस्मदायुरत्र तिष्ठति अतोस्माकमायुषोपि क्षयो जातः । सूर्यो धर्मादिकरणदशयां आयुर्न गृह्णाति इत्यवोचाम। किंच। आत्माक्लमं च आत्मनो देहस्य क्लमाभावः। अतः स्वकीयदानमलौकिकदानं च स्वयं नष्टमित्याक्रोशो जातः ॥३०॥

तर्हि पर्यवसितं जातमित्याकाङ्क्षायामाहुः अजानतैवाचरित इति।

શ્લોકાર્થ -30 : હે યદુનંદન ! જ્યાંસુધી યજ્ઞ પૂરો થાય ત્યાંસુધી અમે આને બ્રહ્માસન અને આયુષ્ય દેહને શ્રમ ન થાય તેવું આપેલ હતું.(30)

ભાવાર્થ, સુબોધિનીજી : બ્રાહ્મણ શિવાય બીજા પાસેથી કથા શ્રવણ કરવામાં આવે તો દોષ લાગે. તેથી અમે તેને બ્રહ્માસન આપેલું એટલે જયાંસુધી આ આસન પર બેસીને રહે ત્યાંસુધી તે બ્રાહ્મણ જ હતો. તેથી તે ઉભો થયેલ નહી. મુનીઓએ તો પોતાનું બ્રાહ્મણપણું આ સૂતમાં મૂકેલું તેથી તેઓ ઉઠયા છતાં પણ આ સૂતજી ઉઠયા નહીં. કારણ કે બ્રાહ્મણ ક્ષત્રિયોનો આદર કરતો નથી. અયોગ્ય પુરૂષમાં બ્રાહ્મણપણું મુકેલું હોવાથી ધર્મ તો તેનો વધ થવામાં અનુકુળ થયો. 'અમે' શબ્દથી મુનીઓ પોતાની શક્તિ જણાવે છે. હે યદુનંદન! એ સંબોધનથી બલભદ્રમાં બ્રાહ્મણના અભિપ્રાયનું અજ્ઞનપણું જણાવેલ છે. બ્રાહ્મણ તથા ક્ષત્રિયને પિતા અને પુત્ર જાણવા એ વાક્ય પ્રમાણે બ્રાહ્મણપિતા ક્ષત્રિય પુત્ર છે. તેથી તમો પિતારૂપ બ્રાહ્મણનો અભિપ્રાય ન જાણો એ યોગ્ય છે. એવો આ વાક્યનો અભિપ્રાય છે.

વળી અમારા વચનને પણ આપે ખોટું કર્યુ. એમ 'આયુષ્ય આપેલ' એ શબ્દથી કહેલું છે.જો કે બ્રાહ્મણની કૃતિ ખોટી પણ થાય છતાંપણ વાણી ખોટી થતી નથી. અમે સૂતને થોડા આયુષ્યવાળો જાણીને અમે આને અમારું આયુષ્ય આપેલું.

જ્યાંસુધી યજ્ઞ પૂરો થાય ત્યાંસુધી અમારું આયુષ્ય તેનામાં રહેલું. તેથી અમારા આયુષ્યનો પણ ક્ષય થયો. ધર્મના કાર્યમાં સુર્ય આયુષ્ય લઈ લેતો નથી. એમ અમે કહેલું છે. વળી દેહને શ્રમ ન થવાપણું આપેલ. તેથી પોતાનું આયુષ્ય દાન કરેલ તેનો અને અલૌકિક દાનનો નાશ થયો. એટલે બૂમ પાડી ઉઠ્યા.(૩૦)

ત્યારે શું પરીણામ આવ્યું એ જાણવાની ઈચ્છા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.



**अजानतैवाचरितस्त्वया ब्रह्मवधो यथा ।**
**योगेश्वरस्य भवतो नाम्नायोपि नियामकः ॥३१॥**

**यथा ब्रह्मवधः** तथास्य वध इति महापातकसमत्वम् । अज्ञानात्कृतमिति प्रायश्चित्तार्हता, कामतो ब्राह्मणवधे निष्कृतिर्न विवक्षितेति । तर्हि किं कर्तव्यमित्याकाङ्क्षायामाह **योगेश्वरस्येति** । यो हि जीवः तस्यैव कर्मणा गुणदोषौ भवतः भवांस्तु योगेश्वरो ब्रह्म । अतो भवतो नियामक आम्नायोऽपि न भवति, वेदेन हि सर्वार्थो नियम्यते । अतो यद्यपि तव न वधदोषः प्रकारान्तरेण धर्माभीप्सितमप्युक्तम् ॥३१॥

तथापि प्रायश्चित्तं कर्तव्यमित्याहुः **यद्येतद्ब्रह्महत्याया इति ।**

<u>શ્લોકાર્થ -૩૧ :</u> *બ્રાહ્મણના વધ જેવો આનો વધ આપે અજાણતા જ કરેલો છે. આપ યોગેશ્વરનો વેદ પણ શાસક નથી.(૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આનો વધ બ્રાહ્મણના વધ જેવો હોવાથી મહાપાપ સમાન છે. અજ્ઞાનથી કરેલ હોવાથી પ્રાયશ્ચિત થઈ શકે એમ છે. ઈચ્છાપૂર્વક બ્રાહ્મણનો વધ કરવામાં આવે તો શાસ્ત્રમાં પ્રાયશ્ચિત કહેલું નથી. ત્યારે શું કરવું? તેથી ઉત્તરાર્ધ કહેલ છે. કારણ કે જે જીવ હોય તેને જ કર્મથી ગુણ અને દોષ થાય

છે. આપ તો યોગેશ્વર બ્રહ્મ છો. તેથી વેદ પણ આપનો શાસક **નથી.** વેદ બધા પદાર્થોને વશ રાખનાર છે. તેથી આપને વધનો દોષ લાગતો નથી. જુદા પ્રકારે આનો વધ ધર્મે પણ ઇચ્છેલો છે એમ પણ કહેલું છે. છતાં પણ આપે પ્રાયશ્ચિત કરવું તે કહે છે. (૩૧)

**यद्येतद्ब्रह्महत्यायाः पावनं लोकपावन ।**

**चरिष्यति भवाँल्लोकसंग्रहोनन्यचोदितः ॥३२॥**

**एतादृशब्रह्महत्यायाः पावनं प्रायश्चित्तं तदा तव लोकसंग्रहः नान्यथा, अन्यैश्चोक्तः लोकसंग्रहो न भवति अस्मद्विरोधात् । ननु मास्तु लोकसंग्रह इति चेत्तत्राहुः लोकपावन इति लोकपावित्र्यार्थमेव त्वया समागतमिति। यथा वधाभावे त्वया अवतारवैयर्थ्यमुक्तं तथा प्रायश्चित्ताकरणेऽपि लोकोपकाराभावादवतारवैयर्थ्यमिति भावः ॥३२॥**

**ऋषिप्रोक्तं प्रायश्चित्तं कर्तव्यमिति निश्चित्य पृच्छति चरिष्य इति।**

<u>શ્લોકાર્થ -૩૨ :</u> *હે લોકને પાવન કરનાર! બીજાએ નહીં પ્રેરેલા આપ જો આ બ્રહ્મ હત્યાનું પ્રાયશ્ચિત્ત કરશો તો લોકનું કલ્યાણ થશે. (૩૨.)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આવી બ્રહ્મ હત્યાનું પ્રાયશ્ચિત્ત જો કરશો તો તમારાથી લોકનું કલ્યાણ થશે. નહિ તો નહિ થાય. બીજાથી પ્રેરેલા આપ પ્રાયશ્ચિત્ત કરશો તો અમારા વિરોધને લીધે લોકનું કલ્યાણ નહિ થાય.

'લોકનું કલ્યાણ ભલે ન થાય' એમ કહેવામાં આવે તેથી હે લોકને પાવન કરનાર ! એ સંબોધન કહેલું છે. લોકને પાવન કરવા માટે જ આપ ભૂમિ ઉપર આવેલા છો એવો અર્થ છે.

જો સૂતનો વધ ન કરો તો અવતાર વ્યર્થ થાય એમ આપે કહ્યું. તેથી પ્રાયશ્ચિત્ત ન કરો તો પણ લોકના પર ઉપકાર નહિ થવાથી આપનો અવતાર વ્યર્થ થશે એવો ભાવ છે. (૩૨)

ઋષિઓએ કહેલું પ્રાયશ્ચિત્ત કરવું એવો નિશ્ચય કરીને બલભદ્ર તેઓને પ્રશ્ન કરે છે તે કહે છે.



**श्रीबलदेव उवाच -**

**चरिष्ये वधनिर्वेशं लोकानुग्रहकाम्यया ।**

**नियमः प्रथमे कल्पे यावान्स तु विधीयताम् ॥३३॥**

**वधनिर्वेशो वधप्रायश्चित्तम्। लोकपावनोपपत्तिमङ्गीकृत्याह लोकानुग्रहकाम्ययेति। ततश्चानुकल्पं परित्यज्य मुख्यकल्पमेव वदन्त्वित्याह नियमः प्रथमेकल्प इति। मुख्यकल्पे यावद्व्रतं तावद्वेदो न वदतीति सङ्कोचं परित्यज्य स विधीयताम् ॥३३॥**

**अथान्यदप्यभिलषितं भवतां करिष्यामीत्याह दीर्घमायुरिति।**

શ્લોકાર્થ -૩૩ : લોકનું કલ્યાણ કરવાની ઈચ્છાથી હું વધનું પ્રાયશ્ચિત્ત કરીશ. પ્રાયશ્ચિત્તના ઉત્તમ પ્રકારમાં જેટલો નિયમ હોય તેટલો કહો.(૩૩)

ભાવાર્થ, સુબોધિનીજી : લોકને પાવન કરવાના સાધન તરીકે તેનો સ્વીકાર કરીને 'લોકને પવિત્ર કરવાની ઈચ્છાથી' શબ્દ યોજેલ છે. તેથી પ્રાયશ્ચિત્તના હલકા પ્રકારને તજીને મુખ્ય પ્રકારનું પ્રાયશ્ચિત્ત જ કહો. તેમાં જેટલું વ્રત કરવાનું છે તેટલું વેદમાં કહેલ નથી. તેથી મુખ્ય પ્રકાર કહો.(૩૩)

પછી તમારૂં બીજું પણ ઈચ્છેલું કરીશ તે કહે છે.

**दीर्घमायुर्बतैतस्य सत्त्वमिन्द्रियमेव च।**

**यथा भवेद्वचः सत्यं तथा राम विधीयताम्॥३४॥**

**यथैतस्य दीर्घमायुः सत्त्वं बलं इन्द्रियसामर्थ्यं च । चकारादन्यदपि यदेव किंचिद्भवताभाशंसितं चकारात्पूर्वमनाशंसितं च तत्सर्वं योगमायया साधयिष्यामि ॥३४॥**

तदा संतुष्टा ऋषय ऊचुः परीक्षार्थं संदिहाना विरूद्धद्वयमस्माभिर्वक्तव्यम्, तत्र यदि समाधानं ज्ञास्यति तदा अस्योक्तं भविष्यतीति तादृशमाहुः अस्त्रस्येति।

*<u>શ્લોકાર્થ -૩૪ :</u> (૧) આનું લાબું આયુષ્ય, બલ અને ઈંદ્રિય જે ઈચ્છેલું હોય તે કહો. હું યોગમાયાથી પ્રાપ્ત કરાવીશ.(૩૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેમ આનું લાંબુ આયુષ્ય. બલ અને ઈંદ્રિયોનું સામર્થ્ય 'ચ અને' શબ્દથી જાણાવેલું છે.

બીજું જે કાંઈ તમે ઈચ્છેલું હોય તે અને પહેલાં ન ઈચ્છેલું હોય તે બધું હું યોગમાયાથી તમને પ્રાપ્ત કરાવીશ.(૩૪)

પછી સંતોષ પોમેલા ઋષિઓએ, સંદેહવાળા હોઈ બલભદ્રની પરીક્ષા કરવા માટે 'આપણે બે પરસ્પર વિરૂધ્ધ કાર્ય કહેવાં. જો આ તેનું સમાધાન જાણે તો આનું કહેલું થશે તે નીચેના શ્લોકથી કહ્યું.(૩૪)

**ऋषय ऊचुः-**

**अस्त्रस्य तव वीर्यस्य मृत्योरस्माकमेव च।**
**वृथापानरत्तं शश्वत्सपर्या कथमर्हति॥३५॥**

चत्वारोत्र व्यापृताः अस्त्रं, तव वीर्यम्, मृत्युर्वयं चेति तत्र तस्य जीवने त्रयं बाधितं भवेत्, अजीवने तु वयं चकारात्तव वाक्यं च। यथैतच्चतुष्टयमपि सत्यं भवेत् तथा राम विधीयतामिति॥३५॥

एकेनैव चतुर्णां दूषणानां निर्द्धारमाह आत्मा वै पुत्र उत्पन्न इति।

*<u>શ્લોકાર્થ -૩૫ :</u> હે રામ! જે પ્રકારે અસ્ત્રનું આપના વીર્યનું, મૃત્યુનું અને અમારા વચનનું સત્યપણું થાય તે પ્રકારે કરો.(૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અહીં ચાર કાર્ય કરેલ છે. (૧) અસ્ત્ર (૨) આપના

वीर्य (૩) મૃત્યુએ અને અમે. તેમાં જો આ સૂત જીવે તો પહેલાં ત્રણ ખોટાં થાય. પરંતુ જીવતો ન થાય તો અમારૂં અને તમારું વચન ખોટું થાય. હે રામ ! જે પ્રકારે આ ચારે સત્ય થાય તેવો પ્રકાર કરો એમ કહ્યું.(૩૫)



નીચેના શ્લોકથી જ ચારેનો નિર્ણય કહે છે.

**श्रीबलदेव उवाच-**

**आत्मा वै पुत्र उत्पन्न इति वेदानुशासनम्।**
**तस्मादस्य भवेद्वक्ता आयुरिन्द्रियवीर्यवान्॥३६॥**

'अङ्गादङ्गात्संभवसि हृदयादभिजायसे आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम्' इति । यद्यप्ययमनुकल्पः तथापि मुख्याभावे विधीयते यतो वेदानुशासनम् । वीर्यस्य तस्मादस्य पुराणस्य वक्ता आयुरिन्द्रियवीर्यवान् अयमेव भवेत्तदा अस्त्रस्य, मम वीर्यस्य तस्मादस्य मृत्योश्च न बाधा भवति । सामान्यात्प्रतिनिधिस्तद्धर्मजः स्यादिति न्यायात् । अस्यापि तथाविधा भवत्विति बोधितम्॥३६॥

किंच । यद्यपीदं भवतां सर्वथा नाभिप्रेतं तथाप्येतत्प्रतिनिधित्वेनान्यद्वक्तव्यमित्याह किं वः कामो मुनिश्रेष्ठा इति ।

<u>શ્લોકાર્થ -૩૬ :</u> *પિતા પોતે જ પુત્ર થાય છે એવી વેદની આજ્ઞા છે. તેથી આનો પુત્ર આયુષ્યવાળો, ઈંદ્રિયની શક્તિવાળો અને બલવાળો તમને પુરાણ સંભળાવનાર થશે.(૩૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અંગ અંગમાંથી ઉત્પન્ન થાય છે. હૃદયમાંથી જન્મે છે. તેવો આત્મા જ પુનઃ 'પુત્ર' રૂપે છે. તે એક સો શરદ જીવો એવી વેદની આજ્ઞા છે. જો કે આ પુત્રને પિતા ગણાવે તે ગૌણ પ્રકાર છે. તો પણ ઉત્તમ પ્રકાર ન સંભવતો હોય ત્યાં કરવામાં આવે છે. કારણ કે તે વેદની આજ્ઞા છે. તેથી પુરાણ સંભળાવનાર આયુષ્યવાળો, ઈંદ્રિયની શક્તિવાળો અને બલવાળો આનો પુત્ર

આજ થાય તો અસ્ત્ર મારૂ વીર્ય અને તેનાથી થયેલું સૂતનું મૃત્યુ ખોટાં થતાં નથી.સામાન્ય પુરૂષમાંથી વિધિને અનુસરીને જન્મેલો તેનો પ્રતિનિધિ થાય છે. એવો નિયમ હોવાથી આના સંબંધમાં તેવો પ્રકાર થાવ એમ સૂચવેલું છે.(૩૬)

જોકે આ તમારૂં સંપૂર્ણ ઈચ્છેલું નથી છતાં પણ આના બદલામાં બીજું માગો એમ હવે કહે છે.

**किं वः कामो मुनिश्रेष्ठा ब्रूताहं करवाण्यथ ।**
**अजानतस्त्वपचितिं यथा मे चिन्त्यतां बुधाः॥३७॥**

**अथ तदनन्तरं शीघ्रमेव तत्करवाणि । तर्हि स्वेच्छयैव किंचित् कर्तव्यमिति चेत्तत्राह अजानतस्त्वपचितिरिति । विधाय यथा यथावत् । यतो भवन्तो बुधाः । अतः अपचितिमपराधदूरीकरणोपायं चिन्त्यताम्, तदनूच्यतामित्यर्थः॥३७॥**

**तदाहुः इल्वलस्येति ।**

*શ્લોકાર્થ -૩૭ : હે ઉત્તમ મુનીઓ ! તમારી શું કામના છે તે કહો ! પછી તે હું કરીશ. હે જ્ઞાનીઓ ! પ્રાયશ્ચિત્ નહિ જાણનારનું મારૂં પ્રાયશ્ચિત બરાબર વિચારો.(૩૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : ત્યારપછી હું તરત જ તે કરીશ. 'ત્યારે આપની પોતાની ઈચ્છાથી કંઈક કરો' એમ કહેવામાં આવે તેથી ઉત્તરાર્ધ કહેલ છે. બરોબર નિર્ણય કરીને કહો. કારણ કે તમો જ્ઞાનીઓ છો. તેથી બ્રહ્મહત્યાનો અપરાધ મટાડવા ઉપાયનો વિચાર કરો એવો અર્થ છે.(૩૭)

ઋષિઓ પોતાની કામનાઓ કહે છે.

**ऋषय ऊचुः-**

**इल्वलस्य सुतो घोरो बल्वलो नाम दानवः।**
**स दूषयति नः सत्रमेत्य पर्वणि पर्वणि ॥३८॥**

समानमेव निष्कृतिहेतुर्भवति । इल्वलोऽपि ब्रह्मवेषधरो भवति ऋषिवेषेणैव क्वचित् स्थित्वा 'अगस्त्यायातिथये पेचे वातापिम्' स इल्वलः, तस्य सुतो बल्वलः । स स्वभावतोऽपि वध्य इति ज्ञापयितुमाह दानव इति । किमतस्तत्राह स दूषयति नः सत्रमिति । पर्वणि पर्वणि पूर्णमास्यां सुत्यादिवसे ॥३८॥

एवं तस्यापराधमुक्त्वा कर्तव्यमाह तं पापं जहीति ।

श्लोकार्थ -३८ : ईल्वलनो पुत्र बल्वल नामनो दानव छे. ते पर्वे पर्वे आवीने अमारा यज्ञने दूषित करे छे. (३८)

ભાવાર્થ, સુબોધિનીજી : પ્રાયશ્ચિત્તનું સાધન પણ અપરાધની સમાન છે. ઈલ્વલ પણ બ્રાહ્મણનો વેશ ધારણ કરતો તે ઋષિના વેશમાં રહીને અતિથિ અગત્સ્ય માટે વાતાપિ રાંધ્યો હતો તે ઈલ્લવ. તેનો પુત્ર બલ્લવ હતો. તે દાનવ હતો. તે દાનવ હોય તેથી શું? તેથી ઉત્તરાંર્ધ યોજેલ છે. પર્વે પર્વે એટલે સોમ કાઢવાના દિવસે પૂર્ણિમાએ. (૩૮)

એવી રીતે તેનો અપરાધ કહીને હવે કહે છે.




**तं पापं जहि दाशार्ह तन्नः शुश्रूषणं परम् ।**
**पूयशोणितविण्मूत्रसुरामांसाभिवर्षणम् ॥३९॥**

पापत्वादवश्यं मारणीयम् । दाशार्हेति स्वस्य शरणागतत्वं तस्य तत्पालकत्वं च बोधितम् । तदेव नः शुश्रूषणम्, अपेक्षितत्वाद्दुःखनिवारकत्वाच्च । यद्यपि पादसंवाहनादिकमपि भवति शुश्रूषणं तथापि तत्परम् । तस्य दूषणप्रकारमाहुः पूयशोणितेति । परशुश्रूषणत्वायैतदग्रे कथितम् । पूयादिषण्णमभितो वर्षणम् यस्मादिति ॥३९॥

एवं स्वाभिलषितमुक्त्वा तत्करणेनास्मत्संतोषे सुगममेव प्रायश्चित्तं त्वया कर्तव्यमित्याह ततश्च भारतं वर्षमिति ।

શ્લોકાર્થ-૩૯ : હે શરણ કરવા યોગ્ય ! પરૂ, લોહી, વિષ્ઠા, મૂત્ર, મદિરા અને માંસની વૃષ્ટિ કરનાર તે પાપીને હણો. એ અમારી માટે ઉત્તમ સેવા ગણાશે. (૩૯)

ભાવાર્થ, સુબોધિનીજી : તે પાપી હોવાથી અવશ્ય હણવા યોગ્ય છે. હે શરણ કરવા યોગ્ય ! એ સંબોધનથી પોતે શરણે આવેલા હોવાનું અને બલભદ્ર શરણે આવેલાનું પાલન કરનાર હોવાનું જણાવેલ છે. તેને હણો. તે જ અમારી જરૂર હોવાથી અને અમારૂં દુઃખ મટાડનારી તમારી સેવા છે. જો કે ચરણ ચાંપવા એ પણ સેવા છે. છતાં પણ તેને હણો તે ઉત્તમ સેવા છે. તેણે યજ્ઞને દુષિત કરવાનો પ્રકાર ઉત્તરાર્ધથી જણાવેલ છે. તેને હણો તે ઉત્તમ સેવા છે. એમ જણાવવા આ પછી કહેલ છે. તે દાનવ પરૂ વિગેરે છ પદાર્થોની વૃષ્ટિ કરીને દુષિત કરે છે તેવો તે છે. (૩૯)

એવી રીતે પોતાનું ઈચ્છેલું કહીને તે કરવાથી અમને સંતોષ થતાં આપને કરવાનું પ્રાયશ્ચિત્ત સહેલાઈથી થશે એમ હવે નીચેના શ્લોકથી કહેછે.

ततश्च भारतं वर्षं परीत्य सुसमाहितः ।
चरित्वा द्वादशान् मासांस्तीर्थस्नायी विशुध्यसे ॥४०॥

भारतवर्षस्य संपूर्णस्य परिभ्रमणं कतव्यम् । अयं मुख्यः कल्पः । तत्र प्रकारः सुसमाहित इति । द्वादशान्मासान् व्रतं चरित्वेति शूद्र-हत्याव्रतमुपदिष्टम् । ततः वर्षपर्यन्तं तीर्थस्नानेनान्तिमेन वा विशुध्यसे शुद्धो भविष्यसि । यात्रा ब्रह्महत्यायाः प्रायश्चित्तं भवति, कालस्तु शूद्रहत्यायाः, अस्मत्संतोषो बल्वलवधेन, वाक्यादीनां सत्यता प्रतिनिधिस्थापनेनेति सर्वं यथास्थितं जातमिति विशुध्यसे ॥४०॥

इति श्रीभागवतसुबोधिन्यां
श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धोत्तरार्द्धविवरणे एकोनत्रिंशाध्यायविवरणम् ॥२९॥

<u>શ્લોકાર્થ -૪૦ :</u> *પછી ચિત્ત વશ રાખી ભારત વર્ષની પ્રદક્ષિણા કરી. બાર માસ સુધી વ્રતો આચરી તીર્થમાં સ્નાન કરતાં પવિત્ર થશો.(૪૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સંપૂર્ણ ભારતવર્ષની પ્રદક્ષિણા કરવી. આ પ્રાયશ્ચિતનો મુખ્ય પ્રકાર છે. તે પ્રદક્ષિણાનો પ્રકાર 'ચિત્ત વશ રાખી' શબ્દથી કહેલ છે. બાર માસ સુધી વ્રત આચરી એમ વ્રતનો ઉપદેશ કરેલ છે.

પછી એક વર્ષ સુધી તીર્થમાં સ્નાન કરવાથી અથવા છેવટના તીર્થમાં સ્નાન કરવાથી શુદ્ધ થશો. યાત્રા બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત છે. શુદ્રની હત્યાનું પ્રાયશ્ચિત તો એક વર્ષનો સમય છે. બલ્વલના વધથી અમને સંતોષ થશે. પ્રતિનિધિનું સૂતના ઠેકાણે તેના પુત્રનું સ્થાપન કરવાથી વચન સત્ય થશે અને તમે શુદ્ધ થશો.(૪૦)

''દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ઓગણત્રીસમો(૨૯) મો
સાત્ત્વિક ફલ પ્રકરણ
સંપૂર્ણ''



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।







## श्रीमद्वल्लभाचार्यचरणप्रणिता ।

(दशम-उत्तरार्ध-सात्त्विक-फल-प्रकरणम् ।)

### त्रिंशोऽध्याय : ।

कीर्त्यभावे सुसंसिद्धे कीर्तिहेतून् बलः स्वयम्।
त्रिंशत्तमे तथाध्याये चकारेति निरूप्यते ॥१॥

### દશમ સ્કંધ ઉત્તરાર્ધ
### "સાત્ત્વિક ફલ પ્રકરણ"
### અધ્યાય ત્રીસ(૩૦)મો

કારિકાઓ :

કારિકા-૧ : *કીર્તિની હાની સારી રીતે થતાં ત્રીસમા અધ્યાયમાં તો બલભદ્રે પોતે કીર્તિના સાધનો કર્યા એમ કહે છે. (૧)*

तत्र प्रथमं बल्वलवधार्थं कालप्रतीक्षा कृता । ततो बल्वलसमागमनमाह ततः पर्वण्युपावृत्त इति ।

**श्रीशुक उवाच -**

**ततः पर्वण्युपावृत्ते प्रचण्डः पांसुवर्षणः।**
**भीमो वायुरभूद्राजन्पूयगन्धस्तु सर्वतः ॥१॥**

दानवा अदृश्या एवेति तत्कार्यमेव दृष्टं वर्णयति ततः प्रचण्डः पांसुवर्षणः पांशुवृष्टिं वर्षन् भयानको वायुराविर्भूतः । एतत्तेषां प्रथमकार्यम् । राजन्निति संबोधनं महती सेना पश्चात्समायातीति ज्ञापनार्थम् । ततः पूयगन्धश्च सर्वतो जातः । वृष्ट्यर्थं सुरामांसादीनामानयनात् ॥१॥

તે પૈકી આરંભમાં બલ્વલનો વધ કરવા માટે સમયની રાહ જોઇ પછી તેના આવ્યાનું હવે કહે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> *હે રાજન્ ! પછી પર્વ આવતાં પરૂની ગંધવાળો વાયુ બધી તરફથી થયો.(૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દાનવો અદશ્ય હોવાથી તેનું કાર્ય જોવામાં આવ્યું. તેનું વર્ણન કરે છે કે પ્રચંડ ધૂળની વૃષ્ટિ કરતો ભયાનક વાયુ જણાયો. આ તેનું પહેલું કાર્ય છે. પાછળથી મોટુ સૈન્ય આવશે એમ જણાવવા માટે હે રાજન્ ! એવું સંબોધન કહેલું છે. પછી મદિરા માંસ વિગેરે વૃષ્ટિ કરવા માટે તે લાવેલ હોવાથી સર્વ તરફથી વાયુ પરૂની ગંધવાળો થયો.(૧)

**ततोऽमेध्यमयं वर्षं बल्वलेन विनिर्मितम् ।**
**अभवद्यज्ञशालायां सोन्वदृश्यतशूलधृक् ॥२॥**

ततो यज्ञशालायामेध्यमयं वर्षमभूत्तेन स एवोपद्रव इति निश्चितम् । ततः सोऽप्यन्वदृश्यत । शूलधृगिति युद्धार्थं महादेवाल्लब्धवरत्वं ख्यापयितुम् ॥२॥

ततो बलदर्शनेन तस्य स्वरूपं वर्णयति तं विलोक्येति ।

શ્લોકાર્થ -૨ : પછી બલ્વલે કરેલી અપવિત્ર પદાર્થોની વૃષ્ટિ યજ્ઞશાલામાં થઈ, તે શૂલ ધારણ કરનારને પછી દેખ્યો.(૨)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી યજ્ઞશાલામાં અપવિત્ર પદાર્થોની વૃષ્ટિ થઈ એટલે બલ્વલે ઉપદ્રવ કર્યો છે. પછી તે પણ દેખાયો 'શૂલ ધારણ કરનારો' વિશેષણ યોજેલું છે. મહાદેવ પાસેથી વરદાનમાં શૂલ મેળવેલું હતું.(૨)

પછી બલભદ્રને તે દેખાયો તે નીચેના શ્લોકથી કહે છે.

**तं विलोक्य बृहत्कायं भिन्नाञ्जनचयोपमम् ।**
**तप्ताम्रशिखाश्मश्रुं दंष्ट्रोग्रभ्रुकुटीमुखम् ।।३।।**

**आदौ मूर्तिस्थौल्यं दृष्ट्वापि भयजनकम् । बलाधिकत्वं च । वर्णेनापि तथात्वमाह भिन्नाञ्जनचयोपममिति । अञ्जनचयोञ्जनपर्वतः प्रसिद्धाञ्जनपर्वताद्भिन्नश्चेन्मूर्तिमानञ्जनपर्वतो भवति । तस्याधिदैविकः पृथक् पर्वतः स्थितः तदायं तत्तुल्यो भवति । एवं तस्मिन् तामसभावमुक्त्वा तथा सति जडो भविष्यतीत्याशङ्क्य तस्य स्वरूपे वर्णे च राजसं भावमाह तप्ताम्रशिखाश्मश्रुमिति । अग्नितप्ताम्रवच्छिखाः केशाः श्मश्रूणि च यस्य तम् । दंष्ट्राभिः उग्रभृकुटया च सहितम्, मुखं च भ्रुकुटीसहितम्, मुखं दंष्ट्राभिरुग्रं वा अयं सर्वथा वध्य एवेति ।।३।।**

શ્લોકાર્થ -૩ : મોટા દેહવાળા, મેશના જુદા પર્વત જેવા, તપેલા તાંબાના જેવી ચોટલી અને દાઢીવાળા, ભયંકર ભ્રુકુટીવાળા મુખવાળાને જોઈને.(૩)

ભાવાર્થ, સુબોધિનીજી : તે મોટા કદવાળો, જોવાથી ભય ઉત્પન્ન કરનારો ઘણા બલવાળો કહેલો છે. 'જુદા મેશના પર્વત જેવા' વિશેષણથી રંગમાં પણ તે તેવો હોવાનું કહેલ છે. મેશનો પર્વત પ્રસિદ્ધ મેશના પર્વતથી જુદો જો આકારવાળો મેશનો પર્વત હોય એટલે તે પર્વત આધિદૈવિક હોય તો આ તેની સમાન થાય.

એવી રીતે તેનો તામસ્ સ્વભાવ જણાવી તેમ હોય તો બલ્વલ જડ હોવો જોઈએ. એવી શંકામાં તેના સ્વરૂપમાં અને રંગમાં રહેલો રાજસ્ ભાવ 'તપેલા તાંબાના જેવી ચોટલી અને દાઢીવાળા' વિશેષણથી કહેલ છે. અગ્નિમાં તપેલા તાંબાની જેવી ચોટલી અને કેશો અને દાઢીવાળો હતો. તેને જોઈને દાઢોવાળું અને ભયંકર ભ્રૂકુટીવાળું મુખ જેનું હતું તેવો વધ કરવા યોગ્ય જ હતો એમ જણાવેલું છે. (૩)

**सस्मार मुसलं रामः परसैन्यविदारणम् ।**
**हलं च दैत्यदमनं ते तूर्णमुपतस्थतुः ॥४॥**



स्वशस्त्रं मुसललाङ्गलात्मकं द्वारकायां स्थितं पाताले वैकुण्ठे वा स्थितं सस्मार यतो रामः सर्वेषां रतिजनकः पूर्ववद्विशेषणम् । परसैन्यविदारणमिति शत्रुसेनाविनाशकं हलं च तादृशम् । चकारेण तद्धर्मानुत्कर्षः स्मरणानन्तरमेव बलभद्रमुपतस्थतुः तत्समीपमागते ॥४॥

ततो लीलायाः कर्तव्याभावात् एकेनैव प्रहारेण तं मारितवानित्याह तमाकृष्येति ।

*<u>શ્લોકાર્થ -૪ :</u> બલભદ્રે મુશલ અને હલરૂપ પોતાનું શસ્ત્ર જે દ્વારકામાં હતું અથવા પાતાલ કે વૈકુંઠમાં હતું તેનું સ્મરણ કર્યું. તે બે તરત નજીક આવ્યાં. (૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બલભદ્રે મુશલ અને હલરૂપ પોતાનું શસ્ત્ર જે દ્વારકામાં હતું અથવા પાતાલ કે વૈકુંઠમાં હતું તેનું સ્મરણ કર્યું કારણ કે તે રામ સર્વને આનંદ કરનાર હતા. 'શત્રુઓના સૈન્યનો નાશ કરનાર' વિશેષણ કહેલું છે. 'ચ અને' શબ્દથી તેના ગુણો જણાવેલ છે. સ્મરણ કર્યા પછી તરત જ તે બે બલભદ્ર સમીપ આવ્યાં. (૪)

પછી નીચેના શ્લોકમાં કહે છે કે લીલા કરવાની નહિ હોવાથી બલભદ્રે તેને એક જ પ્રહારથી મારી નાખ્યો.

**तमाकृष्य हलाग्रेण बल्वलं गगनेचरम् ।**
**मुसलेनाहनत्क्रुद्धो मूर्ध्नि ब्रह्मद्रुहं बलः ॥५॥**

गगनेचरं दूरे वर्तमानमपि । भगवत्त्वेऽपि क्रुद्धत्वान्मारणम् । क्रोधे हेतुः ब्रह्मद्रुहमिति । बल इति सामर्थ्यम् ॥५॥

न तस्य पराक्रमः कोपि जात इति वक्तुं शीघ्रं तस्य पतनमेवोच्यते सोपतदिति ।

*श्लोकार्थ -५ : ગગનમાં ફરનારા, બ્રાહ્મણોના દ્રોહી તે બલ્વલને હલની ટોચથી ખેંચી ક્રોધ પામેલા બલભદ્રે તેના માથામાં પ્રહાર કર્યો.(૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : આકાશમાં ફરનારો એટલે દૂર રહેનારો હોવા છતાં ખેંચીને પ્રહાર કર્યો. બલભદ્ર ભગવાન હોવા છતાં ક્રોધ પામેલા હોવાથી પ્રહાર કર્યો. પ્રહાર કરવાનું કારણ 'બ્રાહ્મણોના દ્રોહી' વિશેષણ કહેલું છે. બલભદ્ર શબ્દથી તેમની શક્તિ જણાવેલી છે.(૫)

તેનાથી કોઈપણ પરાક્રમ થયું નહિ એમ કહેવા માટે તે તુરત જ પડયો તે હવે કહે છે.

**सोपतद्भुवि निर्भिन्नललाटोसृक्समुत्सृजन् ।**
**मुञ्चन्नार्तस्वरं शैलो यथा वज्रहतोऽरुणः ॥६॥**

भुवीति तस्यापि मुक्तिः । निर्भिन्नललाटत्वं प्रहारज्ञापकम् । असृक् समुत्सृजन्निति महाप्रहारः । प्रतीकाराकरणे ज्ञापकः आर्तस्वरं मुञ्चन्निति । मुक्त्यर्थं स्वस्मिन् दया ख्यापिता । तादृशेपि हन्तव्य एवेति दृष्टान्तमाह शैलो यथा वज्रहत इति । अरुणः अरुणवर्णपः पर्वतः ॥६॥

ततः इष्टस्य सिद्धत्वात् मुनयः स्तोत्रादिकं कृतवन्त इत्याह

संस्तुत्येति ।

શ્લોકાર્થ - ૬ : ભાંગી ગયેલા લલાટવાળો, લોહી નીકળતો તે દુ:ખની રાડ પાડતો, વજ્રથી હણાયેલો લાલ પર્વતની પેઠે ભૂમિ ઉપર પડયો.(૬)

ભાવાર્થ, સુબોધિનીજી : 'ભૂમી ઉપર પડયો' શબ્દથી તેની મુક્તિ જણાવેલ છે. 'ભાંગી ગયેલા લલાલટવાળો' વિશેષણ પ્રહાર જણાવનારું છે. 'લોહી નીકળતો' વિશેષણથી ભારે પ્રહાર જણાવેલ છે. 'દુ:ખની રાડ પાડતો' શબ્દથી તેને સામો ઉપાય કરેલ ન હતો. આ શબ્દથી મુક્તિ થાય તે માટે પોતાના ઉપર દયા કરવાનું જણાવેલ છે. દુ:ખની રાડ પાડતો હોવા છતાં પણ વધને યોગ્ય જ હતો એમ જણાવવા 'વ્રજથી હણાયેલા પર્વતની પેઠે' એવું દૃષ્ટાંત કહેલું છે. લાલરંગના પર્વતની પેઠે પડયો. (૬)

પછી પોતાનું ઇચ્છેલું સિદ્ધ થતાં ઋષિઓએ સ્તુતિ કરી તે નીચેના શ્લોકથી કહે છે.



**संस्तुत्य मुनयो रामं प्रयुज्या वितथाशिषः ।**
**अभ्यषिञ्चन्महाभागा वृत्रघ्नं विबुधा यथा ।।७।।**

स्तोत्रं स्वसंतोषख्यापकम् । ततः प्रीतानां सत्याशीर्दानम् । ततः सर्वपुरुषार्थसिद्धयर्थं अभ्यषिञ्चन् कीर्त्यर्थं पापनिवृत्त्यर्थं वा । परमदयालुर्व्रतस्थः कथमेवं कृतवानित्याशङ्कां वारयितुं महत्या प्रार्थनया केवलं मारितवान् । न तु स्वत एवेति ज्ञापयितुं दृष्टान्तमाह वृत्रघ्नं विबुधा यथेति । वृत्रे हते यथा देवा इन्द्राभिषेकं चक्रुरित्यर्थः । अनेन तस्य सर्वपापक्षयो निरूपितः ।।७।।

શ્લોકાર્થ - ૭ : મહા ભાગ્યવાન મુનિઓએ બલભદ્રની સ્તુતિ કરી, તેમને સત્ય આશિષો આપી. જેમ દેવોએ વૃત્રનો હણનારનો અભિષેક કરેલો તેવો અભિષેક કર્યો.(૭)

ભાવાર્થ, સુબોધિનીજી : સ્તુતિ મુનિઓની સંતોષની નિશાની છે. પછી

પ્રસન્ન થયેલાઓએ આશિષો આપી પછી સર્વ પુરૂષાર્થો પ્રાપ્ત થાય તે માટે અભિષેક કર્યો. ઘણા દયાળુ વ્રત આચરનાર બલભદ્રે આમ કેમ કર્યું? એવી શંકામાં ઋષિઓની ઘણી પ્રાર્થનાને લીધે બલભદ્રે તેને હણ્યો. પોતેથી હણ્યો ન હતો એમ જણાવવા જેમ દેવોએ વૃત્રને હણનારનો ઈંદ્રનો અભિષેક કરેલો તેમ અભિષેક કર્યો. એવો અર્થ છે. આથી તેના બધા પાપોનો નાશ થયો. (૭)

બીજા ધર્મથી પણ કિર્તિ પ્રાપ્ત થાય છતાં પણ રાજસૂય યજ્ઞ જ કરવા યોગ્ય છે. તે નીચેના શ્લોકથી સ્તુતિ કરે છે.

**वैजयन्तीं ददुर्मालां श्रीधामाम्लानपङ्कजाम् ।**
**रामाय वाससी दिव्ये दिव्यान्याभरणानि च ॥८॥**

**ततः कीर्त्यायुपचयार्थं वैजयन्तीं मालां ददुः । आपादलम्बिनी वैजयन्ती, श्रीधामेति स्थिरलक्ष्मीत्वम् । अम्लानेति दोषाभावः । पङ्कजेति गुणाः । ततो रामाय सर्वरमणरूपाय, दिव्ये वाससी दिव्यानि चाभरणानि लौकिकशोभातिशयार्थं ददुः ॥८॥**

<u>શ્લોકાર્થ -૮ :</u> *તેઓએ રામને લક્ષ્મીના ધામરૂપ ન કરમાય તેવા કમળોની વૈજયન્તી માલા, બે દિવ્ય વસ્ત્રો અને દિવ્ય આભુષણો આપ્યાં. (૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી કીર્તિની વૃદ્ધિ થાય તે માટે વૈજયન્તી માલા આપી. વૈજયન્તી માલા ચરણ સુધી લટકતી હોય છે. 'લક્ષ્મીના ધામરૂપ' પદથી લક્ષ્મી સ્થિર હોવાનું જણાવેલ છે. 'ન કરમાય તેવા' વિશેષણથી તેમાં દોષ નથી તે જણાવેલ છે. 'કમળો' શબ્દથી ગુણો હોવાનું જણાવેલું છે. પછી બલભદ્રને બે દિવ્ય વસ્ત્રો અને દિવ્ય આભુષણો આપ્યાં. (૮)

**अथ तैरभ्यनुज्ञातः कौशिकीमेत्य ब्राह्मणैः ।**
**स्नात्वा सरोवरमगाद्यतः सरयुरास्रवत् ॥९॥**

**अनुस्रोतेन सरयुं प्रयागमुपगम्य सः ।**
**स्नात्वा संतर्प्य देवादीञ्जगाम पुलहाश्रमम् ॥१०॥**

एवं लौकिकालौकिकशोभातिशयसंयुक्तः सन तदाज्ञापालनार्थं तैरभ्यनुज्ञातः तीर्थयात्रार्थमाज्ञप्तः ब्राह्मणैः सह कौशिकीं नदीं ययौ। तत उत्तरभागे या कोटाग्रामादायाति सा कौशिकी तत्र स्नात्वा तेनैव मार्गेण मानससरोवरमगात्। तस्मात्सरोवरात् बह्व्यो नद्यः प्रसृताः। ततः सरयुरपि प्रसृता। अतस्तत्सङ्गे अनुस्रोतेन सरयुमयोध्यापर्यन्तमागत्य पश्चात्प्रयागे समागतेः। सरयुशब्दः सरयूशब्दश्च। सर इत्युदकनाम सरो युनक्तीति। ततस्तीर्थराजः प्रयाग इति तत्र विशेषस्नानादिकमाह स्नात्वा संतर्प्येति। तत उत्तरभागे पुलहाश्रमं हरिक्षेत्रं गतः ॥९॥ ॥१०॥

तत्र दिग्विजये साधनं बोधयति एते ते भ्रातर इति।



<u>શ્લોકાર્થ -૯ :</u> *પછી તેઓની આજ્ઞા લઈ બ્રાહ્મણો સાથે કૌશિકી આવી તેમાં સ્નાન કરીને જેમાંથી સરયુ નીકળે છે તે સરોવર ગયા.(૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એવી લૌકિક આજ્ઞાનું પાલન કરવા તેઓએ તીર્થયાત્રા કરવા આજ્ઞા કરેલ બ્રાહ્મણોની સાથે કૌશિકી નદી ગયા. ત્યાંથી ઉત્તર પ્રદેશમાં જે કોટા ગામથી આવે છે તે કૌશિકી તેમાં સ્નાન કરી તે જ માર્ગે માન સરોવર ગયા. (૯)

<u>શ્લોકાર્થ -૧૦ :</u> *સરયૂના પ્રવાહ માર્ગે પ્રયાગ જઈ સ્નાન કરી દેવોને તૃપ્ત કરી તે પુલહના આશ્રમે ગયા.(૧૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે માન સરોવરમાંથી ઘણી નદીઓ નીકળેલી છે. સરયૂ પણ તેમાંથી નીકળેલી છે. તેની સાથે તેના પ્રવાહ માર્ગે અયોધ્યા સુધી આવીને પછી બલભદ્ર પ્રયાગ ગયા. 'સરયૂ' શબ્દ છે. સરયું શબ્દ પણ છે. સરઃ એ જલનું નામ છે. અને સરઃ જલને ભેગાં કરે છે તે સરયુ. પછી પ્રયાગ તીર્થોનો રાજા હોવાથી ત્યાં સ્નાન કરીને, દેવોને સારી રીતે તૃપ્ત કરીને ત્યાંથી ઉત્તર પ્રદેશમાં પુલહના આશ્રમ હરિક્ષેત્ર ગયા.(૧૦)

**गोमतीं गण्डकीं स्नात्वा विपाशां शोण आप्लुतः ।**
**गयां गत्वा पितृनिष्ट्वा गङ्गासागरसङ्गमम् ॥११॥**

गमनमध्य एव गोमतीं गण्डकीं स्नात्वा । विपाशा काचित् क्षुद्रा पञ्चनद्यां प्रविष्टा हरिक्षेत्रनिकट एव, अन्या तु विपाशा काश्मीरदेशे, ततः शोणे समागतः । गङ्गामुत्तीर्य सोऽपि महानद इति शोणे आप्लुत इत्युक्तम् । ततो गयां गत्वा सामान्यपितृनिष्ट्वा पितामहपित्रादीन्वा, केवलगयाभिगमनं जीवत्पितृकस्य निषिद्धम् । यात्रायां तु न निषिद्धमिति विभागः । ततो गङ्गासागरसङ्गमं गतः । सर्वत्र स्नानतर्पणादि ॥११॥

<u>શ્લોકાર્થ -૧૧ :</u> ગોમતી, ગંડકી અને વિપાશામાં સ્નાન કરીને શોણમાં સ્નાન કર્યું. ગયા જઈ પિતૃઓનું પૂજન કરી ગંગાસાગર સંગમે ગયા. (૧૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જતાં મધ્યે ગોમતિમાં, ગંડકીમાં સ્નાન કરી ગયા. 'વિપાશા' કોઈ એક નાની નદી હરિક્ષેત્રની સમીપમાં પાંચ નદીઓ ભળે છે. બીજી વિપાશા તો કાશ્મીર દેશમાં છે. ત્યાંથી ગંગા ઉતરીને શોણ આવ્યા. તે પણ મોટો નદ હોવાથી શોણમાં સ્નાન કર્યું એમ કહેલ છે. પછી ગયા જઈને પિતૃઓનું અથવા પિતા અને દાદાનું પૂજન કરીને ગયા. જેના પિતા જીવતા હોય તેને માત્ર ગયા જવાની શાસ્ત્રમાં મના છે. પરંતુ યાત્રામાં ગયા જવામાં મના નથી. એવો ભેદ છે. પછી ગંગા અને સાગરના સંગમે ગયા. સર્વ સ્થળે સ્નાન અને દેવોને તૃપ્ત કર્યા. (૧૧)

**उपस्पृश्य महेन्द्राद्रौ रामं दृष्ट्वाभिवाद्य च ।**
**सप्तगोदावरीं वेणां पम्पां भीमरथीं ततः ॥१२॥**

ततो मध्ये तदानीं पुरुषोत्तमस्थानं स्थानमात्रं न भगवानस्तीति तदनुक्त्वा महेन्द्राद्रिं गतः । तत्र परशुरामं दृष्ट्वा अभिवाद्य च

ज्येष्ठत्वात् । ततः सप्तगोदावरीं गतः। यत्र सप्तधा गोदावरी समुद्रं गता। ततः कृष्णवेण्यां तस्या अपि संगमं गतः । ततो देशमध्ये समागत्य निवृत्तिसंगमे पाण्डुरङ्गे वा भीमरथीं गतः। पम्पां च सरः विद्यानगरसमीपे ।।१२।।

શ્લોકાર્થ -૧૨ : મહેન્દ્ર પર્વત પર જઈ પરશુરામના દર્શન કરી તેમને પ્રણામ કરી પછી સપ્ત ગોદાવરી, વેણા, પંપા અને ભીમા ગયા.(૧૨)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી રસ્તામાં આવતું પુરૂષોત્તમ સ્થાન તે વખતે માત્ર સ્થાન જ હતું. ભગવાન ત્યાં ન હતા. તેથી તેનું વર્ણન નહિ કરતા 'મહેન્દ્ર પર્વત પર ગયા' ત્યાં પરશુરામના દર્શન કરી તે મોટા હોવાથી તેમને પ્રણામ કરી પછી સપ્ત ગોદાવરી, જ્યાં સાત પ્રવાહ થઈને ગોદાવરી સમુદ્રને મળે છે. ત્યાં ગયા. ત્યાં સંગમ પર પાંડુરંગ પાસે ભીમા ગયા અને વિદ્યાનગર સમીપ પંપા સરોવર ગયા. (૧૨)

स्कन्दं दृष्ट्वा ययौ रामः श्रीशैलं गिरिशालयम्।
द्रविडेषु महापुण्यं दृष्ट्वाद्रिं वेङ्कटं प्रभुः ।।१३।।




तत्रैव स्कन्दं दृष्ट्वा ततः श्रीशैलं गतः। अनेन देशमध्ये परिभ्रमणं कृत्वापि सर्वाणि तीर्थानि कृतानीत्युक्तम्। ततः पूर्वभागे श्रीशैले किमिति गतमित्याकाङ्क्षायामाह गिरिशालयमिति। तत्र महादेवं दृष्ट्वा द्रविडदेशेषु महापुण्यजनकं वेङ्कटयाद्रिं भगवद्रूपं। स हि पर्वत एव विष्णुरूपः। यथा नारायण :।।१३।।

कामकोष्णीं पुरीं काञ्चीं कावेरीं च सरिद्वराम्।
श्रीरङ्गाख्यं महापुण्यं यत्र संनिहितो हरिः ।।१४।।

ततः कामकोष्णीं कामाक्षी शिवकाञ्चीति प्रसिद्धा ततः काञ्ची पुण्यकोटिः ततः कावेरी श्रीरङ्गस्थाने । तत्र श्रीरङ्गं च महापुण्यहेतुं

ददर्श। सर्वायतनापेक्षया श्रीरङ्गे विशेषमाह यत्र संनिहितो हरिरिति ॥१४॥

श्लोकार्थ -१३-१४ : બલભદ્ર કાર્તિકેયના દર્શન કરીને શંકરના ધામ શ્રીશૈલ પર્વત ગયા. દ્રવિડ દેશમાં ઘણા પવિત્ર વેંકટ પર્વતના દર્શન કરીને શક્તિમાન બલભદ્ર કામકોષ્ણી,કાંચીપુરી, ઉત્તમ નદી કાવેરી ઘણું પવિત્ર શ્રીરંગ નામનું તીર્થ જ્યાં હરિ રહેલા છે ત્યાં ગયા. (૧૩-૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : ત્યાં જ કાર્તિકેયના દર્શન કરીને પછી શ્રીશૈલ ગયા. આથી એમ કહેલું છે કે દેશની અંદર ફરીને તેમણે બધાં તીર્થો કર્યાં. પછી પૂર્વ દેશમાં શ્રીશૈલ એવી રીતે શા માટે ગયા? એ જાણવાની ઈચ્છા થાય તેથી 'શંકરના ધામ' શબ્દ યોજેલ છે. ત્યાં મહાદેવના દર્શન કરીને દ્રવિડ દેશમાં ઘણું શ્રેય કરનાર ભગવદરૂપ વેંકટપર્વતના દર્શન કર્યાં. કારણ કે નારાયણની પેઠે તે પર્વત વિષ્ણુ રૂપ જ છે. પછી કામાક્ષી અને શિવકાંચીના નામથી પ્રસિદ્ધ 'કામકોષ્ણી' ગયા. પછી ઘણી પવિત્ર કાંચી પુરી ગયા. પછી કાવેરી ઉપર શ્રી રંગના સ્થાને ગયા. અને ત્યાં ઘણું કલ્યાણ કરનાર શ્રીરંગના દર્શન કર્યાં. 'જ્યાં હરિ રહેલા છે' શબ્દોથી જણાવેલ છે. (૧૩-૧૪)

**ऋषभाद्रिं हरेः क्षेत्रं दक्षिणां मथुरां तथा।**
**समुद्रसेतुमगमन्महापातकनाशनम्॥१५॥**

ततः ऋषभाद्रिः। तस्यैवापरभागे तच्छिवक्षेत्रं विष्णुक्षेत्रं वेति सन्देहे निर्णयार्थमाह हरेः क्षेत्रमिति। ततो दक्षिणमथुरां गतः। यामानमथुरेति प्रसिद्धा। ततः समुद्रसेतुमगमत् ।सेतुबन्धे गतः। तस्य माहात्म्यमाह महापातकनाशनमिति तदत्यन्तं पुण्यतममिति ॥१५॥

श्लोकार्थ -१५ : હરિના ક્ષેત્ર ઋષભ પર્વતે તેમજ દક્ષિણ મથુરા અને મહા પાપનો નાશ કરનાર સમુદ્રના સેતુએ ગયા. (૧૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી તેના જ બીજા ભાગ ઉપર આવેલા ઋષભ પર્વતે ગયા. તે શિવનું ધામ છે. કે વિષ્ણુંનું? એવો સંદેહ થાય તેથી નિર્ણય થાય તે માટે 'હરિનાક્ષેત્ર' શબ્દ યોજેલ છે. પછી દક્ષિણ મથુરા જે મદુરાં છે એવા નામથી પ્રસિદ્ધ છે. પછી સમુદ્રસેતુએ એટલે સેતુ બાંધેલા છે. ત્યાં ગયા. 'મહા પાપનો નાશ કરનાર' વિશેષણથી તેનું મહાત્મ્ય કહેલું છે. તે ઘણું પવિત્ર છે. (૧૫)

**तत्रायुतमदाद्धेनूर्ब्राह्मणेभ्यो हलायुधः।**
**कृतमालां ताम्रपर्णीं मलयं च कुलाचलम्॥१६॥**

**तत्र धेनुनामयुतं प्रादात्। तीर्थवासिभ्यो दानशङ्कां वारयितुमाह ब्राह्मणेभ्य इति। यद्यपि तत् स्थानं स्वकृतमेव ततश्च न ज्ञातवानिति ख्यापयितुं हलायुध इत्युक्तम्। ततः कृतमाला अग्रे दक्षिणसमुद्र-समीपे। ततस्ताम्रपर्णो तत्रैव मलयः कुलाचलः यत्रागस्त्य-स्थानम्॥१६॥**

ततस्तत्राऽऽगत्य अगस्त्यनमस्कारं कृतवानित्याह तत्रागस्त्यमिति।

*<u>શ્લોકાર્થ -૧૬ :</u> ત્યાં હલાયુધે દશ હજાર ગાયો બ્રાહ્મણોને આપી પછી કૃતમાલા, તામ્રપર્ણી અને કુલપર્વત મલય પર ગયા.(૧૬)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ત્યાં દશ હજાર ગાયો આપી. તીર્થમાં રહનારાઓને ગાયો આપી હશે એવી શંકા દૂર કરવા 'બ્રાહ્મણોને' શબ્દ યોજેલે છે. જોકે તે સ્થાન બલભદ્રે જ બનાવેલ હતું. છતાં તેને ઓળખ્યું નહિ. એ જણાવવા 'હલાયુધે' એમ કહેલું છે. પછી દક્ષિણ સમુદ્રની સમીપ કૃતમાલા ત્યાંથી તામ્રપાર્ણી અને ત્યાં જ મલય પર્વત જેના પર અગસત્યનું સ્થાન છે ત્યાં ગયા.(૧૬)

**तत्रागस्त्यं समासीनं नमस्कृत्याभिवाद्य च।**
**योजितस्तेन चाशीर्भिरनुज्ञातो गतोऽर्णवम्।**



**दक्षिणं तत्र कन्याख्यां दुर्गां देवीं ददर्श सः ॥१७॥**

**समासीनं तपः कुर्वाणं स्थिरासनं वा भगवच्चिन्तकम् । नमस्कारः माहात्म्यख्यापकः । साष्टाङ्गं अभिवादनं नामोच्चारणपूर्वकम् । चकारात्तस्य स्तोत्रमपि कृतवानिति ज्ञायते । अतस्तेनाशीभिर्योजितः । ततोप्यनुज्ञातः दक्षिणसमुद्रस्थानं गतः । यत्र कन्याकुमारी तिष्ठति । ततस्तामपि दृष्टवानित्याह तत्र कन्याख्यां दुर्गामिति।लक्ष्म्यंशत्वं वारयितुं दुर्गापदम् । सा च देवी देवतारूपा पूर्वं मानुष्यपि देवतारूपा जाता॥१७॥**

<u>શ્લોકાર્થ -૧૭ :</u> ત્યાં સારી રીતે બેઠેલા અગસ્ત્યને નમસ્કાર કરીને અને અભિવાદન કરીને. તેમણે આશિષો આપેલા અને સંમતિ આપેલા બલભદ્ર દક્ષિણ સમુદ્રે ગયા ત્યાં તેમને 'કન્યા' નામની દુર્ગાદેવીના દર્શન કર્યા. (૧૭)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સારી રીતે બેઠેલા એટલે તપ કરતા, ભગવાનનું ચિંતન કરતા બેઠેલા અગસ્ત્યનું મહાત્મ્ય જણાવેલ છે. નમસ્કાર કર્યા અને અભિવાદન કર્યા. અભિવાદન એટલે પોતાના નામનો ઉચ્ચાર કરીને સાષ્ટાંગ પ્રણામ કરવા તે. 'ચ અને' શબ્દથી બલભદ્રે તેમની સ્તુતિ પણ કરેલી. તેથી તેમણે આશિષો આપી. ત્યાંથી જવાની સંમતિ લીધેલા બલભદ્ર દક્ષિણ સમુદ્રના સ્થાને જ્યાં કન્યાકુમારી આવેલ છે ત્યાં ગયા. પછી તેનાં દર્શન કર્યાં. તે લક્ષ્મીના અંશરૂપ નથી એમ જણાવવા 'દુર્ગા' શબ્દ યોજેલ છે. તે દેવી દેવતારૂપ છે. પહેલાં માનુષિ હોવા છતાં દેવતારૂપ થયેલી.(૧૭)

સંપૂર્ણપણે વેપ અસત્ય ન થાય તે માટે નટની પેઠે યાચના પણ કરી એમ નીચેના શ્લોકથી કહે છે.

**ततः फाल्गुनमासाद्य पञ्चाप्सरसमुत्तमम् ।**
**विष्णुः संनिहितो यत्र स्नात्वास्पर्शद्गवायुतम् ॥१८॥**

**ततः फाल्गुनं अनन्तशय्यां गतः । तत्रार्जुनस्य पञ्चाप्सरसां**

पादगृहीतानामुद्धारणात्तन्नाम्नैव तत्प्रसिद्धं जातं तदाह पञ्चाप्सरमिति। उत्तमं स्थानमेव तत्, तस्य स्थानस्य माहात्म्यमाह विष्णुः संनिहितो यत्रेति। तत्रापि स्नात्वा सेताविव गवामयुतं दत्तवान्॥१८॥

*શ્લોકાર્થ -૧૮ : પછી તે ઉત્તમ ફાલ્ગુન પંચાપ્સરસ ગયા. જ્યાં વિષ્ણુ સારી રીતે રહેલા છે ત્યાં સ્નાન કરીને દશ હજાર ગાયોનું દાન કર્યું. (૧૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી ફાલ્ગુન જ્યાં વિષ્ણુ શેષ ઉપર પોઢયા છે ત્યાં ગયા. ત્યાં પાંચ અપસરાઓ જેમને પોતાના ચરણ પકડેલ તેમનો અર્જુને ઉદ્ધાર કરેલો હોવાથી તેમના નામથી તે પ્રસિદ્ધ થયું. તે 'પંચાપ્સરસ' શબ્દથી કહેલું છે. તે ઉત્તમ સ્થાન છે. જ્યાં વિષ્ણુ સારી રીતે રહેલા છે. ત્યાં પણ સ્નાન કરી સમુદ્ર સેતુની પેઠે દશહજાર ગાયો આપી. (૧૮)



**ततोतिव्रज्य भगवान केरलान् स्तोक्यगर्तकान्।**
**गोकर्णाख्यं शिवक्षेत्रं सांनिध्यं तत्र धूर्जटेः॥१९॥**

ततोतिव्रज्य शीघ्रं तद्देशोल्लङ्घनार्थमतिव्रजनम्। यतोऽयं भगवान्। तत्र देशे भेदत्रयमाह केरलान् स्तोक्यान् गर्तकाश्चेति। स एव मल्लिवार इति प्रसिद्धः। ततोग्रे गोकर्णाख्यं रावणेन नीयमानो महादेवः तत्र स्थापितः नोद्धर्तुं शक्य आसीत् तत उत्पाट्यमानः गोकर्णाकृतिर्जातः तच्छिवक्षेत्रम्। तत्र धूर्जटेः सान्निध्यं सर्वदैव॥१९॥

*શ્લોકાર્થ -૧૯: પછી કેરલ, સ્તોકય અને ગર્તક દેશોમાંથી ઝડપથી જઈને ભગવાન ગોકર્ણ નામનું શિવનું ક્ષેત્ર જ્યાં શંકર સમીપમાં રહે છે ત્યાં ગયાં. (૧૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી 'अतिव्रज्य' તરત જ તે દેશો ઓળંગાય તે માટે ઝડપથી જવાનું કહેલું છે, કારણ કે બલભદ્ર ભગવાન છે. તે દેશના ત્રણ

ભેદો 'કેરલ, સ્તોકય અને ગર્તક' શબ્દોથી કહેલ છે. તે જ દેશ મલ્લિવાર (મલવાર) નામથી પ્રસિદ્ધ છે. પછી આગળ ગોકર્ણ નામના શિવના ક્ષેત્રે ગયા. મહાદેવને લઈ જતા રાવણે ત્યાં પધરાવેલા. ત્યાંથી તે ઉઠાડી શકયો નહિ પછી જોરથી ઉઠાડતા મહાદેવ ગાયના કાનના જેવી આકૃતિવાળા થયા તે ગોકર્ણ શિવનું ક્ષેત્ર છે. જ્યાં શંકર સદાએ સમીપ રહે છે.(૧૯)

**आर्यां द्वैयायनीं दृष्ट्वा शूर्पारकमगाद्बलः ।**
**तापीं पयोष्णीं निर्विन्ध्यामुपस्पृश्याथ दण्डकम् ॥२०॥**

**तत आर्यां नदीं द्वैपायनस्य तपःसंबन्धिनीम् । ततः शूर्पारकस्थानं कृष्णवेण्याम् । ततस्तापी नदी पयोष्णी निर्विन्ध्या च ततस्ततः । ततो दण्डकारण्यं प्रविष्टः॥२०॥**

**प्रविश्य रेवामगमद्यत्र माहिष्मती पुरी।**
**मनुतीर्थमुपस्पृश्य प्रभासं पुनरागमत् ॥२१॥**

**तत्र च रेवां नर्मदामगमत् । यत्र मण्डपाचलनिकटे माहिष्मती नाम पुरी पूर्वं प्रसिद्धा । ततस्तीरे गच्छन् मनुतीर्थमुपस्पृश्य समुद्रसंगम-पर्यन्तमागत्य पुनः प्रभासमागमत् । एवं मण्डलेन भारतवर्षस्य परिभ्रमणमुक्तम् । एतावतापि वर्षो न पूर्णः॥२१॥**

*<u>શ્લોકાર્થ-૨૦-૨૧ :</u> દ્વૈપાયની આર્યાનાં દર્શન કરીને બલભદ્ર શૂર્પારક ગયા. તાપી, પયોષ્ણી અને નિર્વિન્ધ્યામાં સ્નાન કરી પછી દંડાકારણ્યમાં પ્રવેશ કરીને રેવા ઉપર જ્યાં માહિષ્મતી નગરી હતી ત્યાં ગયા. મનુતીર્થમાં પણ સ્નાન કરીને પાછા પ્રભાસ આવ્યા.(૨૦-૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી દ્વૈપાયન વ્યાસના તપના સંબંધવાળી 'આર્યા' નદીએ ગયા ત્યાંથી કૃષ્ણવેણી ઉપરના શૂર્પારક સ્થાનમાં ગયા. ત્યાંથી તાપી નદીએ ત્યાંથી પયોષ્ણીએ અને ત્યાંથી નિવિન્ધ્યા નદીએ ગયા. ત્યાંથી દંડાકરણ્યમાં પ્રવેશ

કર્યો. ત્યાં તે વનમાં 'રેવા' એટલે નર્મદા ઉપર જ્યાં મંડપાચલ સમીપ માહિષ્મતિ નામની નગરી પહેલાં પ્રસિદ્ધ હતી ત્યાં ગયા. પછી તેના કાંઠે જતાં મનુતીર્થોમાં સ્નાન કરી સમુદ્ર સાથેના સંગમ સુધી આવીને પાછા પ્રભાસ આવ્યા. એવી રીતે ચક્કર લઈને ભારતવર્ષમાં ફરી આવ્યાનું કહેલું છે. આટલાથી પણ વર્ષ પુરૂં થયું નહિ. (૨૦-૨૧)



**श्रुत्वा द्विजैः कथ्यमानं कुरुपाण्डवसंयुगे।**
**सर्वराजन्यनिधनं भारं मेने हृतं भुवः ॥२२॥**

ततोपय्ग्रे पुनर्भ्रमणार्थं गच्छन् कुरुक्षेत्रनिकटे गतः।तत्रत्यैर्द्विजैः कथ्यमानं कुरुपण्डवानां संयुगे तत्संबन्धिनां सर्वेषां राज्ञां निधनं श्रुत्वा भुवो भारं हृतं मेने॥२२॥

ततस्तैरेव गदायुद्धमपि जायत इति श्रुत्वा भूभारस्तु हृत एव उद्देशान्तरं नास्तीति यथा पञ्चापाण्डवा जीवन्ति एवमेको दुर्योधनोपि जीवतां किं मरणेनेति निश्चित्य विनशनप्रदक्षिणां कुर्वन् तत्र समागत इत्याह स भीमदुर्योधनयोरिति।

<u>શ્લોકાર્થ -૨૨ :</u> *બ્રાહ્મણોથી વર્ણવાતા કૌરવો અને પાંડવોના યુદ્ધમાં થયેલા બધા રાજાઓના વિનાશ સાંભળીને તેમણે ભૂમીનો ભાર દૂર થયેલો માન્યો.(૨૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ત્યાંથી આગળ ફરી ફરવા માટે જતાં તે કુરૂક્ષેત્રની સમીપ આવ્યા. ત્યાં રહેનાર બ્રાહ્મણોથી વર્ણન કરાતા કૌરવો અને પાંડવોના યુદ્ધમાં તે યુદ્ધના સંબંધવાળા બધા રાજાઓના વિનાશ સાંભળીને તેમણે ભૂમીનો ભાર દૂર થયેલો માન્યો. (૨૨)

પછી ગદાયુદ્ધ પણ થાય છે એમ સાંભળીને 'ભૂમીનો ભાર દૂર થઈ જ ગયો' યુદ્ધનું બીજું કાંઈ પ્રયોજન નહિ હોવાથી જેમ પાંચ પાંડવો જીવે છે. તેમ એક દુર્યોધન પણ ભલે જીવતો રહે. તેના મરણથી શું લાભ ? એવો નિશ્ચય કરીને, કુરૂક્ષેત્રની પ્રદિક્ષિણા કરતા બલભદ્ર ત્યાં આવ્યા.

**स भीमदुर्योधनयोर्गदाभ्यां युध्यतोर्मृधे।**
**वारयिष्यन् विनशनं जगाम यदुनन्दनः ॥२३॥**

स रामः। भीमदुर्योधनयोः गदाभ्यां युध्यतोः सतोः युद्धं वारयिष्यन् विनशनं कुरुक्षेत्रमागतः। इदानीमागमने पक्षपातशङ्का नास्तीति तस्यागमनम्। यतो यदुनन्दनः यदुरिव विचारितार्थकर्ता, स्नेहादिना पक्षपातरहितः॥२३॥

ततः सर्वेषां शङ्का जातेत्याह **युधिष्ठिरस्त्विति।**

*श्लोकार्थ -२३ : युद्ध भूमी उपर गदाओथी युद्ध करता भीम अने दुर्योधनने अटकाववा माटे बलभद्र कुरुक्षेत्र गया. (२३)*

भावार्थ, सुबोधिनीजी : ते बलभद्र, भीम अने दुर्योधन गदाओथी युद्ध करता हता त्यारे युद्ध अटकाववा माटे कुरुक्षेत्र आव्या. आ समये आववाथी पक्षपातनी शंका नहि होवाथी ते आव्या. कारण के ते यदुनंदन एटले यदुनी पेठे विचारेलुं कार्य करनार, पक्षपात न करे तेवा हता.(२३)

पछी सर्वने शंका गई ते हवे नीचेना श्लोकथी कहे छे.

**युधिष्ठिरस्तु तं दृष्ट्वा यमौ कृष्णार्जुनावपि।**
**अभिवाद्याभवंस्तूष्णीं किं विवक्षुरिहागतः ॥२४॥**

तं रामम्। तु शब्देन साधारणानां विद्वेषिणां च सुखं जातमिति सूचितम्। युधिष्ठिरप्रभृतीनां तु ततोन्यथेति अन्यपक्षो व्यावर्तितः। यमौ नकुलसहदेवौ। सर्व एवाभिवाद्य तूष्णीमभवन्। तेषामालोचनमाह किं विवक्षुरिहागत इति। क्रियाप्रयोजनं तु निवृत्तं वाङ्मात्रमवशिष्यत इति तस्यैवोत्प्रेक्षा॥२४॥

ततः स्वयमेव स्वागतं प्रकटीकृतवानित्याह **गदापाणी**

उभाविति।

<u>શ્લોકાર્થ -૨૪ :</u> યુધિષ્ઠિર, જોડકાંઓ(નકુલ સહદેવ), શ્રીકૃષ્ણ અને અર્જુન પણ તેમને જોઈને પ્રણામ કરી શું કહેવાની ઈચ્છાથી અહીં આવેલ છે. એવી શંકાથી મૌન રહ્યા.(૨૪)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તેમને બલભદ્રને 'તુ' તો શબ્દથી પાંડવોનો દ્વેષ કરનારાઓને સુખ થયું. યુધિષ્ઠિરને તો ઉલ્ટું દુ:ખ થયું. એમ બીજા પક્ષનો નિર્દેશ કરેલો છે. 'જોડકાંઓ' એટલે નકુલ અને સહદેવ. બધાએ પ્રણામ કરી મૌન રહ્યાં. 'શું કહેવાની ઈચ્છાથી અહીં આવેલ છે.' શબ્દોથી તેઓનો વિચાર કહેલ છે. ક્રિયાનું પ્રયોજન જતું રહ્યું. માત્ર વાણી બોલવાની રહી. તેથી તે વાણીની જ શંકા કરતા હતા. (૨૪)

પછી બલભદ્રે પોતે જ પોતાના આવવાનું પ્રયોજન પ્રગટ કર્યું તે હવે નીચેના શ્લોકથી કહે છે.




**गदापाणी उभौ दृष्ट्वा संरब्धौ विजयैषिणौ।**
**मण्डलानि विचित्राणि चरन्ताविदमब्रवीत्॥२५॥**

युद्धार्थं हस्ते गदा उभयोरपि। अतः साधनमाह संरब्धाविति। अनिवृत्त्यर्थं कामनामाह विजयैषिणाविति। तदर्थं यत्नमप्याह मण्डलानि विचित्राणि चरन्ताविति। नह्येवं प्रवृत्तौ कदाचित्स्वतो निवृत्तौ भवतः। तस्माज् ज्ञानेनैव निवृत्तिरिति ज्ञानोपदेशार्थमागतः इदं वक्ष्यमाणमब्रवीत्॥२५॥

उभयोरादौ प्रशंसामाह युवां तुल्यबलाविति्।

<u>શ્લોકાર્થ - ૨૫ :</u> બંનેને હાથમાં ગદાવાળા, ક્રોધ પામેલા, વિજયની ઈચ્છાવાળા અને જાત જાતના ચકાવામાં ફરતા જોઈને તેમને નીચે પ્રમાણે કહ્યું.(૨૫)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : બંનેના હાથમાં યુદ્ધ કરવાની ગદાઓ હતી. ક્રોધ પામેલા વિશેષણથી અંદરના યુદ્ધનું સાધન કહેલ છે. 'વિજયની ઇચ્છાવાળા' વિશેષણથી તેઓ યુદ્ધથી અટકે તેમ ન હતું. એમ જણાવવા તેઓની કામના કહેલી છે. જાત જાતના ચકાવામાં ફરતા વિશેષણથી તે વિજય માટે તેમનો પ્રયત્ન પણ કહેલો છે. આવી રીતે પ્રયત્ન કરનારાઓ કોઈ સમયે પોતાની મેળે અટકતા નથી. તેથી જ્ઞાનથી અટકાવવાનું બને તેથી જ્ઞાનનો ઉપદેશ કરવા આવેલા બલભદ્રે 'આ' એટલે નીચે કહેવામાં આવશે તે કહ્યું. (૨૫)

આરંભમાં નીચેના શ્લોકમાં બંનેની પ્રશંસા કહે છે.

**युवां तुल्यबलौ वीरौ हे राजन् हे वृकोदर ।**
**एकं प्राणाधिकं मन्ये उतैकं शिक्षयाधिकम्॥२६॥**

उभयोर्भिन्नतया संबोधनं हे राजन् हे वृकोदरेति। राजन्निति संबोधनादेकोपि जीवितः राज्यमेव प्राप्स्यतीति निश्चितम्। ननु भीमश्च बलभद्रश्चेति वाक्यात् कथं भीमसभो दुर्योधन इति चेत् तत्राह **एकं प्राणाधिकं मन्य** इति। एकं भीमं प्राणेन बलेन द्वितीयादधिकं मन्ये। अपरं राजानं भीमापेक्षया शिक्षया मयैव कृतया अधिकं मन्ये॥२६॥

तर्ह्येवं सति किं भविष्यतीत्याशङ्कायामाह तस्मादेकतरस्येति।

<u>શ્લોકાર્થ -૨૬</u> : હે રાજન્ ! હે વૃકોદર ! તમે બંને સમાન બલવાળા યોદ્ધાઓ છો. એકને બલમાં અધિક અને બીજાને શિક્ષણમાં અધિક હું માનું છું. ૨૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : હે રાજન્ ! હે વૃકોદર ! એમ બંનેને જુદુ જુદુ સંબોધન કરેલું છે. હે રાજન્ ! એ સંબોધનથી એક પણ દુર્યોધન જીવતો હશે તો રાજ્ય પ્રાપ્ત થશે જ. 'ભીમ અને બલભદ્ર' એવું વાક્ય હોવાથી દુર્યોધન ભીમની સમાન કેમ ગણાય ? એવી શંકા થાય તેથી ઉત્તરાર્ધ કહેલ છે. એક ભીમને 'પ્રાણ' એટલે બલને લીધે, બીજાથી અધિક માનું છું. બીજા રાજા દુર્યોધનને ભીમ કરતાં મેં જ આપેલ શિક્ષણને લીધે અધિક માનું છું. (૨૬)

ત્યારે એમ છે તો શું થાય? તે હવે કહે છે.

**तस्मादेकतरस्येह युवयोः समवीर्ययोः।**

**न लक्ष्यते जयोन्यो वा विरमत्वफलो रणः ॥२७॥**

बलांशः शिक्षांशेन समो भविष्यतीति अतः एकतरस्यापि युवयोर्मध्ये अर्थात्समवीर्यता जातेति जयः, अन्यः पराजयो वा न लक्ष्यते। अतो निष्फलः अयं क्लेशरूपो रणः विरमतु निष्फलत्वात् ॥२७॥

एवमुक्तावपि न निवृत्तावित्याह न तद्वाक्यं जगृहतुरिति।

*શ્લોકાર્થ-૨૭ : તેથી સમાન વીર્યવાળા તમો બેમાંથી એકનો અહીં જય અથવા પરાજય જણાતો નથી. નિષ્ફળ યુદ્ધ અટકો. (૨૭)*

*ભાવાર્થ, સુબોધિનીજી : બલના અંશવાળો શિક્ષણના અંશવાળાની સમાન થશે. તેથી વાસ્તવિક રીતે સમાન વીર્યવાળા થયા. બેમાંથી એકનો પણ જય અથવા પરાજય જણાતો નથી. તેથી આ નિષ્ફળ દુ:ખરૂપ યુદ્ધ અટકો કારણ કે યુધ્ધ ફલ વિનાનું છે. (૨૭)*




*એમ કહેવા છતાં અટકયા નહિ તે હવે કહે છે.*

**न तद्वाक्यं जगृहतुर्बद्धवैरौ नृपार्थवत्।**

**अनुस्मरन्तावन्योन्यं दुरुक्तं दुष्कृतानि च ॥२८॥**

**दिष्टं तदनुमन्वानो रामो द्वारवतीं ययौ।**

**उग्रसेनादिभिः प्रीतैर्ज्ञातिभिः समुपागतः ॥२९॥**

यतो बद्धवैरौ। यद्यप्यर्थवत् आन्तरमनिवर्तकं बाह्यो निवर्तक इति। ततो रामः तत्तेषामनिवर्तनं दिष्टं भाग्याधीनं इति मन्वानः, यथाभाग्यं भविष्यतीति स्वयं यात्रां कुर्वन्नेव द्वारवतीं ययौ। बलभद्रे

बहुकाले गृहागते नष्टलब्धधना इव उग्रसेनादयः समागताः तं गृहे निन्युः॥२८॥ ॥२९॥

ततो यात्राय अनिवृत्तत्वात् पुनर्नैमिषे समागतः। एतावता वर्षःपूर्णः।

*<u>શ્લોકાર્થ -૨૮ :</u> હે નૃપ ! જેમણે વેર બાંધેલું તેવા તે બેએ એકબીજાના દુષ્ટ વચનો અને દુષ્ટ કૃત્યોનું સ્મરણ કરતાં બળદેવનું વચન હિતકારી હતું. છતાં પણ સ્વીકાર્યું નહિ. (૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે તેઓએ વેર બાંધેલું.વચન અંદરનું વેર અટકાવનારૂં થતું નથી. તેથી તેમનું વચન હિતકારી હતું છતાં તે બેએ સ્વીકાર્યું નહિ. (૨૮)

*<u>શ્લોકાર્થ -૨૯ :</u> તેને ભાગ્યધીન માનતા બલભદ્ર દ્વારકા ગયા. પ્રસન્ન થયેલા ઉગ્રસેન વિગેરે સામે આવ્યા. (૨૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે તેઓનું યુદ્ધથી નહિ અટકવું ભાગ્યાધીન છે. એટલે જેમ ભાગ્ય હશે તેમ થશે એમ માની પોતે યાત્રા કરતાં દ્વારકાં ગયા. બલભદ્ર ઘણા સમયે ઘેર આવ્યા તેથી જેમનું ધન ગુમાવેલ હોય અને પાછુ મળે એવા ઉગ્રસેન વિગેરે સામે આવ્યા. તેમને ઘેર લઈ ગયા.

યાત્રા પુરી થયેલ નહિ હોવાથી બલભદ્ર નૈમિષ આવ્યા. આટલા સમયમાં વર્ષ પુરૂં થયું. (૨૯)

**तं पुनर्नैमिषं प्राप्तमृषयोऽयाजयन्मुदा।**
**क्रत्वङ्गं क्रतुभिः सर्वैर्निवृत्ताखिलविग्रहम् ॥३०॥**

**ततः ऋषयस्तं मुदा अयाजयन्। सर्वैरेव क्रतुभिरग्निहोत्रादिभिः। क्रत्वङ्गमिति पित्रादिषु जीवत्सु कथं सर्वे यागाः कृता इति शङ्का व्युदस्ता। यतोऽयं क्रत्वङ्गः क्रतवः अङ्गानि अङ्गेषु वा यस्येति,**

तमयाजयन्, क्रत्वङ्गं वा भगवन्तम्। तस्मिन् पक्षे याजने रामः कर्म, यजने भगवानिति। क्रतोरङ्गमिति यजमानम् 'पुरुषस्य च कर्मार्थत्वात्' इति न्यायात्। यक्ष्य इति सङ्कल्पे कृते पश्चाद्याजितवन्त इत्यर्थः। नन्वयं भूतदयारहितः संकर्षणः प्रलयकर्ता कथं यज्ञकर्ता सर्वमैत्रीकरणानन्तरमेव यज्ञाधिकारादत आह निवृत्ताखिल-विग्रहमिति। निवृत्तः अखिलैः सह विग्रहः कलहो यस्य ॥३०॥

ततो दक्षिणात्वेन तेभ्यो ज्ञानं दत्तवानित्याह तेभ्यो विशुद्धविज्ञानमिति।

*શ્લોકાર્થ -30 : સર્વની સાથેનો જેમનું વેર મટી ગયેલું હતું તેવા ફરીથી નૈમિષ આવેલા બલભદ્રની પાસે મુનિઓએ આનંદથી સર્વ યજ્ઞ વડે ભગવાનનું પૂજન કર્યું. (30)*

ભાવાર્થ, સુબોધિનીજી : ઋષિઓએ આનંદથી તેમની પાસે અગ્નિહોત્ર યજ્ઞ વડે ભગવાનનું પૂજન કરાવ્યું. પિતા વિગેરે જીવતા હતા ત્યારે બધા યજ્ઞો કેમ કર્યા? એવી શંકામાં 'યજ્ઞરૂપ અવયવવાળા' વિશેષણથી તે શંકા દૂર કરે છે. કારણ કે યજ્ઞો અવયવો છે જેમના તેવા તે હતા. તેમની પાસે યજ્ઞો કરાવ્યા. અથવા ભગવાન તે પ્રમાણે અર્થ લેવામાં આવે ત્યારે યજ્ઞ કરવાનું કર્મ બલભદ્ર છે અને પૂજન કરવાનું કર્મ ભગવાન છે એમ જાણવું.

'પુરૂષ કર્મના પ્રયોજન માટે છે' એમ નિયમ મુજબ યજ્ઞનું અંગ યજમાન છે. 'હું યજ્ઞ કરીશ' એવો સંકલ્પ કર્યો પછી તેમની પાસે ઋષિઓએ યજ્ઞ કરાવ્યો એવો અર્થ છે આ સંકર્ષણ પ્રાણીઓ ઉપર દયા વિનાના, પ્રલય કરાવનારા છે. તે યજ્ઞ કરનારા કેવી રીતે થયા? કારણ કે સર્વની મૈત્રી કરી પછી જ યજ્ઞ કરવાનો અધિકાર થાય છે. એવી શંકા થાય તેથી 'સર્વની સાથેના કજીઆ મટી ગયા એવું વિશેષણ યોજેલું છે. વૈર મટી ગયું હતું તેવા બલભદ્ર હતા. (30)

પછી દક્ષિણા તરીકે બલભદ્રે તેમને જ્ઞાન આપ્યું.



**तेभ्यो विशुद्धविज्ञानं भगवान् व्यतरद्विभुः।**
**येनैवात्मन्यदो विश्वमात्मानं विश्वगं विदुः ॥३१॥**

'दक्षिणो ज्ञानसंदेशः' इति वाक्यात् 'आत्मलाभान्न परं विद्यते' इति श्रुतेश्च 'आत्मदक्षिणं वै सत्रम्' इति च 'आत्मानमेत दक्षिणां नीत्वा स्वर्गं लोकं यन्ति' इति च ज्ञानदक्षिणैव दक्षिणा । विशुद्धं ज्ञानमनुभवरूपं निरूपाधिकम् । ननु कर्मासक्तानां तेषां कथमकस्माज् ज्ञानमभूत् तत्राह भगवान् व्यतरद्विभुरिति । भगवत्त्वात् तादृशज्ञानवत्त्वं वितरणं च । वितरणे नहि दानपात्रापेक्षा, विभुत्वात्सर्वसामर्थ्यम् । तस्मिन् ज्ञाने प्राप्ते तेषां कावस्था जातेत्याकाङ्क्षायामाह येनैवात्मन्यदो विश्वमिति । परोक्षमपि विश्वमात्मन्यपश्यन् विश्वस्मिंश्चात्मानं तदाह आत्मानं विश्वगमिति ॥३१॥

<u>શ્લોકાર્થ -૩૧ :</u> *સમર્થ ભગવાને તેઓને વિશુદ્ધ જ્ઞાન આપ્યું. જેનાથી જ તેઓને આ વિશ્વની અંદર રહેલું અને પોતાને વિશ્વમાં રહેલા જાણ્યા.(૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જ્ઞાન આપવું તે દક્ષિણા. એ વાક્ય પ્રમાણે 'આત્માના લાભથી ઉત્તમ કાંઇ નથી' એ શ્રુતિ પ્રમાણે આત્માની દક્ષિણા જેમને અપાય તે જ યજ્ઞ છે.

આત્માને જ દક્ષિણા તરીકે લઇ જઇ સ્વર્ગલોકમાં જાય છે. એ વાક્ય પ્રમાણે જ્ઞાન આપવું એ જ દક્ષિણા છે. વિશુદ્ધ જ્ઞાન એટલે ઉપાધિગવરનું અનુભવરૂપ જ્ઞાન. કર્મમાં આસક્તિવાળા તે ઋષિઓને એકાએક જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થયું? એવી શંકા થાય તેથી 'સમર્થ ભગવાને આપ્યું' શબ્દો યોજેલ છે. બલભદ્ર ભગવાન હોવાથી તેમને જ્ઞાન હતું અને તે જ્ઞાન તેમણે આપ્યું. જેમને આપવામાં આવે છે તેઓ દાન આપવા યોગ્ય હોવાની જરૂર નથી. કારણ કે પોતે સમર્થ હોવાથી સર્વ શકિતવાળા હતા.

તે જ્ઞાન પ્રાપ્ત થતાં તેઓની કેવી અવસ્થા થઈ? એ જાણવાની ઈચ્છા થાય તેથી 'જેનાથી આ વિશ્વને પોતાની અંદર રહેલું જાણ્યું' શબ્દો યોજેલ છે. નહિ દેખાતા વિશ્વને તેઓએ પોતાની અંદર જોયું અને વિશ્વની અંદર પોતાને જોયા 'પોતાને વિશ્વની અંદર રહેલા જાણ્યા' શબ્દોથી કહેલ છે.(૩૧)

નીચેના શ્લોકમાં અર્જુન સાથે પણ યુદ્ધ કરવા ના પાડે છે.



**स्वपत्त्यावभृथस्नातो ज्ञातिबन्धुसुहृद्वृतः।**
**रेजे स्वज्योत्स्नयेवेन्दुः सुवासाः सुष्ठ्वलंकृतः॥३२॥**

**रेवती रामस्य पत्नी तया सह अवभृथे स्नातः। स्नान एव ज्ञात्यादिभिर्वृतः। पश्चाद्वा शोभार्थं निरूप्यते शोभायां पत्नी च हेतुभूता जातेत्याह रेजे स्वज्योत्स्नयेवेन्दुरिति। अन्यथा दिवसे धूसरश्चन्द्रो न शोभते। तस्यावभृथादुत्तीर्णस्य परमशोभां प्राप्तस्य पश्चाल्लौकिकवस्त्राभरणानि प्रतिपत्त्यर्थं निरूप्यते सुवासाः सुष्ठ्वलंकृत इति॥३२॥**

**उपसंहरति ईदृग्विधानीति।**

*શ્લોકાર્થ -૩૨ : પોતાની સ્ત્રી સાથે અવભૃથ સ્નાન કરેલા, સગાઓ બંધુઓ અને મિત્રોથી વીંટાએલા, શોભતા વસ્ત્રોવાળા અને અલંકાર ધારણ કરેલા બલભદ્ર જેમ ચંદ્ર પોતાની ચંદ્રિકાથી શોભે તેમ શોભ્યા.(૩૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : રેવતી બલભદ્રની પત્ની હતાં. તેમની સાથે બલભદ્રે અવભૃથ સ્નાન કર્યું. સ્નાન કરતી વખતે જ તે સગાંઓથી વીંટાએલા હતા. એમ શોભા જણાય તે માટે કહેલું છે. શોભામાં સ્ત્રી કારણભૂત થઈ એમ 'જેમ પોતાની ચંદ્રિકાથી ચંદ્ર શોભે તેમ' દૃષ્ટાંતથી કહેલું છે. ચંદ્રિકા સાથે ન હોય તો દિવસે ચંદ્ર ફિક્કો હોઈ શોભતો નથી. 'શોભતા વસ્ત્રોવાળા અને અલંકારો ધારણ કરેલો' વિશેષણો યોજેલ છે. અવભૃથ સ્નાન પુરૂ કરેલ અને ઘણી શોભા પ્રાપ્ત કરેલ બલભદ્રે પાછળથી આદર થાય તે માટે લૌકિક વસ્ત્રો અને આભરણો ધારણ કર્યાં. (૩૨)

નીચેના શ્લોકથી ઉપસંહાર કરે છે. (૩૨)

**ईदृग्विधान्यसंख्यानि बलस्य बलशालिनः ।**

**अनन्तस्याप्रमेयस्य मायामर्त्यस्य सन्ति हि ॥३३॥**

यथा तीर्थयात्रात्मकमिदमेकं चरित्रं एवंविधान्यसंख्यातानि तस्य चरित्राणि । यतोयं बलशाली बलकार्यं बह्वेव करिष्यतीति । न च तच्चरित्रं पराजयात्मकम् । यतोयमनन्तः । तर्हि कथं नोच्यत इतिचेत् तत्राह अप्रमेयस्येति । नन्वयमवतीर्ण इति देहग्रहणानन्तरं चरित्रं विचार्यते न तु परमार्थभूतस्य, अन्यथा सर्व एव तथा भवेदित्याशङ्क्याह मायामर्त्यस्येति । स्तुतिपरत्वं वारयति सन्तीति । युक्तश्चायमर्थः । अवतारो हि किंचित्कार्यार्थः केषांचिद्धर्मं साधयेत् । अन्येषामन्यदन्येषामन्य इति, अन्यथा अवतारवैयर्थ्यापत्तेः तस्माद्ग्रन्थविस्तरभयात्परं न लिख्यन्ते किंतु सन्ति ॥३३॥

बुद्धिरेकत्र स्थिरीभूता दृढा भवतीति । बलभद्रचरित्रस्य श्रवणादेः भगवद्भजनोपयोगित्वमाह श्रृण्वन् गृणन्निति ।

*<u>શ્લોકાર્થ -૩૩ :</u> બલવાન, અનન્ત, જાણી ન શકાય તેવા, માયાથી મનુષ્ય થયેલા બલભદ્રના અસંખ્ય ચરિત્રો છે. (૩૩)*

*<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જેવું તીર્થોની યાત્રારૂપ આ એક ચરિત્ર તેવા તેમનાં* અસંખ્ય ચરિત્રો છે. કારણ કે આ બલવાન હોવાથી બલનાં ઘણાં કાર્યો કરશે. વળી ચરિત્ર પરાજયરૂપ નથી કારણ કે આ અનંત છે. ત્યારે તેમનાં ચરિત્રો કેમ કહેતા નથી? એવી શંકા કરશે. વળી ચરિત્ર પરાજયરૂપ નથી કારણ કે આ અંનત છે. ત્યારે તેમનાં ચરિત્રો કેમ કહેતા નથી? એવી શંકા થાય તેથી 'જાણી ન શકાય તેવા' સ્વરૂપનો વિચાર કરવામાં આવે છે. પરંતુ જાણી ન શકાય તેવા સત્ય સ્વરૂપનો વિચાર કરવામાં આવતો નથી તેમ ન હોય તો બલભદ્ર જાણી શકાય તેવા ન હોય એવી શંકા થાય તેથી 'માયાથી મનુષ્ય થયેલા' વિશેષણ

યોજેલું છે. 'છે' શબ્દથી એમ જણાવ્યું છે કે તેમની સ્તુતિ માટે આ કહેલ નથી. આ વિષય યોગ્ય જ છે. કારણ કે કોઈક કાર્ય માટે ધારણ કરેલ આવનાર કેટલાકને ધર્મની પ્રાપ્તિ કરાવે, બીજાઓને બીજી પ્રાપ્તિ કરાવે એમ કરે તેમ ન હોય તો અવતાર કાર્ય વ્યર્થ થાય. તેથી ગ્રંથનો વિસ્તાર થવાના ભયને લીધે બીજું લખતા નથી. પરંતુ બીજા ચરિત્રો છે. (૩૩)

એક સ્થળે સ્થિર થયેલી બુદ્ધિ દૃઢ થાય છે. તેથી બલભદ્રના ચરિત્રનું શ્રવણ ઉપયોગી છે. તે કહે છે.



**शृण्वन्गृणंश्च रामस्य कर्माण्यद्भुतकर्मणः ।**
**सायं प्रातरनन्तस्य विष्णोः स दयितो भवेत् ॥३४॥**

श्रोतरि सति गृणन्नित्यादि व्याख्येयम् । गृणन्नित्युचरन् स्वयमेव । ननु भगवद्भक्तः किमिति श्रोष्यति भावान्तरापन्नस्य तत्राह अद्भुतकर्मण इति । अद्भुतत्वाच्छ्रवणम् दुर्योधनादय एवं मन्यते यथा पाण्डवानां पक्षे कृष्णः एवमस्मत्पक्षे बलभद्र इति ततो वयं तुल्या जेष्याम इति । इयं बुद्धिर्भूभारहरणार्थं बलभद्रेणैव संपाद्यते । यथार्थं वदन् तथैव साहाय्यं च कुर्वन् तथापि मारयत्येव । कृष्णरामयारेकभावादिति अद्भुतकर्मत्वम् । स्वतन्त्रतया श्रवणादौ तत्रैव भक्तिर्भविष्यतीति कर्माङ्गत्वार्थमाह सायं प्रातरिति । अनन्तस्य शेषस्य । विष्णोः पुरुषोत्तमस्य । स श्रवणादिकर्ता भगवतः प्रियो भवेत् । अयमस्मत्सेवकसेवक इति प्रपौत्रवत्प्रियः । एवमुपसंहृत्य फलकथनात् तच्चरित्रं समापितमिति सूचितम् । कीर्तिस्तस्य सर्वप्रकारेण स्थिरीकृता निरूपिता ॥३४॥

इति श्रीभागवतसुबोधिन्यां
श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धोत्तरार्धे त्रिंशाध्यायविवरणम् ॥३०॥

<u>શ્લોકાર્થ -૩૪ :</u> *જે અદ્‌ભૂત કરનાર શેષરૂપ બલભદ્રના કર્મો સવારે અને સાંજે શ્રવણ કરે છે. અને કહે છે તે વિષ્ણુને વિશેષ પ્રિય થાય છે.(૩૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સાંભળનાર હોય ત્યારે કહે એમ વ્યાખ્યાન કરવું એટલે પોતાની મેળે ઉચ્ચારણ કરે.

ભગવાનનો ભકત બીજી સ્થિતિ પ્રાપ્ત કરેલ બલભદ્રનાં કર્મો કેવી રીતે શ્રવણ કરશે? એવી શંકા થાય તેથી 'અદ્‌ભૂત કર્મ કરનાર' વિશેષણ યોજેલું છે. કર્મો અદભૂત હોવાથી શ્રવણ કરશે. દુર્યોધન એમ માનતા હતા કે જેમ પાંડવોના પક્ષમાં શ્રીકૃષ્ણ છે તેમ અમારા પક્ષમાં બલભદ્ર છે તેથી હમો પાંડવોની સમાન હોઈ જીતીશું. ભૂમિનો ભાર હરવા માટે બલભદ્રે તેમની બુદ્ધિ આવી કરેલી. સત્ય બોલતાં અને બોલ્યા હોય તેવી જ રીતે સહાય કરવા છતાં પણ શ્રીકૃષ્ણ અને બલભદ્ર એક સત્તા હોવાથી તે તેમને હણે જ છે એમ અદ્‌ભૂત્ કર્મ કરનાર છે.

સ્વતંત્ર રીતે શ્રવણ કરવામાં આવતાં બલભદ્રમાંજ ભક્તિ થાય તેથી શ્રવણ કર્મના અંગ તરીકે હોઈ ઉત્તરાર્ધથી કહે છે. અનંતના એટલે વિષ્ણુના, પુરૂષોત્તમના શ્રવણ કરનારા પ્રિય થાય છે. એમ ઉપસંહાર કરીને ફલ કહેવાથી ચરિત્ર પુરૂ થવાનું સૂચવેલ છે.(૩૪)

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૩૦ મો
સાત્વિક સાધન પ્રકરણ
સંપૂર્ણ"



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






## श्रीमद्वल्लभाचार्यचरणप्रणीता ।

(दशम-उत्तरार्ध-सात्त्विक-फल-प्रकरणम् ।)

## एकत्रिंशोऽध्याय : ।

संपत्तिर्भगवन्मित्रे द्वाभ्यामत्र निरूप्यते ।
लोकावगतहेतूनामभावात्केवले हरेः ॥१॥
एकत्रिंशे तथाध्याये कृष्णमित्रस्य सर्वथा ।
संपत्त्यभावो वाक्याच्च स्थाप्यते सविशेषतः ॥२॥
अङ्गत्वेन बलस्यात्र श्रुत्वा लीलां विचक्षणः ।
निर्विण्णो भगवल्लीलां विशेषेणात्र पृच्छति: ॥३॥

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ
## "સાત્ત્વિક ફલ પ્રકરણ"
## અધ્યાય એકત્રીસમો




કારિકાઓ :

*કારિકા-૧ : લોકમાં જણાવેલા સંપત્તિનાં કારણો નહિ હોવાને લીધે, માત્ર હરિના સંબંધને લીધે, ભગવાનના મિત્રને સંપત્તિ પ્રાપ્ત થઈ. એમ અહીં બે અધ્યાયથી કહેવામાં આવે છે.(૧)*

*કારિકા-૨ : એકત્રીસમા અધ્યાયમાં શ્રીકૃષ્ણના મિત્રને જરાએ સંપત્તિ ન હતી એમ કહેવામાં આવે છે અને વચનથી તે સારી રીતે સિદ્ધ કરવામાં આવે છે.(૨)*

*કારિકા-૩ : અહીં ચતુર રાજા બલભદ્રની લીલા ભકિતના અંગ તરીકે હોવાનું સાંભળીને ખિન્ન થઈ આ અધ્યાયમાં ભગવાનની લીલાનો ઉત્તમ પ્રકારે પ્રશ્ન કરે છે.(૩)*

पूर्वाध्याये बलभद्रलीलां श्रुत्वा भगवल्लीलायां जातस्पृहाः पृच्छति भगवन् यानि चान्यानीति चतुर्भिः ।

**राजोवाच-**

**भगवन् यानि चान्यानि मुकुन्दस्य महात्मनः ।**
**वीर्याण्यनन्तवीर्यस्य श्रोतुमिच्छामहे प्रभो ॥१॥**

**भगवन्निति संबोधनं भगवच्चरित्रे श्रद्धां ज्ञानं च सूचयति। यानि प्रसिद्धानि चरित्राणि चकारादप्रसिद्धानि च। अन्यानि ग्रन्थान्तरेषूक्तानि तत्संबन्धिचकारादनुक्तानि च । न चैवं चरित्रबाहुल्यं नास्तीति च शङ्कनीयम्। यतो मुकुन्दस्य चरित्रबाहुल्याभावे सर्वेषां मुक्तिर्न सिद्धा भवेत्। देशकालव्यवहितानां**

सर्वेषामेव चरित्रश्रवणादिनैव मोक्षसिद्धेः। मम त्वेतावती श्रद्धा तानि सर्वाण्येव चरित्राणि श्रोतव्यानीति, न केवलं मोक्षार्थित्वेनैव किंतु महत्त्वार्थिन आत्मार्थिनश्च तत्रापि वीर्याणि पराक्रमरूपाणि। तत्रापि बाहुल्यमाह अनन्तवीर्यस्येति । श्रोतुमिच्छामह इति श्रवणेच्छा सर्वेषां निरूपिता। प्रभो इति एतावता श्रवणेच्छापूर्तिर्न कर्तुं शक्या नान्येनेति॥१॥

ननु श्रुतान्येव बहुचरित्राणि पुनः कथमाकाङ्क्षेति चेत्तत्राह को नु श्रुत्वेति।

ગયા અધ્યાયમાં બલભદ્રની લીલા સાંભળીને ભગવાનની લીલા જાણવાની ઈચ્છાવાળા થઈને નીચેના ચાર શ્લોકથી પ્રશ્ન કરે છે.

*શ્લોકાર્થ -૧ :હે ભગવાન ! હે પ્રભો ! અનંત વીર્યવાળા મહાત્મા મુકુંદના જે બીજાં પરાક્રમો છે તે અમે સાંભળવા ઈચ્છીએ છીએ. (૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : હે ભગવાન! એ સંબોધન શુકના શ્રદ્ધા અને જ્ઞાન ભગવાનના ચરિત્રોમાં છે તે સૂચવે છે 'જે પ્રસિદ્ધ ચરિત્રો' 'ચ અને' શબ્દથી સૂચવેલાં ચરિત્રો અને 'ચ અને'થી બીજા નહિ સૂચવેલાં કહેલાં ચરિત્રો અમે સાંભળવા ઈચ્છીએ છીએ 'એવાં ઘણાં ચરિત્રો નથી' એવી શંકા ન કરવી કારણ કે મુકુંદનાં ચરિત્રો ઘણાં ન હોય તો સર્વને મુક્તિ પ્રાપ્ત થાય નહિ. કારણ કે દેશ અને કાલથી વિખૂટા થયેલા બધાઓએ ચરિત્રના શ્રવણ વગેરેથી મોક્ષ પ્રાપ્ત થાય છે. મને તો આટલી શ્રદ્ધા છે કે માત્ર મોક્ષ જ ઈચ્છનાર તરીકેની નહિ પણ ઉત્તમપણાને ઈચ્છનાર અને આત્માની ઈચ્છાવાળા તરીકે પણ તે બધાએ ચરિત્રોનું તેમાં પણ પરાક્રમવાળા ચરિત્રોનું શ્રવણ કરવું. તેવાં પણ ઘણાં ચરિત્રો છે એમ 'અનંત વીર્યવાળા' વિશેષણથી કહેલું છે. 'અમે સાંભળવા ઈચ્છીએ છીએ' શબ્દોથી બધાની શ્રવણ કરવાની ઈચ્છા કહેલી છે. હે પ્રભો ! એ સંબોધનથી એમ કહેલું છે કે આટલા ચરિત્રો કહેવાથી અમારી શ્રવણ કરવાની ઈચ્છા કહેલી છે. હે પ્રભો ! એ સંબોધનથી એમ કહેલું છે કે આટલાં ચરિત્રો

કહેવાથી અમારી શ્રવણ કરવાની ઈચ્છા પૂર્ણ કરી શકાય એવી છે. બીજાથી પૂર્ણ કરી શકાય તેવી નથી.(૧)

ઘણાં ચરિત્રો સાંભળ્યાં છે. ફરી ઈચ્છા કેમ થાય છે? એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.




**को न श्रुत्वाऽसकृद्ब्रह्मन्नुत्तमश्लोकसत्कथाः।**
**विरमेत विशेषज्ञो विषण्णः काममार्गणैः ॥२॥**

असकृद्वारंवारमपि श्रुत्वा श्रवणाद्विरमेत। ब्रह्मन्नित्यस्मिन्नर्थे सर्वज्ञत्वात्संमतिरुक्ता। तत्राप्युत्तमश्लोकस्य सत्कथाः। उत्तमैः श्लोक्यत इत्यविगानं कथाश्च सद्रूपाः। स्वतोपि पुरुषार्थपर्यवसायिन्यः। एवं सर्वप्रकारेणोत्तमाभ्यः को वा विरमेत। ननु सत्कथाः बह्व्य एव सन्ति बहूनां भगवतश्च ततश्च श्रुतानामेवानुवृत्तिः कर्तव्या किमपूर्वश्रवणेनेत्याशङ्कायामाह विशेषज्ञ इति। यदेकं चरित्रं श्रुतं तदा यावान् रसः तदपेक्षया द्वितीयचरित्रश्रवणे शतगुणः, ततस्तृतीयेपि ततः शतगुणाधिक्यम्। एवमुत्तरोत्तरं श्रोतॄणां रसाधिक्यमनुभवसिद्धम्। अतो विशेषज्ञः को वा विरमेत। पूर्वचरित्रेणान्तःकरणमालिन्ये निवृत्ते उत्तरोत्तरमधिकचरित्र-स्वरूपज्ञानात् विशेषज्ञता युक्तेव। तत्र कदाचित्संसारे व्यापृतः अन्यधर्मैर्बन्धा गृहीतः विरमेतापि यस्तु पुनर्विरक्तः स कथं न गृह्णीयात्। वैराग्ये उपपत्तिमाह विषण्णः काममार्गणैरिति। कामा नानाविधाः मार्गणत्वादन्तःस्थिताः भित्त्वा बहिर्निर्गच्छन्ति। बहिःस्थिताश्चान्तः प्रविशन्तीति तत उपायो जातः यतोयं काममयः पुरुषः अतः सर्वतो भिन्नः सर्वानन्दहेतोश्चरित्रात् कथं

विरमेतेत्यर्थः ॥२॥

एवं जीवस्य स्वतः भगवच्चरित्रादविरतिमुक्त्वा विरक्तौ न केवलमात्मन एव कामैर्नाशः किंतु सर्वेन्द्रियाणामपि वैफल्यमिति वदन् इन्द्रियवत्त्वं भगवच्चरित्रादेवेत्याह सा वागिति द्वभ्याम्-

શ્લોકાર્થ - ૨ : હે બ્રહ્મન્ ! કામનાં બાણોથી દુઃખી થયેલો વિશેષ જાણનાર કયો પુરૂષ ઉત્તમશ્લોકની સારી કથાઓ વારંવાર સાંભળીને અટકી જાય? (૨)

ભાવાર્થ, સુબોધિનીજી : વારંવાર સાંભળીને કોણ અટકે? હે બ્રહ્મન્ ! એ સંબોધનથી શુક સર્વજ્ઞ હોવાથી આ વિષયમાં તેની સંમતિ કહેલી છે.

તેમાં પણ ઉત્તમ શ્લોકની કથાઓમાં ઉત્તમ પુરૂષો ગાન કરે છે તેથી તે નિંદિત નથી. કથાઓ પણ સારી છે. પોતે જ પુરૂષાર્થરૂપ છે. એવી રીતે સર્વ પ્રકારે ઉત્તમ કથાઓને કોણ છોડે?

ઘણા પુરૂષોની અને ભગવાનની સારી કથાઓ ઘણી છે. તેથી તે સાંભળેલી હોય તેમનું જ સ્મરણ કરવું. નવી સાંભળવાથી શો લાભ ? એવી શંકા થાય તેથી 'આધિક્ય જાણનારાં' શબ્દ યોજેલ છે. જે એક ચરિત્ર સાંભળેલ હોય ત્યારે જેટલો રસ પ્રાપ્ત થાય તેના કરતાં સોગણો રસ બીજા ચરિત્રનું શ્રવણ કરતાં થાય છે અને તેનાથી સોગણો રસ ત્રીજા ચરિત્રનું શ્રવણ કરતાં થાય છે. એવી રીતે શ્રવણ કરનારાઓને એક પછી એક વધારે રસ પ્રાપ્ત થાય છે. એ અનુભવથી સાબિત થયેલું છે. તેથી રસના આધિક્યને જાણનારા કોણ અટકે? પહેલા ચરિત્રના શ્રવણથી અન્તઃકરણની મલીનતા દૂર થતાં એક પછી એક વધુ ચરિત્રનાં સ્વરૂપનું જ્ઞાન થતાં આધિક્ય જાણનાર થવાય એ યોગ્ય જ છે. કોઈ સમયે સંસારમાં રોકાઈ ગયેલો, બીજા ગુણોથી વશ થયેલો, તે સંજોગોમાં ભગવાનનાં ચરિત્રોનું શ્રવણ કરતાં અટકી પણ જાય જે સંસારમાં વૈરાગ્યવાળો હોય તે કથાઓ કેમ ન સાંભળે?

'કામનાં બાણોથી દુઃખી થયેલા' શબ્દોથી સંસારમાં વૈરાગ્ય થવાની યોગ્યતા કહેલી છે. જાત જાતની કામનાઓ બાણરૂપ હોવાની દેહની અંદર રહેલી દેહને ભેદીને બહાર નીકળે છે. અને બહાર રહેલી અંદર પ્રવેશ કરે છે. તેથી કથાના

શ્રવણથી કામનાઓ મટાડવાનો ઉપાય થયો કારણ કે આ પુરૂષ કામનાઓથી ભરેલો છે. તેથી સર્વથી જુદા પ્રકારે સર્વ આંનદના કારણરૂપ ભગવાનના ચરિત્રના શ્રવણથી કેમ અટકે? એવો અર્થ છે.(૨)

એવી રીતે જીવ પોતાની મેળે ભગવાનના ચરિત્રનાં શ્રવણથી અટકતો નથી. અટકે તો કામનાઓથી આત્માનો જ નાશ થાય છે એટલું નહિ પરંતુ બધી ઇંદ્રિયો ફલરહિત થાય છે એમ કહેતાં ભગવાનના ચરિત્રને લીધે જ ઇંદ્રિયવાળા થવાય છે તે બે શ્લોકથી કહે છે.

**सा वाग् यया तस्य गुणान् गृणीते करौ च**
**तत्कर्मकरौ मनश्च ।**
**स्मरेद्वसन्तं स्थिरजङ्गमेषु श्रृणोति**
**तत्पुण्यकथाः स कर्णः ॥३॥**




वाग् देवतारूपा। अनेनान्येषां दैत्यरूपा वागिति तेषामिन्द्रियाणां वागादिपदप्रयोगो भाक्तः। आभासा वा वागादयः, अन्यथा भगवतःसकाशात् उत्पन्ना वागादयः कथमन्यपरा भवेयुः। अथवा। 'द्वया ह प्राजापत्या' इत्यत्र देवपक्ष एव 'ते ह वाचमूचुः' इत्यादिना वाक्शब्दव्यवहार उक्तः। असुराणां तु सर्वेन्द्रियाणामासुरत्वमेव न वागादित्विम्। अथवा इन्द्रियाणां द्वेधा उत्पत्तिः श्रुतौ निरूपिता। 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च' इति। 'पराश्चि खानि व्यतृणत्स्वयंभूः' इत्यादि च। पुराणादिष्वहंकाराऽपि तेषामुत्पत्तिः। तत्र ये भगवद्योग्याः तेषां भगवदीयैव सामग्री तत्रैव वागादिव्यवहारः। ब्रह्मनिर्मितेऽहंकारनिर्मिते वा इन्द्रियवर्गे नायं व्यवहारः राजसतामसव्यवहारात्, अतः सात्त्विका निर्गुणा वा भगवदीया भवन्तीति भगवत्कृतेन्द्रियसंबन्ध एव तेषां तत्र परीक्षार्थमिदमारभ्यते

सा वागिति । अभिप्रेता वाक् सैव यया तस्य गुणान् गृणीते गृणनं नोच्चारणमात्रं किंतु नितरां गृ निगरण इत्यनुशासनात्। भगवतः कथामात्रं कदाचिदन्योपि वदेत्। उत्कर्षाधायकानां तु तेन नितरां भक्तिपूर्वकमुच्चारणं भगवत्कृतवाच एवेति न क्वाप्यव्याप्त्यतिव्याप्ती। इदमेव चाभिज्ञापकम् । एवमग्रेपि ज्ञातव्यम्। करौ च तत्कर्मकरौ । कर्म लौकिकं परिचर्यात्मकं भगवत्त्वेन ज्ञात्वा, यज्ञकृतौ तदपि भवति। तच्छब्देन पुरुषोत्तमो वा। यज्ञस्तु पुरुषस्य कर्मेति न तत्रातिव्याप्तिः। चकाराद्बहिर्मुखानामपि सेवकसेवकानां करौ संगृहीतौ। गुणानुवर्णनं तु न तेषामान्तरं शक्यं बाह्यं तु प्रसङ्गाद्भवेदपि। मनश्च तत्र चकारः पूर्वकर्मसंग्रहार्थः। न तु सेवकानां। स्थिरजङ्गमेषु वसन्तं भगवन्तं स्मरेदिति। अनेन द्वितीयस्कन्धे सूक्ष्मधारणायां यदुक्तं 'धारणया स्मरन्ति' इति तत्र विशेषो निरूप्यते स्थिरजङ्गमेषु वसन्तमिति। तत्र तु 'स्वदेहान्तर्हृदयावकाशे' इति। अन्यदपि रूपद्वयं सामान्यवचनात्संगृह्यते। आधिदैविकमन्तर्यामिरूपं च तत्राप्युत्तमत्वादिभेदः कल्पनीयः। उत्तमास्तु पूर्वोक्ताः सर्वत्र भगवद्दर्शनं तु भगवान एव तथानुगृहीतस्य वा भवति। तादृशस्य स्मृतिर्निवर्तत एव। कर्णयोस्तु विशेषमाह श्रृणोतीति। तत्पुण्यस्य जीवहितकरणरूपस्य कथाः पुण्यजनिकास्तु प्रकरण विरोधान्न ग्राह्याः। कर्ण इत्येकवचनं वामाभिप्रायम्। 'उत्तरो देवहूः स्मृत' इति वाक्यम्। अथवा। यः कर्णो भक्तिजनिकां कथां श्रृणोति स सर्वसंमत इति तं परित्यज्य योपि पुण्यकथाः श्रृणोति स कर्णः स एव कर्णः पूर्वोक्तो वा ॥३॥



# इन्दियाणां निरूप्य अङ्गानि निरूपयन् उत्तमाङ्गं निरूपयति।

*શ્લોકાર્થ -૩ : જેનાથી તેમના ગુણોનું ગાન કરે છે તે વાણી છે. તેમનું કાર્ય કરનારા છે તે હાથો છે. જે સ્થાવર અને જંગમ પદાર્થોમાં રહેનારાનું સ્મરણ કરે છે. તે મન છે. જે કલ્યાણ કરનારની કથાઓ સાંભળે છે તે કાન છે.(૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : વાણી દેવતારૂપ છે. આથી ભક્તો સિવાય બીજાની વાણી દૈત્યરૂપ હોવાથી તેમની ઈંદ્રિયોના સંબંધમાં 'વાણી' શબ્દો યોજવામાં આવે છે. તે યોજના ગૌણ છે. તે સત્ય નથી પણ દેખાવ પૂરતી છે. તેમ ન હોય તો ભગવાન પાસેથી ઉત્પન્ન થયેલી વાણી બીજામાં આસક્તિવાળી કેમ હોઈ શકે?

દેવો અને અસુરો બે પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા છે. આ ઉપાખ્યાનોમાં દેવના પક્ષમાંજ 'તેઓએ વાણીને કહ્યું' એમ 'વાણી' શબ્દોનો વ્યવહાર કહેલો છે. આસુરોની વાણી અને ઈંદ્રિયો આસુર જ છે.

આમાંથી પ્રાણ, મન અને ઈંદ્રિયો ઉત્પન્ન થાય છે. બ્રહ્માએ ઈંદ્રિયોને ઉત્પન્ન વિમુખ બનાવેલી છે. એમ બે પ્રકારે શ્રુતિમાં ઈંદ્રિયોની ઉત્પત્તિ કહેલી છે. પુરાણોમાં અહંકારમાંથી તેઓની ઉત્પતિ બતાવેલી છે. તે પૈકી જેઓ ભગવાન યોગ્ય છે તેઓની ઈંદ્રિયો સામગ્રી ભગવદીય છે. તેઓનો જ વાણી શબ્દથી વ્યવહાર થાય છે.

બ્રહ્માએ બનાવેલ અથવા અહંકારે બનાવેલ ઈંદ્રિયોનો આ વ્યવહાર થતો નથી. કારણ કે તેઓનો રાજસ્ અને તામસ્ વ્યવહાર થાય છે. તેથી ભગવદીયો સાત્વિક અને નિર્ગુણ હોવાથી તેઓને ભગવાને બનાવેલી ઈંદ્રિયોનો જ સંબંધ થાય છે. તે વિષયમાં પરીક્ષા માટે જેનાથી તેમના ગુણોનું ગાન કરે છે તે વાણી આ શ્લોકનો આરંભ થાય છે.

ઈચ્છેલી વાણી તે જ છે કે જેનાથી તેમના ગુણોનું ગાન કરે છે. ગાન કરવું એટલે માત્ર ઉચ્ચારણ કરવું એમ નહિ પરંતુ **'गृ निगरण'** ગૃ ધાતુનો અર્થ પચાવવું છે એ નિયમ પ્રમાણે સંપૂર્ણ રીતે પચાવવા કોઈ પ્રસંગે બીજો પણ માત્ર ભગવાનની કથા કહે પરંતુ ઉત્તમપણું પ્રાપ્ત કરાવનારા તો ભગવાને બનાવેલી વાણીનું જ ભક્તિપૂર્વક ઉચ્ચારણ કરે છે. તેથી કયાંય પણ અવ્યાપ્તિ અથવા અતિવ્યાપ્તિ

થતી નથી. અને આજ ઓળખનાર ચિહ્ન છે. એવી રીતે આગળ પણ જાણવું.

જે તેમનું કાર્ય કરનારા છે તે હાથો છે. કાર્ય એટલે ભગવાન તરીકે જાણીને કરેલું લૌકિક સેવારૂપ કાર્ય યજ્ઞ કરવામાં આવે ત્યારે તે પણ કાર્ય થાય છે. તેમનું શબ્દનો અર્થ પુરૂષોત્તમનો એમ કરવો. યજ્ઞ તો પુરૂષોનું કર્મ હોવાથી તેમાં અતિ વ્યાપ્તિ થતી નથી. 'ચ અને' શબ્દથી બર્હિમુખોના એટલે સેવકોના હાથોનો સંગ્રહ કરેલો છે. અંદરના ગુણોનું વર્ણન તો તેઓથી થઈ શકે એવું નથી. બહારનું તો પ્રસંગને લીધે થાય પણ ખરૂં. અને મન ત્યાં 'ચ અને' શબ્દ છે. તેનાથી પહેલાંનાં કર્મોનો સંગ્રહ કહેલો છે. પરંતુ સવેકોનો સંગ્રહ કરવા કહેલો નથી. તે મન સ્થાવર અને જંગમમાં રહેનારનું સ્મરણ કરે છે. એવો અર્થ છે.

બીજા સ્કંધમાં 'ધારણાથી સ્મરણ કરે છે' (૨-૨-૮)

એમ જે કહ્યું તેનાથી સ્થાવર અને જંગમ પદાર્થોમાં વસતા એવો ભેદ કહેલો છે.બીજા સ્કંધમાં તો પોતાના દેહની અંદર હૃદયના સ્થલમાં 'એમ કહેલું છે. સામાન્ય વચનથી આધિદૈવિકરૂપ અને અન્તર્યામીરૂપ એવા બે રૂપોનો સમાવેશ કહેલો છે. તે રૂપોમાં પણ ઉત્તમ ભેદોની કલ્પના કરવી. ઉત્તમ પુરૂષો તો પહેલાં કહેલા જ છે.

સર્વ સ્થળે ભગવાનનું દર્શન તો ભગવાનનો જેમના ઉપર અનુગ્રહ તેવાંને જ થાય છે. જે કલ્યાણકારી કથાઓ સાંભળે છે એમ કાનનો ભેદ કહેલો છે. તે જીવનું કલ્યાણ કરનાર ભગવાનની કથાઓ સાંભળે છે. કર્ણ એટલે કાન એકવચન ડાબા કાનના અભિપ્રાયથી યોજેલું છે. જમણા કાનને દેવરું સમજવો. (૪-૨૯-૧૨)

એવું વાક્ય છે. જે કાન ભક્તિ ઉત્પન્ન કરનારી કથાઓ સાંભળે છે. તે બધાની પ્રશંસા પામેલો હોવાથી તેને મૂકી દઈ જે પવિત્ર કથાઓ સાંભળે છે તે કાન છે. પહેલાં કહેલો તે જ કાન છે. (૩)

ઇંદ્રિયોનું નિરર્થકપણું નિરૂપણ કરીને ઉત્તમ અંગ શિરનું નિરૂપણ કરે છે. તે નીચેના શ્લોકથી કહે છે.




**शिरस्तु तस्योभयलिङ्गमानमेत्तदेव यत्पश्यति तद्धि चक्षुः।**
**अङ्गानि विष्णोरथ तज्जनानां पादोदकं यानि वहन्ति नित्यम्॥४॥**

वहन्ति, शिरस्तु तस्योभयलिङ्गमानमेदिति। उभयं स्थावर-जङ्गमात्मकं लिङ्गं यस्येति, अन्यत्तु भारात्मकत्वेन पूर्वमेव निरूपितम्। तुशब्दस्तव्द्यावर्तयति। एतद्येन संभवति तदप्यैन्द्रियकार्यं तथापि फलदशायामुपयुज्यत इति तदाह तदेव यत्पश्यतीति। सर्वमेवजगत् तल्लिङ्गत्वेनैव यदा पश्यति तदैव चक्षुर्भवति। अत्रायं साधनक्रमोपि निरूपितः मार्गान्तरानुसारेणैव गुणोत्कीर्तनपर्यन्तमधिकारे सिद्धे पश्चात्कीर्तनं भगवदीयानां प्रथमं साधनम्, ततः सेवारुच्या सेवा, ततो ज्ञानोदये सर्वत्र भगवदीयानांभगवदनुसन्धानम्, तादृशस्य बहिर्व्यापारे तत्साधक-पुण्यकथा श्रवणम्, तस्य पुण्यैः नारदादिभिः वा कथाश्रवणम्, ततः सर्वत्र भगवत्साक्षात्कारः, ततो नमनमिति। एवं क्रमसिद्ध्यर्थं सर्वापेक्षया पूर्वमेव कर्तव्यं आवश्यकफलसाधकमिति भगवच्चरणोदकस्य पश्चादपिसाधक-त्वमिति सर्वान्ते निरूपयति अङ्गानि विष्णोरिति। तान्येवाङ्गानि यानि विष्णोः पादोदकं गङ्गां वहन्ति। अथ भिन्नप्रक्रमः। नित्यवहनं त्रिषवणं अहरहः तदेकपानादिना वा। एवं भगवदीयत्वेनैव सर्वपुरुषार्थ इति कथं कथातो विरतिरिति ॥४॥

एवं भगवदुत्कर्षे वर्णिते श्रवणेन शुकोपि भक्त्यानन्दे निमग्नः कथारम्भं कृतवानिति सूतः शौनकादीन् प्रत्याह विष्णुरातेन संपृष्ट इति।

श्लोकार्थ -४ : શિર તો તે છે જે ચરાચર જગતને ચલ અચલ પ્રભુના સ્વરૂપે બંને ચિહ્નોવાળાને નમન કરે તે છે. તે જે જુએ તેને ચક્ષુ છે. પછી વિષ્ણુના

અને તેમના સેવકોના ચરણોદકને જે સદા ધારણ કરે તે જ અંગો છે.(૪)

ભાવાર્થ, સુબોધિનીજી : શિર તો બંને ચિહ્નવાળાને ચરાચર જગત સ્વરૂપ તેમને નમન કરે તે શિર છે એવો અર્થ છે.

સ્થાવર જંગમરૂપ બંને ચિહ્નો છે. નમન ન કરે તે શિર ભારરૂપ છે. ભારરૂપ હોય તે શિર નથી. આ નમન કરવાનું જેનાથી સંભવે છે તે પણ ઈંદ્રિયનું કાર્ય છે. છતાં પણ ફલની અવસ્થામાં તેનો ઉપયોગ થાય છે તેથી તે જ જે જુએ છે. તે ચક્ષુ છે. શબ્દોથી તે કહેલ છે.

સમગ્ર જગતને જ્યારે ભગવાનના ચિહ્નરૂપ જુએ ત્યારે તે 'ચક્ષુ' થાય છે.

બીજા માર્ગને અનુસરીને જ્યારે ભગવાનના ગુણોની પ્રશંસા કરવા સુધીનો અધિકાર પ્રાપ્ત થાય ત્યારપછી ગુણોનું ગાન ભગવદીયોનું પ્રથમ સાધન છે. ત્યાર પછી સેવામાં રૂચી થતાં સેવા બીજું સાધન છે. પછી જ્ઞાનનો ઉદય થતાં સર્વ એટલે ભગવાનનું અનુસંધાન ત્રીજું સાધન છે. દરેક સ્થળે ભગવાનના અનુસંધાનવાળાને બહારના કાર્યમાં સિદ્ધ કરનારૂં પવિત્ર કથાઓનું શ્રવણ, નારદ વગેરે પાસેથી શ્રવણ એ ચોથું અને પાંચમું સર્વ સ્થળે ભગવાનનો સાક્ષાત્કાર અને છેવટે નમન તે છઠ્ઠું છે. એવી રીતે અનુક્રમ સિદ્ધ થાય તે માટે બધા કરતાં પહેલું કરવા યોગ્ય ફલ પ્રાપ્ત કરવા ભગવાનનું ચરણોદક છે.

તે જ અંગો છે. જે વિષ્ણુના ચરણોદક ગંગાને ધારણ કરે છે. આરંભમાં શાલિગ્રામ વગેરે તીર્થોમાં વિષ્ણુના અને તેમના સેવકોના ચરણોદક નિત્ય ધારણ કરે તે જ અંગો છે. 'નિત્ય ધારણ કરવું' એટલે ત્રણવાર સ્નાન કરતાં અથવા દરરોજ તેનું જ પાન કરવું એવી રીતે ભગવદીય થવાથી સર્વ પુરૂષાર્થ પ્રાપ્ત થાય છે. તેથી કથાનું શ્રવણ કેમ અટકે? એવો અર્થ છે. (૪)

એવી રીતે ભગવાનના ઉત્તમપણાનું વર્ણન કરતાં શ્રવણ ભક્તિના આનંદમાં ડૂબેલાં શુકે કથાનો આરંભ કર્યો તે કહે છે.




**सूत उवाच-**

**विष्णुरातेन संपृष्टो भगवान् बादरायणिः ।**
**वासुदेवे भगवति निमग्नहृदयोऽब्रवीत् ॥५॥**

स हि भगवता एतदर्थमेव रक्षितः शुकोपि परमभगवच्छ्रद्धया भगवान् यतो बादरायणिः तपः परायणाद्भगवत उत्पन्नः। अत एव वासुदेवे सत्त्वान्तःकरणाविर्भूते निमग्नहृदयः सन् ततो गूढं भगवच्चरित्रं गृहीत्वेवाब्रवीत्। इदं सख्यचरित्रं एकादशाध्यैर्वक्तव्यम्। अतो निमग्नहृदयत्वादिकं साधनत्वेन निरूपितम्॥५॥

कथामाह कृष्णस्यासीदिति।

શ્લોકાર્થ -૫ : વિષ્ણુરાતે પૂછેલા ભગવાન બાદરાયણીએ શુકે ભગવાન વાસુદેવમાં ડૂબેલા હૃદયવાળા થઈને નીચે પ્રમાણે કહ્યું. (૫)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાને તે પરીક્ષિતનું આ પ્રયોજનથી જ રક્ષણ કરેલું. શુકને પણ ભગવાનમાં ઘણી શ્રદ્ધા હોવાથી ભગવાન થયેલ કારણ કે તે 'બાદરાયણી' તપમાં આસકત ભગવાન બાદરાયણથી ઉત્પન્ન થયેલા તેથી અન્તઃકરણમાં આર્વિભાવ થયેલા વાસુદેવમાં ડૂબેલા હૃદયવાળા થઈ તેમનાથી ગૂઢ ભગવાનનું ચરિત્ર ગ્રહણ કરીને કહેતા હોય એમ કહ્યું.

આ સખ્યનું ચરિત્ર (મૈત્રીરૂપ ભકિતનું) અગિયાર અધ્યાયોથી કહેવાનું છે તેથી વાસુદેવમાં ડૂબેલા હૃદયવાળા આ સાધન તરીકે જણાવેલું છે.

નીચેના શ્લોકથી આરંભીને હવે કથા કહે છે.

**श्रीशुक उवाच -**

**कृष्णस्यासीत् सखा कश्चिद्ब्राह्मणो ब्रह्मवित्तमः।**
**विरक्त इन्द्रियार्थेषु प्रशान्तात्मा जितेन्द्रियः॥६॥**

स पूर्वमपि कृष्णस्यैवासीत्। इदानीं तु सखा बाल्ये मित्रम्। कश्चिदिति विशेषतो देवांशत्वनिराकरणं किंतु केवलं सज्जीवः। तर्हि तेन सह कथं सख्यमासीत्तत्राह ब्राह्मणइत्यादिसप्तविशेषणानि। येन षड्गुणैश्वर्ययुक्तो भगवांश्च तत्र प्रतिष्ठितो ब्रह्मानन्दत्वाल्लक्ष्म्याः। अयं

च ब्रह्मण: संबन्धो ब्रह्मसंबन्धयोग्यतामेव संपादयति न जीवसंबन्धमिति प्रकरणाद्ब्राह्मण्यं निरूक्तम्। अनेन एतादृशभावे यददृष्टं भगवदिच्छा वा तेनैवास्य सख्यं जातमित्युक्तं भवति। ब्रह्मविदां मध्ये श्रेष्ठ: ब्राह्मण्योत्कर्ष: परमोयम्। ज्ञानस्यैतद्रूपम्। विरक्त इति इन्द्रियाणामर्थेषु सहजेषु रागाभाव: वैराग्यस्य रूपम्। प्रकर्षेण शान्त: आत्मा यस्येति। त्रितयानन्तरं धर्मी निरूपित: । ततो जितेन्द्रिय: ऐश्वर्ययुक्त: ॥६॥

**यदृच्छयोपपन्नेन वर्तमानो गृहाश्रमी।**
**तस्य भार्या कुचैलस्य क्षुत्क्षामा च तथाविधा ॥७॥**

यदृच्छयोपपन्नेन वर्तमान: वीर्यवान् इदं त्वतिसहनं परमवीर्यकार्यम्। गृहाश्रमी गृहस्थ:, एतत्कीर्तिरूपम्। नन्वेतादृशस्य गृहस्थाश्रमो न युक्त इति शङ्कां वारयितुमाह तस्य भार्या कुचैलस्य क्षुत्क्षामा च तथाविधेति। पूर्वं परमहंसगृहस्थ-निर्णये यद्येतादृशी भार्या लभ्यते तदा गार्हस्थ्यमुत्तममेतदभावे पारमहंस्यमिति। अन्यथा पुरुपोर्धवुगल इति पुरुषार्थसाधने खण्ड: स्यात्। कुचैलस्येति तस्यां रागाभावो अस्यापि हेतुमाह क्षुत्क्षामेति। सर्वथा क्षुधा क्षामा कृशा, तदपेक्षया तस्या: व्रतमधिकमिति पदार्थोत्पत्तावेक एव प्रकार:, तत्रापि शेषभोजनादाधिक्यम्। चकारात्तद्धर्मयुक्तापि तथाविधा कुचैला। अनेन तस्मिन्नपि तस्या रागाभावो निरूपित:॥७॥

तस्या: कामनायां प्रथमतो हेतुमाह पतिव्रतेति।



શ્લોકાર્થ-૬-૭ : કોઈ એક બ્રાહ્મણ, બ્રહ્મ જાણવામાં ઉત્તમ, ઈંદ્રિયોના વિષયોમાં વૈરાગ્યવાળો, શાંત આત્માવાળો જિતેન્દ્રિય, ભગવદ્ ઈચ્છાથી જે મળી આવે તેના પર નભનારો ગૃહસ્થાશ્રમવાળો શ્રીકૃષ્ણનો મિત્ર હતો. તે ફાટેલાં વસ્ત્રો પહેરનારની ભૂખથી દુબળી થયેલી સ્ત્રી તેવી જ હતી. (૬-૭)

ભાવાર્થ, સુબોધિનીજી : તે પહેલાં પણ શ્રીકૃષ્ણનો સેવક હતો. હમણાં તો તે બાલપણનો મિત્ર થયેલો. 'કોઈ એક' શબ્દથી એમ જણાવે છે કે તેનામાં ઉત્તમ દૈવ અંશ ન હતો. પરંતુ તે માત્ર સારો સદ્ જીવ હતો. ત્યારે તેની સાથે ભગવાને મૈત્રી કેમ કરી? એવી શંકા થાય તેથી 'બ્રાહ્મણ' વગેરે વિશેષણો કહેલાં છે. જેથી છ ગુણોના વૈભવવાળા ભગવાન તેના હૃદયમાં રહેલા થાય. આથી એમ કહેવાય છે કે ભગવાન જ ભગવાનના મિત્ર થાય છે. તે પૈકી બ્રાહ્મણ શ્રીનું રૂપ છે. કારણ કે લક્ષ્મી (શ્રી) બ્રહ્મના આનંદરૂપ છે અને આ બ્રહ્મનો સંબંધ બ્રહ્મ સાથેના જ સંબંધની યોગ્યતા પ્રાપ્ત કરાવે છે. પરંતુ જીવ સાથેના સંબંધની યોગ્યતા કરાવતો નથી. આ પ્રમાણે બ્રાહ્મણપણાની વ્યુત્પત્તિ કહી. તેથી એમ કહેવાય છે કે આવી સ્થિતિ થવામાં તેનું જે અદષ્ટ અથવા ભગવાનની ઈચ્છા કારણ હતું. તેનાથી તેને ભગવાનની મૈત્રી થઈ.

આ બ્રહ્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ હતો. આ જ્ઞાનનું રૂપ છે 'વૈરાગ્યવાળો' વિશેષણથી સ્વભાવિક ઈંદ્રિયોના વિષયોમાં પ્રીતિ ન હોવાનું કહેલું છે. આ વૈરાગ્યનું સ્વરૂપ છે.

'ઘણો જ શાંત હતો. આત્મા જેનો' એમ ત્રણ વિશેષણો પછી ધર્મો જણાવે છે. પછી જિતેન્દ્રિય એટલે ઐશ્વર્યવાળો હતો. 'ભગવદ્ ઈચ્છાથી મળી આવે તેનાથી નભનારો' એટલે વીર્યવાળો હતો. આ વીર્યનું કાર્ય છે. 'ગૃહસ્થાશ્રમવાળો' એટલે ગૃહસ્થ. આ કીર્તિનું સ્વરૂપ છે.

આવા ઉત્તમ બ્રાહ્મણને ગૃહસ્થાશ્રમ યોગ્ય નથી. એવી શંકા દૂર કરવા ઉત્તરાર્ધ કહેલો છે.

પહેલાં પરમહંસ અને ગૃહસ્થનો નિર્ણય કરતી વખતે એમ કહેલું છે કે જો આવી પત્ની પ્રાપ્ત થાય તો ગૃહસ્થાશ્રમ ઉત્તમ છે અને એ ન હોય તો પરમહંસપણું એટલે સંન્યાસ ઉત્તમ છે. તેમ તેવી પત્ની ન હોય તો પુરૂષ અર્ધ અશ્વ ભાર

વહેનારો હોવાથી પુરૂષાર્થ પ્રાપ્ત કરવામાં વિચ્છેદ થાય. 'ફાટેલાં વસ્ત્રો પહેરવાની' વિશેષણથી તેની તે પત્નીમાં આસક્તિ ન હોવાનું કહેલું છે. કારણ કે જો પત્નીમાં આસક્તિ હોય તો આરંભમાં સારાં વસ્ત્રો અને આભૂષણો પહેરે છે.

'ભૂખથી દુબળી થયેલી' વિશેષણથી તે સ્ત્રીમાં આની પણ આસક્તિ ન હોવાનું કહેલું છે. તે ભૂખથી સંપૂર્ણ પ્રકારે દુબળી હતી. તે આ સ્ત્રીનું વ્રત વધારે હોવાનું કહેલું છે. બંને પદાર્થોનો લાભ થવાનો એક જ પ્રકાર હતો. તેમાં પણ સ્ત્રી વધેલું ખાતી હોવાથી તેનું વ્રત વધારે હતું. 'ચ અને' શબ્દથી તે ગુણવાળી હોવા છતાં તે ફાટેલાં વસ્ત્રો પહેરનારી હતી. આથી એમ જણાવે છે કે તે સ્ત્રીની બ્રાહ્મણમાં પણ આસક્તિ ન હતી.

નીચેના શ્લોકમાં તે સ્ત્રીને ધનની ઈચ્છાનું કારણ કહે છે.




**पतिव्रता पतिं प्राह म्लायता वदनेन सा।**
**दरिद्रा सीदमाना सा वेपमानाभिगम्य च ॥८॥**

पतिरेव व्रतं यस्याः। यथा व्रती स्वव्रतोत्कर्षं वाञ्छति सापि भर्तुः सर्वसमृद्धिं वाञ्छतीति। पतिव्रतात्वादेव नान्यतस्तत्संपादनमतः पतिं प्राह म्लायता वदनेनेति दैन्यख्यापनम्। ननु मनसि कामाभावे दैन्यं कपटरूपमिति पातिव्रत्यविरुद्धम्। विद्यमाने तु तथाविधत्वं नास्तीत्याशङ्कायामाह सेति। सा पतिव्रता व्रतार्थं तत्साधनमिति न दोष इति भावः। स्वतः स्वोत्कर्षो नास्तीति ज्ञापयितुमाह दरिद्रा सीदमाना सेति। दारिद्र्यात् दुर्गतेः न कोप्यर्थः। तत्राप्यवसादं शरीरेण प्राप्नोति। ततः प्रथमत एव देहवियोगे व्रतभङ्गोपि भविष्यतीति भयात्तथाकरणम्। यतः सा पूर्ववत्। तर्ह्येतावत्कालं कथं नोक्तवती तत्राह वेपमानेति। भयादिति केचित्। शरीरं पतनदशापन्नमिति। अतः परं कालो विलम्बं न सहत इति

आभिमुख्येनागत्य, चकारात्तन्मनःप्रीतिं कृत्वा स्तोत्रं वा वक्ष्यमाणमाह ॥८॥

**तस्याः वाक्यानि निरूपयति नन्विति सार्द्धैस्त्रिभिः ।**

*<u>શ્લોકાર્થ -૮ :</u> તે ગરીબ દુ:ખી થતી સ્ત્રી ધ્રૂજતી પતિ પાસે આવી અને તે પતિવ્રતાએ કરમાતા દુ:ખી મુખથી પતિને નીચે પ્રમાણે કહ્યું.(૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પતિ જ વ્રત હતું જેનું તેવી પતિવ્રતા હતી. કારણ કે જેમ વ્રત કરનાર પોતાના વ્રતની સરસાઇ ઇચ્છે છે તેમ તે પણ પતિને બધી સમૃદ્ધિ પ્રાપ્ત થાય તેમ ઇચ્છતી હતી. પોતે પતિવ્રતા હોવાથી જ બીજા પાસેથી તે સમૃદ્ધિ ઇચ્છતી ન હતી. તેથી તેણે પતિને કહ્યું 'કરમાતા દુ:ખી મુખથી' શબ્દથી તેની દીનતા જણાવી છે.

મનમાં કામના ન હોય તો દીનતા કપટરૂપ હોવાથી પતિવ્રતના ધર્મથી વિરૂદ્ધ છે. કામના હોય તો તેવી દીનતાવાળી ન હતી એવી શંકા થાય તેથી 'તે' શબ્દ યોજેલ છે. તે પતિવ્રતા હતી અને વ્રત માટે તે દીનતા સાધન હતી. તેથી દ્વેષ નથી એવો ભાવ છે. પોતાનાથી પોતાના વ્રતની સરસાઇ થતી ન હતી એમ જણાવવા 'ગરીબ દુ:ખી થતી' વિશેષણ યોજેલ છે. ગરીબાઇને લીધે અધમ સ્થિતિ થવાથી કાંઇ પ્રયોજન સરતું નથી. તેમાં પણ તે શરીરથી દુ:ખી થતી હતી. તેથી આરંભમાં જ દેહ પડે તો વ્રતનો પણ ભંગ થાય એવા ભયથી તેણે તેમ કર્યું. કારણ કે તે પતિવ્રતા હતી એમ અર્થ કરવો.

ત્યારે આટલા સમય સુધી પતિને કાંઇ કેમ કહ્યું નહિ? એવી શંકા થાય તેથી 'ધ્રૂજતી' વિશેષણ યોજેલું છે. કેટલાક કહે છે કે ભયથી ધ્રૂજતી હતી. શરીર પડવાની સ્થિતિમાં હતું એટલે ધ્રૂજતી હતી એવો અર્થ છે. હવે કાલ વિલંબ કરે તેમ ન હતો. તેથી પતિની સામે આવી 'ચ અને' શબ્દ હોવાથી તેના મનને પ્રસન્ન કરી તે પ્રમાણે તેની સ્તુતિ કરી.(૮)

નીચેના શ્લોકથી આરંભી સડાત્રણ શ્લોકથી તે કહે છે.

**ननु ब्रह्मन्भगवतः सखा साक्षाच्छ्रियः पतिः।**
**ब्रह्मण्यश्च शरण्यश्च भगवान्सात्वतर्षभः ॥९॥**

सर्वथा अवसादे ईश्वरोपसर्पणं विहितम्। अत आपद्धर्मत्वात् सा बोधयति। नन्विति कोमलसंबोधनम्। ब्रह्मन् इत्यविकृतत्वाय। सिद्धदशैषा तव विषयभोगेपि न स्वरूपनाशः। किंच। भगवता स्वस्य रूपं त्वयि समर्पितम्। अतो भगवतस्तव सखा भगवान् साक्षात्। अनेन प्रतिग्रहस्तद्दोषश्च निवारितः। तस्याप्यस्मत्तुल्यत्वे व्यर्थमुपधावनमिति शङ्काव्युदासार्थं सख्यपदेनैव भगवत्त्वं प्राप्तमिति साक्षाच्छ्रियः पतिरित्याह। मूर्तिमत्याः आधिदैविक्या लक्ष्म्याः पतिस्तेन सर्वाः संपदः तदधीना इत्युक्तम्। तथाप्यस्मभ्यं कथं दास्यतीत्यत्र हेतुमाह ब्रह्मण्य इति। चकारात्स्वतोप्युदारः। किंच। शरण्यश्च यः शरणं गच्छति तस्मै च सर्वं प्रयच्छति अशरणगतावपि गमनमात्रेणैव दास्यतीति चकरार्थः। नन्वेवं सति सर्वेभ्यो दाने पदार्थक्षयः अल्पावशेषे वा स्वार्थं स्थापयतीति शङ्कां वारयति भगवानिति पूर्णसर्वशक्तिः। सेवकाः प्रतिबन्धं करिष्यन्तीत्यत आह सात्वतर्षभ इति। सात्वतानां परमभक्तानां ऋषभः स्वामी ॥९॥

किमतो यद्येवं तत्राह तमुपैहीति।

<u>શ્લોકાર્થ -૯ :</u> હે બ્રહ્મન્! સાક્ષાત્ લક્ષ્મીના પતિ અને બ્રાહ્મણોનું હિત કરનાર અને શરણ કરવા યોગ્ય ભક્તોના સ્વામી ભગવાન આપ ભગવાનના મિત્ર છો.(૯)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> સંપૂર્ણપણે દુઃખ થાય ત્યારે ઈશ્વર પાસે જવાનું શાસ્ત્રમાં કહેલું છે. આપત્તિના ધર્મ તરીકે તે પતિને કહે છે. 'ननु' શબ્દથી કોમલ સંબોધન છે. હે બ્રહ્મન્ ! સંબોધનથી એમ જણાવે છે કે બ્રાહ્મણ વિકાર વિનાનો છે. આ સિદ્ધની અવસ્થા છે. તેથી એમ જણાવે છે કે તમે વિષયો ભોગવો તો પણ તમારા સ્વરૂપની હાની થવાની નથી. વળી ભગવાને પોતાનું સ્વરૂપ તમારામાં મૂકેલું છે. તેથી આપ ભગવાનના મિત્ર સાક્ષાત્ ભગવાન છો. એથી એમ જણાવ્યું

છે કે દાન લેવાય તેમાં દોષ નથી.

તે પણ આપની સમાન હોય તો તેમની પાસે જવું નકામું છે એ શંકા દૂર કરવા મિત્રની સ્થિતિથી જ તમે ભગવત્પણું પ્રાપ્ત કહેલું છે. એમ 'સાક્ષાત્ લક્ષ્મીના પતિ' શબ્દોથી કહેલું છે. આથી એમ કહેલું છે કે દેહ ધારણ કરેલ આધિદૈવિક લક્ષ્મીના પતિ તે છે. તેથી બધી સંપત્તિઓ તેમને આધીન છે. છતાં પણ આપણને ધન કેમ આપશે? એવી શંકા થાય તે માટે 'બ્રાહ્મણોનું હિત કરનાર' એ વિશેષણ કહેલું છે. વળી 'શરણ કરવા યોગ્ય છે' 'અને જે શરણે જાય છે તેને તે સર્વ આપે છે.' શરણ ન જાય તોપણ માત્ર પાસે જવાથી જ આપશે એમ જણાવવા 'ચ અને' શબ્દ યોજેલ છે.

એમ હોય તો સર્વને દાન કરતાં પદાર્થ ખૂટી જાય અથવા 'થોડો બાકી રહે તો પોતાને માટે રાખે' એવી શંકા 'ભગવાન' શબ્દથી દૂર કરે છે તેનામાં બધી શક્તિઓ પૂરેપૂરી છે.

'સેવકો દાન આપતા રોકશે' એવી શંકા થાય તેથી 'ભક્તોના સ્વામી' એમ કહેલ છે. તે 'सात्वतानां' પરમ ભક્તોના 'ऋषभ' સ્વામી છે. (૯)

એમ હોય તેથી શું? એ પ્રશ્ન થાય તેથી હવે કહે છે.




**तमुपैहि महाभाग साधूनां च परायणम्।**
**दास्यति द्रविणं भूरि सीदते ते कुटुम्बिने ॥१०॥**

तन्निकटे गच्छेति प्रार्थना। ननु महाभाग्यव्यतिरेकेण कथं भगवत्समीपगमनं तदभावश्च दारिद्र्यदेवावसीयते तत्राह महाभागेति। पातिव्रत्येन तद्भाग्यं प्रादुर्भूतं पश्यन्ती तथा संबोधयति। अनेनाल्पद्रव्येपि भाग्यरहितः कथं सर्वपुरुषार्थनिधिं प्राप्स्यतीति परिहृतम्। इदानीमेव प्रादुर्भावात्। किंच। साधूनां च परायणं ये स्वभावत एव दरिद्राः परमसाधवः तेषामपि परमयनम्। चकारो युक्त्यन्तरमिदमिति ख्यापयितुम्। नन्वेवमपि को वेद दास्यति न

वेति शङ्काव्युदासार्थमाह दास्यति द्रविणं भूरीति। तव हेतुः सीदते ते कुटुम्बिने इति। सीदत्कुटुम्बी पात्रम्। तत्रापि भवान् सर्वगुणसंपन्नः ॥१०॥

कदाचिद्भगवानन्यत्र गत इति शङ्कां व्युदस्यति आस्तेधुनेति।

श्लोकार्थ -१० : હે મોટા ભાગ્યવાળાં! સાધુઓના પરમ ફલરૂપ તેમની પાસે જાઓ. દુઃખી થતા કુટુંબવાળા તમને તે ઘણું ધન આપશે.(૧૦)

ભાવાર્થ, સુબોધિનીજી : મોટા ભાગ્ય વગર ભગવાન પાસે કેમ જવાય? અને મોટું ભાગ્ય નથી તે ગરીબાઈથી જ નિર્ણય થાય છે. એવી શંકા થાય. તેથી હે 'મોટા ભાગ્યવાળા' સંબોધન કહેલ છે. પતિવ્રતાના ધર્મથી તેનું ઉત્પન્ન થયેલું ભાગ્ય જોતી તેવું સંબોધન કરે છે.

થોડું દ્રવ્ય પ્રાપ્ત કરવાના પણ ભાગ્ય વિનાનો સર્વ પુરૂષાર્થના નિધિરૂપ ભગવાનને કેમ પ્રાપ્ત કરશે? એવી શંકા આથી દૂર કરેલી છે. કારણ કે તેનું મોટું ભાગ્ય હમણાં જ પ્રગટ થયું છે. વળી ભગવાન 'સાધુઓના પરમ ફલરૂપ છે.' જેઓ સ્વભાવથી જ ઘણા ગરીબ સાધુ પુરૂષો છે તેમના ફલરૂપ છે. 'ચ અને' શબ્દ એમ જણાવવા યોજેલ છે. આ બીજી યુક્તિ છે.

એમ હોય તો ભગવાન ધન આપશે કે નહિ. એ કોણ જાણે ? એ શંકા દૂર કરવા 'ઘણું ધન આપશે' એમ કહેલું છે. તેનું કારણ 'દુઃખી થતા કુટુંબવાળાં તમને' શબ્દોથી કહેલું છે. દુઃખી થતો અને કુટુંબવાળો દાન આપવા યોગ્ય છે. તેમાં તમે સર્વ ગુણવાળા છો. (૧૦)

'ભગવાન કદાચ બીજે સ્થળે પધારેલા હોય' એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.




आस्तेधुना द्वारवत्यां भोजवृष्ण्यन्धकेश्वरः।
स्मरतः पादकमलमात्मानमपि यच्छति।
किं न्वर्थकामान्भजते नात्यभीष्टान् जगद्गुरुः ॥११॥

तस्य कार्यान्तरवैयग्र्याभावाय ऐश्वर्यं निरूपयति भोजवृष्ण्यन्धकानामीश्वर इति। त्रिगुणप्रधानास्त्रयो निरूपिताः। तथापि 'दाता जगति दुर्लभः' इति न्यायेन कदाचिन्न दद्यात्तत्राह स्मरतः पादकमलमिति। यः स्मरति तस्मै बहु प्रयच्छति। किंबहुना ब्रह्मानन्दं किंबहुना आत्मानन्दमपि। तत्र किं वक्तव्यं भजते अर्थकामान् ददातीति। नन्वर्थकामावेव चेत्तस्याभीष्टो तदा न दद्यादित्यत आह नात्यभीष्टानिति। अनभीष्टं बह्वेव दीयत इति लोके प्रसिद्धम्। सर्वथा अनभीष्टं सख्ये न दास्यतीत्यत आह नातीति। किंचिदभीष्टत्वं वर्तत एव। अतः प्रथमं दत्त्वा पश्चाद्दूरीकरिष्यतीति भावः। ननु पात्रं प्राप्य कदाचित्क्रूरं दास्यतीति शङ्कां वारयति जगद्गुरुरिति। सर्वेषां हितोपदेष्टा कथमन्यथा कुर्यादित्यर्थः। अनभीष्टत्वे वा हेतुः। अन्यथा जगद्गुरुत्वं न स्यादिति स्वयं विषयासक्तः न ह्यन्येभ्यो वैतृष्ण्यं बोधयितुं शक्नोति ॥११॥

एवं तस्या वाक्यान्युक्त्वा तेषामावृत्त्या तस्यापि मनः किंचित्तथाजातमित्याह एवं स इति।

શ્લોકાર્થ -૧૧ : હમણાં જ દ્વારકામાં જ ભોજ, વૃષ્ણિ અને અંધકોના ઈશ્વર છે. પોતાના ચરણકમળનું સ્મરણ કરનારને આત્માનું પણ દાન કરે છે. તો પછી જગતના ગુરૂ ભજન કરનારને પોતાને બહુ વહાલા નહિ તો ધન અને ઈચ્છેલા પદાર્થો આપે તેમાં કહેવું શું?(૧૧)

ભાવાર્થ, સુબોધિનીજી : તે બીજા કાર્યમાં રોકાયેલા નથી એમ જણાવવા ભોજ, વૃષ્ણિ અને 'અંધકોના ઈશ્વર' શબ્દથી ભગવાનનું ઐશ્વર્ય જણાવેલું છે. ત્રણ ગુણો જેમાં મુખ્ય છે. તેવા ત્રણ કહેલા છે.

'છતાં પણ જગતમાં દાન કરનાર દુર્લભ છે' એ નિયમ પ્રમાણે કદાચ ભગવાન

ધન ન આપે એવી શંકા થાય તેથી 'ચરણકમળનું સ્મરણ કરનારને' આત્માનું પણ દાન કરે છે એમ કહેલું છે. જે સ્મરણ કરે છે તેને ઘણું દાન કરે છે. વધારે શું કહેવું? બ્રહ્મનો આનંદ આપે છે. વધારે કહેવાથી શું? આત્માના આનંદનું દાન કરે છે. તો પછી ભજન કરનારને ધન અને ઈચ્છેલા પદાર્થો આપે એમાં કહેવું જ શું?

ધન અને ઈચ્છેલા પદાર્થો તેમને વહાલા હોય તો ન આપે એવી શંકા થાય. તેથી 'બહુ વહાલા હોય તો ન આપે એવી શંકા થાય. તેથી 'બહુ વહાલા નહિ તેવા' વિશેષણ યોજેલ છે. પોતાને વહાલું ન હોય તેવું ઘણું અપાય છે. એ લોક પ્રસિદ્ધ છે. સર્વ પ્રકારે વહાલું ન હોય તેવું ભગવાન મિત્રને આપશે નહિ એવા અભિપ્રાયથી 'બહુ વહાલા નહિ' એમ કહેલું છે. કાંઈક વહાલાં તો તે ભગવાનને છે જ. તેથી પ્રથમ આપીને પછી ત્યાગ કરાવશે એવો ભાવ છે.

'યોગ્ય પુરૂષ મળતાં કદાચ બધાનું દાન કરે' એવી શંકામાં 'જગતના ગુરૂ' પદથી દૂર કરે છે. સર્વને હિતનો ઉપદેશ કરનાર તમને નિરાશ કેમ કરે?

એવો અર્થ છે. અથવા આ શબ્દથી ભગવાનને ધન અને કામનાઓ, વહાલાં ન હોવાનું કારણ કહેલું છે. કારણ કે તેમ ન હોય તો તે વહાલાં હોય તો ભગવાન જગતના ગુરૂ ન હોય કેમ કે જે પોતે વિષયોમાં આસક્તિવાળો હોય તે બીજાને વૈરાગ્યનો બોધ આપી શકતો નથી. એવી રીતે તે સ્ત્રીનાં વચનો કહીને, વારંવાર કહેવાથી તે બ્રાહ્મણનું મન પણ તેવું થયું તે હવે કહે છે. (૧૧)

મૂર્ખાઓને જ સંપત્તિ દુ:ખરૂપ થાય છે. તમને નહિ એવી શંકા થાય તેથી નીચનો શ્લોક કહે છે.




**एवं स भार्यया विप्रो बहुशः प्रार्थितो मुहुः।**
**अयं हि परमो लाभ उत्तमश्लोकदर्शनम् ।।१२।।**

**ननु स्वत एव कुतो न गतः किमिति भार्यया प्रार्थितः यतो भगवद्दर्शनं सर्वेषामेवाभीष्टं तत्राह विप्र इति। बहुशो बहुप्रकारेण उक्तसदृशेन। मुहुः एकस्मिन्नपि दिवसे वारं वारं भर्त्रे रोचत इति। ततः तस्य गमनार्थमालोचनमाह अयं हि परमो लाभ इति।**

उत्तमश्लोकस्य दर्शनं ब्रह्मभावादपि दुर्लभम्। यतो ब्रह्मणोपि तद्वाञ्छितम् ॥१२॥

इति संचिन्त्य मनसा गमनाय मतिं दधे।
अप्यस्त्युपायनं किंचिद्गृहे कल्याणि दीयताम् ॥१३॥

एवमेकं कार्यमुभयं साधयिष्यतीति संचिन्त्य, इदं गोप्यं भार्यायै न वक्तव्यमिति **मनसेत्युक्तम्**, अन्यथा साप्यागच्छेत्। ततो **गमनाय मतिं दधे**। ततो गमनसामग्रीं विचारयन् 'रिक्तहस्तो न पश्येत' इत्युपायनं याचितवान्। याचनावाक्यमाह **अप्यस्तीति**। **अपीति** संभावनायाम्। **कल्याणीत्वात्** कदाचित् कुतश्चित् प्राप्नुयात्, गृहेऽस्तीति प्रश्नः नास्तीत्युक्ते कदाचिद्गमनप्रतिबन्धकमेतदेव भवेत् इति तूर्णीं स्थिता। ततः अप्रतिषिद्ध-मनुमतं भवतीति ज्ञात्वा याचयति दीयतामिति ॥१३॥

<u>શ્લોકાર્થ -૧૨-૧૩ :</u> એવી રીતે પત્નીએ ઘણા પ્રકારે વારંવાર પ્રાર્થના કરેલા તે વિપ્રે આ ઉત્તમ લાભ છે. કે ઉત્તમશ્લોકનાં દર્શન થશે એમ મનમાં વિચારી જવાનો નિર્ણય કર્યો અને કહ્યું હે કલ્યાણી! ભેટ આપવાનું કાંઈ ઘરમાં છે. હોય તો આપ. (૧૨-૧૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પોતાની મેળે જ કેમ ન ગયા? અને પત્નીએ પ્રાર્થના કરવાથી કેમ ગયા? કારણ કે ભગવાનનું દર્શન બધાઓને વહાલું છે. એવી શંકા થાય તેથી 'વિપ્ર' શબ્દ યોજેલ છે. ઘણા પ્રકારે એક દિવસમાં પણ વારંવાર પત્નીએ પ્રાર્થના કરી કારણ કે તે પતિને ગમતી હતી. ઉત્તમ શ્લોકનું દર્શન બ્રહ્મભાવથી પણ દુર્લભ છે. કારણ કે બ્રહ્મા પણ તેની ઈચ્છા રાખે છે. એવી રીતે જવાથી બંને કાર્ય પ્રાપ્ત થશે. એવો વિચાર કરીને જવાનો નિર્ણય કર્યો.

આ ગુપ્ત રાખવા યોગ્ય નિર્ણય પત્નીએ કહેવા યોગ્ય ન હતો. તેથી 'મનમાં' એમ કહેલ છે. પછી જવાના સાધનનો વિચાર કરતાં 'ખાલી હાથે દર્શન ન કરવાં'

એમ વિચારી ભેટ આપવાનું માગ્યું. 'अपि' શબ્દ સંભાવના દર્શાવવા યોજેલ છે. પત્ની કલ્યાણી હોવાથી ક્યાંકથી પ્રાપ્ત કરે. ઘરમાં છે? એ પ્રશ્ન છે. નથી એમ કહેવામાં આવે તો જવામાં વિઘ્નરૂપ થાય તેથી પત્ની મૂંગી રહી. પછી જેની ના પાડી નથી તે કબુલ કરેલ છે. એમ જાણીને 'આપ' એમ માગે છે. (૧૩)

**याचित्वा चतुरो मुष्टीन् विप्रान् पृथुकतण्डुलान्।**
**चैलखण्डेन तान्बद्ध्वा भर्त्रे प्रादादुपायनम्॥१४॥**

सा च पतिव्रता भर्तृवाक्यं प्रतिपालयितुं चतुरो मुष्टीन् पृथुकतण्डुलान् धान्यचिपिटान्, ते मध्ये भक्षयितुमपि शक्यन्त इति तानेव याचयित्वा चैलखण्डेन स्ववस्त्रखण्डेन तान् बद्ध्वा स्वभर्त्रे उपायनं प्रादात्। एतद्भगवते देयमिति। अबद्ध्वा दाने कदाचिदन्यस्मै प्रयच्छेत्पातयेद्वा ॥१४॥

ततो भगवन्तं प्रति सोपायनस्य गमनमाह स तानादायेति।

*<u>શ્લોકાર્થ -૧૪ :</u> તેણે બ્રાહ્મણો પાસે ચાર મુઠી પૌઆ માગી તેને વસ્ત્રના કકડામાં બાંધી ભેટ તરીકે ભગવાનને આપવા પતિને આપ્યા.(૧૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે પતિવ્રતાએ પતિના વાક્યનું પાલન કરવા માટે ચાર મૂઠી પૌઆ માર્ગમાં વિશ્રામ વખતે તે ખાઇ પણ શકાય તે માટે 'चैलखण्डेन' પોતાના વસ્ત્રના કકડામાં બાંધીને પોતાના પતિને 'આ ભગવાનને આપવાના છે' એવા અભિપ્રાયથી આપ્યા. કકડામાં બાંધ્યા વગર આપે તો તે પતિ પાડી નાખે અગર બીજાને પણ આપે. (૧૪)

પછી ભેટ સાથે તે ભગવાન પાસે જવા નીકળ્યો. તે નીચેના શ્લોકથી કહે છે.(૧૪)




**स तानादाय विप्राग्र्यः प्रययौ द्वारकां किल।**
**कृष्णसंदर्शनं मह्यं कथं स्यादिति चिन्तयन्॥१५॥**

किलेति प्रमाणम्। मध्ये यो गच्छति स स्वाभिलषितं चिन्तयति ततोयमपि चिन्तयन् गच्छति। तत्किं धनं दर्शनं वेति संदेहे तन्निवृत्त्यर्थमाह कृष्णसंदर्शनमिति । न तु कथं कियद्वा धनं प्राप्स्यामीति ॥१५॥

ततः दुर्गत्वात् रक्षकास्तत्र तत्र स्थिताः ते कमपि न प्रवेशयन्ति अज्ञातचरम्। तत्र कथमयं गत इति शङ्कां निवारयति त्रीणि गुल्मान्यतीयायेति ।

*श्लोकार्थ -१५ : મને શ્રીકૃષ્ણનાં દર્શન કેમ થશે? એમ તે વિચારતો તે ઉત્તમ બ્રાહ્મણ પૌવાં લઈ દ્વારકા ગયો. (૧૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'किलेति' ખરેખર ! શબ્દથી પ્રમાણ કહેલ છે. રસ્તામાં જે જાય છે. તે પોતાના ઈચ્છેલા પદાર્થોનો વિચાર કરે છે. તેથી આ પણ વિચાર કરતો જતો હશે તે શેનો ધનનો કે દર્શનનો વિચાર કરતો હતો એવી શંકા થાય તેથી તે દૂર કરવા 'શ્રી કૃષ્ણનાં દર્શન મને કેમ થશે? એમ કહેલું છે. પરંતુ મને કેટલું ધન પ્રાપ્ત થશે એમ વિચારતો ન હતો. (૧૫)

પછી દ્વારકાને કિલ્લો હોવાથી જુદા જુદા સ્થળે પહેરેગીરો મૂકેલા. તેઓ કોઈ પણ અજાણ્યા પુરૂષને પ્રવેશ કરવા દેતા નથી. ત્યાં આ કેવી રીતે ગયો?

તે નીચેના શ્લોકથી કહે છે.

**त्रीणी गुल्मान्यतीयाय तिस्रः कक्षाश्च स द्विजः।**
**विप्रो गम्यान्धकवृष्णीनां गृहेष्वच्युतधर्मिणाम्॥१६॥**

**गृहं द्वयष्टसहस्रणां महिषीणां हरेर्द्विजः।**
**विवेशैकतमं श्रीमद्ब्रह्मानन्दं गतो यथा ॥१७॥**

गुल्मानि सेनाभेदाः। कक्षाः प्राकारभेदाः। गुल्मशब्देन

गुल्मकृतवनदुर्गाणि वा । निःशङ्कगमने हेतुः स द्विज इति। द्विजत्वं साधारणमिति विशेषेण पूरणत्वं च वदन् विप्रत्वमाह अन्धकवृष्णीनाम् । अच्युतधर्मिणां वैष्णवानां परितो व्याप्तानां गृहेषु मध्ये हरेः द्व्यष्टसहस्रणां महिषीणां गृहेषु च मध्ये । द्विजः अप्रत्याख्येयः । एकतमं गृहं विवेश । भगवानत्र स्थास्यतीति । तत्र हेतुः श्रीमदिति शोभासंपत्त्यतिशययुक्तम् । तत्र गमनमात्रेणैव तस्य यावस्था तामाह ब्रह्मानन्दं गतो यथेति । द्वारकायां वैकुण्ठावेशात्तस्य च ब्रह्मत्वात् तन्मध्ये भगवद्गृहस्य च आनन्दांशत्वात् तत्र प्रविष्टो ब्रह्मानन्दं प्राप्नोत्येव । यथेति प्रकारभेदार्थमुक्तम् ॥१६॥१७॥

ततः परितो विलोकनंसामर्थ्यरहितः आनन्दानुभवेन निमीलिताक्ष इव भगवता दृष्ट इत्याह तं विलोक्येति ।

શ્લોકાર્થ -૧૬ : તે બ્રાહ્મણે ત્રણ ગુલ્મો અને ત્રણ કક્ષાઓ વટાવી અંધક અને વૃષ્ણિ વૈષ્ણવોના પ્રવેશ ન કરી શકાય એવા ઘરોની મધ્યે આવેલા હરિની સોળ હજાર મહારાણીઓના ઘરો પૈકી ઘણી શોભાવાળા એક ઘરમાં, બ્રહ્માનંદ પ્રાપ્ત કરેલ હોય તેવા વિપ્રે પ્રવેશ કર્યો.(૧૬-૧૭)

ભાવાર્થ, સુબોધિનીજી : ગુલ્મો સૈન્યના વિભાગ છે. કક્ષા કિલ્લાની દિવાલના પ્રકાર છે. અથવા ગુલ્મ શબ્દથી ઝાડીથી બનેલા વગડાના સાંકડા માર્ગો કહેલા છે. શંકા સિવાય જવાનું કારણ સદ્યન શબ્દથી કહેલું છે. બ્રાહ્મણો સાથે અથવા તેજ બ્રાહ્મણે એવો અર્થ છે.

બ્રાહ્મણપણું સાધારણ હોવાથી 'વિપ્રે' એમ કહેલું છે. અંધક અને વૃષ્ણિ, વૈષ્ણવોના સર્વ બાજુએ આવી રહેલા ઘરોની મધ્યે. હરિની સોળ હજાર મહારાણીઓની અંદરના દ્વિજ જેને ના પાડી શકાય તેવાએ એક ઘરમાં પ્રવેશ કર્યો. 'શ્રીમત્' શબ્દથી ભગવાન અહીં રહેતા હશે એવા આશયથી કહેલ છે. તે

ઘર ઘણી શોભા અને સંપત્તિવાળું હતું.

'બ્રહ્માનંદ પ્રાપ્ત કરેલ હોય તેવા' શબ્દોથી ત્યાં માત્ર જવાથી તેની જે અવસ્થા થઇ તે કહેલી છે. દ્વારકામાં વૈકુંઠનો આવેશ હોવાથી અને તે સુદામા બ્રાહ્મણ હોવાથી તે દ્વારકાની મધ્યે ભગવાનનું ઘર આનંદ અંશવાળું હોવાથી તેની અંદર પ્રવેશ કરાયેલાને બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય જ 'તેવા' શબ્દ બ્રહ્માનંદના પ્રકારનો ભેદ જણાવવા યોજેલ છે.(૧૬-૧૭)

પછી આજુબાજુ જોવાની શક્તિ વિનાના આનંદના અનુભવને લીધે જાણે આંખો બંધ કરેલી હોય તેવાને ભગવાને જોયો તે હવે કહે છે.




**तं विलोक्याच्युतो दूरात्प्रियापर्यङ्कमास्थितः।**
**सहसोत्थाय चाभ्येत्य दोर्भ्यां पर्यग्रहीन्मुदा ॥१८॥**

**प्रियापर्यङ्के** लक्ष्मणापर्यङ्के, विरतिवेलायां चतुर्थप्रहरे रात्रौ वा प्रियापर्यङ्के भगवानुपविष्टः। सा लक्ष्मणा चिह्नेन लक्ष्मीर्भवति। ततः **सहसोत्थाय** अग्रे समागत्य **दोर्भ्यां पर्यग्रहीत्**। अनेन तुल्यता निरूपिता। **मुदे**त्यान्तरो भावः। यथा भगवत्संबन्धे तस्य हर्षः एवं तत्संबन्धे भगवतोपि, भक्तत्वादिति ज्ञापितम् ॥१८॥

तत आनन्दापूरित इव लीलां कृतवानित्याह **सख्युः प्रियस्ये**ति।

<u>શ્લોકાર્થ -૧૮ :</u> *તેને દૂરથી જોઇને પ્રિયાના પલંગ પર બેઠેલા અચ્યુત એકદમ ઊભા થઈ આનંદથી બે હાથ વડે તેને ભેટયા.(૧૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'પ્રિયાના પલંગ પર' એટલે લક્ષ્મણાના પલંગ પર દિવસના ચોથા પ્રહરમાં વિશ્રામના સમયે અથવા રાત્રે ભગવાન પ્રિયાના પલંગ પર બેઠા હતા. તે લક્ષ્મણા ચિહ્નથી લક્ષ્મી છે. ત્યાંથી એકદમ ઊભા થઇ પાસે આવી બે હાથથી ભેટયા. આથી સમાનપણું જણાવેલું છે. 'આનંદથી' શબ્દથી અંદરનો પ્રેમ જણાવેલો છે. ભગવાનનો સંબંધ થતાં તેને તેવો હર્ષ થયો. તેવો તે ભક્ત હોવાથી તેનો સંબંધ થતાં ભગવાનને પણ થયો એમ જણાવેલું છે. પછી આનંદથી

ઉભરાયેલાની પેઠે ભગવાને લીલા કરી તે હવે નીચેના શ્લોકથી કહે છે.(૧૮)

**सख्युः प्रियस्य विप्रर्षेरङ्गसङ्गातिनिर्वृतः ।**
**प्रीतो व्यमुञ्चदब्बिन्दून्नेत्राभ्यां पुष्करेक्षणः ॥१९॥**

सखित्वात्तस्य यथा जातं तथैव भाव्यम्। भगवतोपि सुतरां **प्रियस्य** स प्रीतिविषयः पूर्वत्र हेतुरपि भवति। ततोपि **विप्रर्षिः** ब्राह्मणोत्तमः अलौकिकः परमानन्दोप्यस्मिन् प्रादुर्भूत इति। **तत्सङ्गेनातिनिर्वृतः** अन्तःसुखं प्राप्तवान्। ततः प्रीत्या मनस्तं द्रष्टुं बहिरागतमिव **नेत्राभ्यां अब्बिन्दून व्यमुञ्चत्। पुष्करेक्षण** इति कृपालुत्वमुक्तम्, हेतुत्वेन ॥१९॥

ततो भार्याकृतवैलक्षण्यमावश्यकमिति तेनैव सख्यं न्यूनं भविष्यतीति शङ्कायामाह **अथोपवेश्य पर्यङ्क** इति।

<u>શ્લોકાર્થ-૧૯:</u> *મિત્ર, પ્રિય અને વિપ્રર્ષિના અંગના સંગથી ઘણું સુખ પામેલા કમલનયને પ્રીતિને લીધે નેત્રોમાંથી આંસુના ટીપાંઓ પાડ્યા.(૧૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે મિત્ર હોવાથી તેને જેમ સુખ થયું તેવું ભગવાનને થયું. ભગવાનનો પણ તે ઘણો પ્રિય જેના ઉપર પ્રેમ હોય તેવો હતો. વિપ્રર્ષિ એટલે ઉત્તમ બ્રાહ્મણ હતો કારણ કે આનાથી અલૌકિક પરમાનંદ પ્રાપ્ત થતો હતો. તેના સંગથી ભગવાન અંદરથી સુખ પામ્યા. પછી પ્રીતિને લીધે જાણે કે મન તેને જોવા બહાર આવેલું હોય એમ નેત્રોમાંથી આંસુનાં ટીપાંઓ પાડયાં. 'કમલનયન' વિશેષણથી કૃપાલુપણું કહેલું છે. (૧૯)

પછી પત્ની અવશ્ય જુદાઇ કરાવે તેથી તે મૈત્રી ઘટી હશે એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.(૧૯)




**अथोपवेश्य पर्यङ्के स्वयं सख्युः समर्हणम्।**
**उपाहृत्यावनिज्यास्य पादौ पादावनेजनीः॥२०॥**

**अग्रहीच्छिरसा राजन् भगवाँल्लोकपावनः।**
**व्यलिम्पद्दिव्यगन्धेन चन्दनागुरुकुङ्कुमैः ॥२१॥**
**धूपैः सुरभिभिर्मित्र प्रदीपावलिभिर्मुदा।**
**अर्चित्वावेद्य ताम्बूलं गां च स्वागतमब्रवीत् ॥२२॥**

ततः सख्युः समर्हणं स्वयं कृतवान्।अस्य पादाववनिज्य समर्हणसाधनान्युपाहृत्य पादावनेजनीः अपः शिरसाग्रहीत्। धर्मोयमिति नात्र दूषणम्। लोकशिक्षार्थं च धर्मकरणम्। राजन्निति संमत्यर्थम्।विशेषतः चरणोदकधारणे अभिप्रायान्तरमाह **लोकपावन** इति। स हि सर्वलोकात्मकः ब्राह्मणेपि स्वयं स्थित इति पूर्वमुक्तं तेन स्वचरणारविन्दोदकेन लोकान्पावितवानित्युक्तम्। नैतावता त्वपकर्षः यतो भगवान्। ततः पूजामाह **व्यलिम्पद्दिव्यगन्धेनेति**।पूजया प्राप्तदेवत्वं वारयति मित्रमिति। प्रदीपावलिभिरारात्रिकैः। अनेन तस्य सुखं तथा यद्यपि न भवति तथापि मुदा कृतवान्। ततः पुष्पैः शिरसि **अर्चित्वा ताम्बूलं निवेद्य गां च** विधिपरिपालनार्थम्। **पश्चात्स्वागतमब्रवीत्** ॥अत्र वृषभो गौः॥२०॥२१॥२२॥

ततो भार्यापि पतिव्रतात्वान्मात्सर्यादिकमकृत्वा तं पूजितवतीत्याह **कुचैलमिति**।

*<u>શ્લોકાર્થ-૨૦-૨૧-૨૨</u>: હે રાજન્! લોકને પાલન કરનાર ભગવાને લાવીને, તેના બે પગ ધોઈને, ચરણ ધોયેલા જલને માથે ચઢાવ્યું. ચંદન, અગર, કેસર અને દિવ્ય સુંગધવાળા પદાર્થોથી લેપ કર્યો. મિત્રની સુંગધવાળા ધૂપોથી અને આરતિથી આનંદથી પૂજા કરીને પાન અને આખલો સમર્પણ કરીને આવકારનું વચન*

કહ્યું.(૨૦-૨૧-૨૨)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી ભગવાને જાતે મિત્રની પૂજા કરી. એના બે પગ ધોઈને, પૂજાનાં સાધનો લાવીને, ચરણ ધોયેલ જલને માથે ચઢાવ્યું. આ ધર્મ હોવાથી તેમાં દૂષણ નથી. ભગવાન લોકોને ઉપદેશ દેવા ધર્મનું આચરણ કરે છે.હે રાજન ! એ સંબોધન પરીક્ષિતની સંમતિ જણાવવા કહેલું છે. 'લોકોને પાવન કરનાર' વિશેષણથી ઉત્તમ પ્રકારે ચરણ ધોયેલ જલ ધારણ કરવાનો બીજો અભિપ્રાય કહેલો છે. કારણ કે તે ભગવાન સર્વલોકરૂપ છે.

પોતાના ચરણાવિંદ ધોયેલ જલથી તેમણે લોકોને પાવન કર્યા એમ કહેલું છે. કારણ કે પોતે ભગવાન છે તેથી તેમાં હલકાઈ તો થતી જ નથી.પછી દિવ્ય સુગંધવાળા પદાર્થોથી લેપ કર્યો એમ પૂજા કહેલી છે. 'મિત્ર' શબ્દથી તે દેવ હશે તે શંકા દૂર કરેલ છે. '**प्रदीपावलिभिः**' એટલે આરતિથી આથી એમ જણાવેલું છે કે તે સુદામાને તે પ્રકારે સુખ થતું ન હતું. છતાં ભગવાને આનંદથી પૂજા કરી. પછી માથા પર પુષ્પો નાખી પૂજા કરી. પાન અને વેદની આજ્ઞાનું પાલન કરાવા ગાય સમર્પણ કરીને આવકારનું વચન કહ્યું.(૨૦-૨૧-૨૨)

પછી પત્ની પણ પતિવ્રતા હોવાથી અદેખાઈ ન કરતાં તેણે પણ બ્રાહ્મણની પૂજા કરી તે કહે છે.



**कुचैलं मलिनं क्षामं द्विजं धमनिसंततम् ।**
**देवी पर्यचरच्छैव्या चामरव्यजनेन वै ॥२३॥**

**मलिनभग्नस्थूलवस्त्रं शरीरसंस्काररहितम् । दुर्बलं, धमनिभिः शिराभिः संततम् । तथापि द्विजं ब्राह्मणस्यैव शोभा । तादृशमपि देवी देवतारूपा लक्ष्म्यावेशात्, शैब्या लक्ष्मणा चामरव्यजनेन पर्यचरत् । पूर्वं भगवति चामरव्यजनं कुर्वाणा स्थिता । पश्चाद्ब्रह्मणपूजायामपि तथैव कुर्वाणा स्थितेत्यर्थः ॥२३॥**

**एवमुभाभ्यां पूजितं दृष्ट्वा तत्रत्या आश्चर्ययुक्ता जाता इत्याह अन्तःपुरजन इति ।**

શ્લોકાર્થ -૨૩ : ફાટેલાં વસ્ત્રવાળા, મલીન, દુર્બલ, શિરાઓથી વ્યાપેલા દ્વિજની દેવીએ ચમરીના પંખાથી સેવા કરી.(૨૩)

ભાવાર્થ, સુબોધિનીજી : મલીન, ફાટેલાં વસ્ત્રવાળા શબ્દોથી શરીરના સંસ્કાર વિનાનો જણાવેલ છે. દુર્બલ શિરાઓથી વ્યાપેલો છતાં પણ દ્વિજ હતો. બ્રાહ્મણની આજ શોભા છે. તેવાની પણ લક્ષ્મીનો પોતામાં પ્રવેશ થવાથી દેવતારૂપ લક્ષ્મણાએ ચમરીના પંખાથી સેવા કરી, પહેલાં તે ભગવાનને ચમરીનો પંખો કરતી ઊભેલી પછી બ્રાહ્મણની પૂજા થઇ ત્યારે પણ તે પંખો કરતી ઊભી રહી. એવો અર્થ છે.(૨૩)

એવી રીતે બંનેથી પૂજાતા બ્રાહ્મણને જોઇને ત્યાં રહેલાઓને આશ્ચર્ય થયું તેમ નીચેના શ્લોકથી કહે છે.

**अन्तःपुरजनो दृष्ट्वा कृष्णेनामलकीर्तिना ।**
**विस्मतोभूदतिप्रीत्या अवधूतं सभाजितम् ॥२४॥**

**कृष्णेन सभाजितमवधूतं दृष्ट्वा विस्मतोभूत् । अनेन भगवत्यपि अपकर्षो भाव्यतामिति शङ्काभावायाह अमलकीर्तिनेति । तत्राप्यतिप्रीत्या । तत्रापि सोवधूतः मलिन एव अन्यद्वारा मलापकर्षणं कृत्वा पश्चात्पूजापक्षो निवारितः॥२४॥**

**विस्मितानां वाक्यमाह किमनेनेति ।**

શ્લોકાર્થ -૨૪ : પવિત્ર કીર્તિવાળા શ્રીકૃષ્ણથી ઘણા પ્રેમથી પૂજાયેલા મલીન બ્રાહ્મણને જોઈને અન્તઃપુરના માણસો વિસ્મય પામ્યા.(૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી : શ્રીકૃષ્ણથી પૂજાયેલા મલીન બ્રાહ્મણને જોઇને વિસ્મય પામ્યા. 'પવિત્ર કીર્તિવાળા' વિશેષણથી તેની હલકાઈ ન જણાય તે માટે યોજેલ છે.

તેમાં પણ 'ઘણા પ્રેમથી' તે સમયે તે અવધૂત મલીન હતો. બીજા પાસે મેલ કઢાવી નાખી પછી પૂજા કરી હશે એવો મત ખોટો ઠરાવેલ છે.(૨૪)

વિસ્મય પામેલાઓનું વાક્ય તો હવે નીચેના શ્લોકથી કહે છે.

**किमनेन कृतं पुण्यमवधूतेन भिक्षुणा।**
**श्रिया हीनेन लोकेऽस्मिन्गर्हितेनाधनेन च ॥२५॥**

ते सर्वे पुण्यफलमेव शुभं मन्यन्ते अदृष्टपूर्वत्वात्। किमित्याशङ्का।किंचित्तथा भविष्यतीति चेत्तत्राहुः अवधूतेनेति पञ्च विशेषणानि। यद्यस्य धर्मो भवेत् तदा प्रथमं धर्मोत्पादितं शरीरं भवेत्। तत्र च पापकार्यरूपं रजो न श्लेषं प्राप्नुयात्।अयं चावधूतः। किंच। यद्यस्य धर्मो भवेत् देहोत्पत्त्यनन्तरं देहपोषार्थं सदन्नं भवेत्। यदपि नास्ति यतोयं भिक्षुः।किंच।यद्यस्य धर्मो भवेत्, देहे कान्त्यतिशयो भवेत्, अयं च श्रिया हीनः लौकिकी संपत्तिश्च अनेनैव समुचिता।किंच। यद्यस्य धर्मो भवेत्। तदा लोके कीर्तिर्भवेत्, अयं च लोके गर्हितः।अस्मिन्निति वयमेवात्र प्रमाणम्। इहलोकवत् परलोकोपीति सूचितम्। किंच। धर्मे विद्यमाने तत्कार्यमस्य धनं भवेत्। अयं चाधनो दरिद्रः। अधम इति वा क्वचित्पाठः। तदा संस्कारसामग्र्योभावात्तथोक्तिः। चकारादन्येपि लक्षणादयः संगृहीताः॥२५॥

ननु किमस्य जातं येनैतावदुच्यत इति तत्राह योसाविति।

**योसौ त्रैलोक्यगुरुणा श्रीनिवासाविति।**
**पर्यङ्कस्थां श्रियं हित्वा परिष्वक्तोग्रजो यथा॥२६॥**




त्रैलोक्यगुरुणा। भगवान् हि लोकशिक्षार्थं कर्माणि करोति। लोके यद्येतादृशेनापि सख्यं बोधयेत् तदा नीचैरपि लोकाः सख्यं

कुर्युः । किंच । भगवान् **श्रीनिवासः** यदि पुण्यरहितोऽपि लक्ष्म्या संयुज्येत तदा कोपि दरिद्रो न भवेत् । एतादृशेन संभृत इति किंचित्पुण्यमस्तीति ज्ञायते। किंच। धर्मसमये चेदयमागच्छेत्तदा धर्मार्थं करोतीति ज्ञायते। अयं तु कामसमये समागतः तमपि परित्यज्य **परिष्वक्तश्चे**त्तदा महानस्य धर्मोऽस्तीति ज्ञायते कामयश्च परमकाष्ठापन्नः किंच। महता आदरेण **परिष्वक्तः**। अनेनान्तरोपि भावोस्मिन्वर्णितः। तं भावं निरूपयितुं दृष्टान्तमाह **अग्रजो बलभद्रो यथेति**। कदाचिद्देशान्तराद्बलभद्रः समागच्छेत्तदा भगवानेवमादरं करोतीत्यर्थः। पूजात्वधिका॥२६॥

एवं कायिकमानसिकसंतोषजननमुक्त्वा वाचिकसंतोषजननमाह **कथयांचक्रतुरिति**।

*શ્લોકાર્થ-૨૫-૨૬ : આ કાંતિ વિનાના, આ લોકમાં નિંદાયેલા, નિર્ધન અને મલીન ભિક્ષુકે શું પુણ્ય કર્યું હશે કે જેનો ત્રણ લોકના ગુરૂ, લક્ષ્મીના સ્થાનરૂપ ભગવાને આદર કર્યો. પલંગ પર રહેલી શ્રીનો ત્યાગ કરીને જેમ મોટાભાઈને ભેટે તેમ આને ભેટચા.(૨૫-૨૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : તે બધા પુણ્યના ફલને જ કલ્યાણકારક માનતા હતા. પહેલાં તે જાણેલ નહિ તેથી 'શું' એવી શંકા થઈ 'કાંઈક તેવું પુણ્ય હશે' એમ કહેવામાં આવે તેથી મલીન વગેરે વિશેષણો કહેલાં છે.

જો આને ધર્મ કહેલ હોય તો ધર્મે ઉત્પન્ન કરેલું શરીર તેને હોય તેને પાપના કાર્યરૂપ મેલનો સંબંધ ન થાય પણ આ મલિન છે. વળી આને ધર્મ કહેલ હોય તો દેહ ઉત્પન્ન થયા પછી દેહનું પોષણ થાય તે માટે સારૂ અન્ન પ્રાપ્ત થાય પરંતુ તે પણ નથી. કારણ કે આ ભિક્ષુક છે. જો આને ધર્મ કહેલ હોય તો આના દેહમાં ઉત્તમ કાંતિ હોય પરંતુ આ તો કાંતિવિનાનો છે.આથી જ લૌકિક સંપત્તિનો પણ સમાવેશ થયો. વળી જો આને ધર્મ કહેલ હોય તો લોકમાં આની કીર્તિ થયેલ હોય

પરંતુ આ તો લોકમાં નિંદાયો છે. 'આ લોકમાં' શબ્દથી એમ જણાવે છે કે અમે જ આ વિષયમાં પ્રમાણ છીએ. પરંતુ જો ધર્મ કરેલ હોય તો આને તેનાં ફલરૂપ ધન હોય પરંતુ આ તો નિર્ધન દરિદ્ર છે. 'ચ અને' શબ્દથી બીજા પણ ધર્મરહિતનાં ચિહ્નોનો સમાવેશ કરેલો છે.

આને શું ફલ પ્રાપ્ત થયું? આટલું બધું કહો છો? એવી શંકા દૂર કરવા 'ત્રણ લોકના ગુરૂ' શબ્દ યોજેલ છે. ભગવાન લોકોને બોધ આપવા કર્મો કહેલ છે. જો લોકમાં ભગવાન આવાની સાથે પણ મૈત્રી જણાવે તો લોકો હલકાપણાની સાથે પણ મૈત્રી કરે. ભગવાન લક્ષ્મીના સ્થાનરૂપ છે. જો પુણ્ય વિનાને પણ લક્ષ્મી પ્રાપ્ત થાય તો કોઈ પણ દ્રરિદ્ર રહે નહિ. આવાને ભગવાને આદર આપ્યો. તેથી તેનું પુણ્ય હોવું જોઈએ એમ જણાય છે. જો આ ધર્મના સમયે આવ્યો હોત તો એમ જણાત કે ભગવાને ધર્મ કરવા માટે કર્યું. પરંતુ આ તો કામના સમયે આવ્યો હતો. તે પત્નીનો ત્યાગ કરીને પણ તેને ભેટચા. આથી એમ જણાય છે કે તેણે ઘણો ધર્મ કરેલો.

ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરેલ કામના કરવા યોગ્ય છે. વળી ભગવાન ઘણા આદરથી ભેટચા. ભગવાનનો અંદરનો પ્રેમ દર્શાવેલ છે. 'બલભદ્ર મોટાભાઈને ભેટે' એમ શબ્દોથી પ્રેમ જણાવવા દૃષ્ટાંત કહેલું છે. આદર કરી પછી પૂજા કરી બલભદ્ર આવે ત્યારે ભગવાન આવો આદર કરતા એવો અર્થ છે. પૂજા તો વધારાની કરી. (૨૬)

એવી રીતે કાયાનો અને મનનો સંતોષ ઉત્પન્ન થયાનું કહીને વાણીનો સંતોષ કહે છે.




**कथयांचक्रतुर्गाथाः पूर्वा गुरुकुले सतोः।**
**आत्मनो ललिता राजन्करौ गृह्य परस्परम् ॥२७॥**

**गाथाः पूर्वकथानिबद्धाः श्लोकाः। याः पूर्वं गुरुकुले सतोः संबन्धिन्यः ताः कथयांचक्रतुः कथानिमित्तं वा स्मृत्वा कथयामासतुः। ता आत्मनो ललिताः स्वस्यैव प्रियजनिकाः। राजन्निति सावधानार्थम्। परस्परं करौ गृहीत्वेति तुल्यतामापाद्य**

ये श्लोकाः या वा श्रुतयः ताः परस्परसंतोषार्थं प्रथमं पठितवन्तः ततो भगवानाह। समुदायानुवादो वा ॥२७॥

तत्र प्रथमं भगवद्वाक्यानि षोडशभिराह अपि ब्रह्मन्निति वाक्यैः। तस्य संपत्त्यभावोपि स्थिरीक्रियते। अन्यथा वर्णनार्थमेव तथा वर्णितः स्यात्।तत्र प्रथमं वियोगावधि यज्जातं तत्पृच्छति अपीति त्रिभिः-

*શ્લોકાર્થ -૨૭ : હે રાજન ! તે બેએ પરસ્પર હાથ પકડીને ગુરૂકુલમાં હતા ત્યારની પોતાને આનંદકારક પહેલાંની કથાઓ કહી. (૨૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : **'गाथा'** પહેલાની કથાના બનાવેલા શ્લોકો. જે હતી તે કહી. કથાનું સ્મરણ કરીને કથાઓ કહી. હે રાજન્ ! એ સંબોધન પરીક્ષિત સાવધ રહે તે માટે કહેલું છે. 'પરસ્પર હાથ પકડીને' એમ સમાનપણું કરીને જે શ્લોકો અથવા શ્રુતિઓ પહેલાં કહેતાં તેનો સંતોષ ઉત્પન્ન કરવા પહેલાં પાઠ કર્યો. પછી ભગવાને કહ્યું. (૨૭)

નીચેના શ્લોકથી આરંભી સોળ શ્લોકથી ભગવાનનાં વચનો કહે છે. આ વચનોથી તેને સંપત્તિ ન હતી. એ વિષય પણ દઢ કરવામાં આવે છે. તેમ ન કરે તો માત્ર વર્ણન કરવા જ ગણાય તે પૈકી આરંભમાં વિયોગ થયા પછીનો તે વૃત્તાંત ત્રણ શ્લોકથી પૂછે છે.

**श्रीभगवानुवाच-**

**अपि ब्रह्मन्गुरुकुलाद्भवता लब्धदक्षिणात्।**
**समावृत्तेन धर्मज्ञ भार्योढा सदृशी न वा ॥२८॥**

विद्यासमाप्तिस्तदैव जाता तदनु नैष्ठिकब्रह्मचर्यं वा समावर्तनेन विवाहो वा कृत इति वक्तव्यं तदर्थं पृच्छति। ब्रह्मन्निति संबोधनात् विद्यासिद्धिः सूचिता। गुरुकुलात् ब्रह्मचर्यं गुरुकुले अदृष्टार्थमपि स्थित्या भवति। गुर्वभावे तत्पत्न्यां तत्पुत्रे तद्गोत्रे वा ब्रह्मचर्यमिति

ज्ञापयितुं कुलपदम्। 'गुरवे तु वरं दत्त्वा स्नायीत तदनुज्ञया' इति स्नानाख्यं समावर्तनं दक्षिणादानान्तरं भवति। तदनन्तरं च 'चतुर्थमायुषो भागमुषित्वाद्यं गुरौ द्विजः। द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत्' इति तदनन्तरं विवाहः। तत्राह गुरुकुलाल्लब्ध-दक्षिणात्समावृत्तेन। तदनन्तरं समावर्तनसंस्कारेण संस्कृतेन। हे धर्मज्ञ धर्मरहस्याभिज्ञ। सदृशी स्वस्य सर्वतः समा भार्या ऊढा न वा॥२८॥

ऊढेति तस्य भावं स्वीकृत्य रागविद्वेषयोर्विवाह इति निन्दायां प्राप्तायां तन्निषेधार्थमाह प्रायो गृहेष्विति।

*<u>શ્લોકાર્થ - ૨૮ :</u> હે બ્રહ્મન ! હે ધર્મ જાણનાર ! જેણે દક્ષિણા પ્રાપ્ત કરેલી છે. તેવા ગુરૂકુળથી પાછા આવેલા તમે લાયક પત્ની પરણ્યા છો કે નહિ ?(૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વિદ્યાની સમાપ્તિ તો આપણે સાથે હતા ત્યારે થયેલી ત્યાર પછી કાયમનું બ્રહ્મચર્ય છે કે પાછા આવ્યા પછી વિવાહ કરેલ છે. એ કહેવું જોઈએ તે માટે પ્રશ્ન કરે છે. હે બ્રહ્મન ! એ સંબોધનથી વિદ્યા સિદ્ધ થવાનું સૂચવેલ છે. ગુરૂકુલથી એટલે ગુરૂકુલમાં રહેનારને બ્રહ્મચર્ય પાળવાનું હોય છે. ગુરૂ ન હોય તો તેમની પત્ની પાસે અથવા તેમના કુલમાં રહેનારે બ્રહ્મચર્ય પાળવાનું છે. ગુરૂને તો માગેલું આપી તેમની પરવાનગીથી સ્નાન કરવું. (યાજ્ઞવલ્ક સ્મૃતિ-૧-૩-૫૧) એ પ્રમાણે સ્નાન નામનું સમાવર્તન ગુરૂને આયુષ્યનો પહેલો ચોથો ભાગ ગુરૂ ઘેર રહીને દ્વિજે આયુષ્યનો બીજો ભાગ પત્ની કરીને ઘેર રહેવું (મનુ સ્મૃતિ ૪-૧) એ પ્રમાણે વિવાહ કરવામાં આવે છે. તે સંબંધમાં જેણે દક્ષિણા પ્રાપ્ત કરેલી છે. તેવા ગુરૂકુલથી પાછા આવેલા એમ કહેલું છે.

ત્યાર પછી સમાવર્તન સ્નાન કરી ગુરૂના ઘરથી પાછા ફરવું. તે સંસ્કારથી શુદ્ધ થયેલા હે ધર્મનું રહસ્ય જાણનાર ! તમે પોતાને લાયક યોગ્ય પત્નીને પરણ્યા છો કે નહિ? (૨૮)

પરણ્યો છું તે સ્વીકારીને, રાગ અને દ્વેષવાળાનો વિવાહ થયો એમ નિંદા થાય

તેથી સુદામાને તે રાગ નથી તે કહે છે.




**प्रायो गृहेषु ते चित्तमकामविहतं तथा ।**
**नैवातिप्रीयते विद्वन्धनेषु विदितं हि मे ॥२९॥**

ते चित्तं गृहेषु कामविहतं प्रायेण न भवति। अन्यथा कथं परिग्रह इति विशेषमाह तथेति। यथा लोकानां तथा कामैर्न हतमित्यर्थः। अत एव गृहेषु **नैवातिप्रीयते** अतिप्रीतियुक्तं चित्तं न भवति। तत्र हेतुं संबोधनेनाह हे **विद्वन्निति**। ज्ञानोदयाच्छरीराध्यासाभावात् तत्प्रीतिकरे गृहे न प्रीतिः। ननु धनाभावादपि गृहे पुरुषो न प्रीयते 'अन्तरं नैव पश्यामि निर्धनस्य मृतस्य च' इति वाक्यात्तत्राह **धनेष्विति**। तव चित्तं नानाप्रकारधनेष्वपि न प्रीयते गोभूहिरण्यादि-भेदेन धनु बहुविधं तथा गृहा अपि स्त्रीभेदेन विलासभेदेन च। अत्र प्रमाणमाह **विदितं हि म इति**। युक्तश्चायमर्थः। यो हि महापुरुषः स एतादृश एव भवेदिति॥२९॥

ननु विरक्तस्य संन्यास एवाधिकारः 'यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत्' इति श्रुतेः। अतः कथं विवाह इति चेत्तत्राह **केचित्कुर्वन्ति कर्माणीति**।

*श्लोकार्थ -२९ : હે વિદ્વન ! કામનાઓથી નહિ રૂંધાયેલું તમારૂં ચિત્ત ઘણા ભાગે તે પ્રમાણે ઘરોમાં અને ધનોમાં બહુ પ્રીતિવાળું નથી એ મેં જાણેલ છે. (૨૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : તમારૂં ચિત્ત ઘણા ભાગે ઘરોમાં, કામનાઓથી રૂંધાયેલું નથી. તેમ ન હોય તો હું પરણ્યો કેમ? એવો પ્રશ્ન થાય તેથી તે પ્રમાણે ભેદ જણાવેલો છે. જેમ લોકોનું ચિત્ત કામનામાં રૂંધાયેલું હોય છે તેવી રીતે રૂંધાયેલું

નથી: એવો અર્થ છે.

હે વિદ્વાન ! એ સંબોધનથી ઘરમાં ચિત્ત પ્રીતિવાળું નથી એ કહેલું છે.

જ્ઞાનનો ઉદય થવાથી શરીરનો અધ્યાસ ન રહેવાથી તે ઘરમાં તમારી પ્રીતિ નથી.

'નિર્ધન અને મરેલામાં હું કાંઇ ભેદ જોતો નથી' એ વાક્ય પ્રમાણે ધન ન હોવાથી પણ પુરૂષને ઘરમાં પ્રીતિ હોતી નથી. એવી શંકા થાય તેથી 'ધનોમાં' શબ્દ યોજેલ છે. તમારા ચિત્તને જુદી જુદી જાતના ધનોમાં પણ પ્રીતિ નથી.

ગાય, ભૂમિ, સુવર્ણ વગેરે ભેદને લીધે ધન ત્રણ પ્રકારનું છે. તેવી રીતે ભેદ હોવાથી અને વિલાસ જુદા પ્રકારના હોવાથી ઘરો પણ ઘણા પ્રકારના છે. એમાં પ્રમાણ 'મેં જાણેલ છે' એ શબ્દોથી કહેલું છે. જે મહાપુરૂષ હોય છે તે આવો પ્રીતિ વિનાનો હોય છે.

જે દિવસે વૈરાગ્ય થાય તે જ દિવસે સંન્યાસ લેવો એ શ્રુતિ પ્રમાણે વૈરાગ્યવાળાને સંન્યાસનો અધિકાર છે. તેથી વિવાહ કેમ કર્યો? એ શંકામાં શ્લોકથી કહે છે.(૨૯)




**केचित्कुर्वन्ति कर्माणि कामैरहतचेतसः ।**
**त्यजन्तः प्रकृतीर्दैवीर्यथाहं लोकसंग्रहम् ॥३०॥**

'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः' इति। 'इन्धानास्त्वा शतं हिमाः' इति च श्रुतेः। यावज्जीवं कर्म कर्तव्यं अत एव अग्निहोत्रादौ यावज्जीवाधिकारः। तत्र विरक्ताविरक्तभेदेन परित्यागकर्मणां व्यवस्थां मन्यमानान् प्रति भगवान् प्रकारान्तरेण व्यवस्थामाह। एके तु यथा त्वयोक्तास्तथैव व्यवस्थापयन्ति। केचित्तु कामैरहतचेतसोऽपि निष्कामा अपि कर्माण्येव कुर्वन्ति। ननु कषायपक्तिः कर्माणीति कर्मणां न साक्षात्पुरुषार्थसाधकत्वम्। किन्त्वन्तःकरणशोधकत्वमेव। 'यदा सर्वे प्रमुच्यन्ते कामा येस्य हृदि श्रिताः' इति कामाभावे मोक्षः

संनिहित इति कर्मणां कोपयोग इति चेत्तत्राह त्यजन्तः **प्रकृतीर्दैवीरिति**। स्वभावविजयार्थं कर्मणां करणं, स्वभावो हि दुर्जयः। अत एव भगवानाह 'प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति' इति। ताश्च प्रकृतयः स्वभावरूपाः देशकालबीजयोन्यादिभेदेनानेकविधा भवन्ति। ताश्चेत्पुरुषं त्यजन्ति तदा मूलप्रकृतिमपि त्यक्त्वा स्वस्थो भवति। तदभावे कामोऽप्रयोजकः कामाभावेऽपि संसारस्य निरूपितत्वात्। ननु ताः प्रकारेणैव जेतव्याः। तत्र कर्मणां किं प्रयोजनं तत्राह **दैवीरिति**। ता देवतारूपाः अतो वैदिककर्मभिरेव तासां निवृत्तिरिति कर्मकरणम्। ननु कषायपाकार्थमेव कर्मणां विनियोगः श्रूयते स्वर्गाद्यर्थं वा। न तु स्वभावजयार्थं ततश्च केवलयुक्त्या तदर्थं कर्मकरणमिति चेत् तत्राह **यथाहं लोकसंग्रहमिति**। अहं च कर्माणि करोमि लोकसंग्रहार्थं तत्र युक्तिरेव मूलं 'मम वर्त्मानुवर्तन्ते' इति न चैवं क्वचिदपि वाक्यमस्ति लोकसंग्रहार्थमीश्वरेण कर्तव्यानीति। तस्मात्फलनिर्णयः युक्त्यापि भवतीत्यर्थः ॥३०॥

एवं स्वतो ज्ञातमप्यर्थं प्रश्नव्याजेन विरक्ततया गृहाश्रमे कृतमुक्त्वा तथाकरणस्य प्रयोजनं स्वभावाद्वासनया केवलं कृतवानिति श्रुतेपि दोषे 'नानुभूय न जानाति जनो विषयतीक्ष्णताम्' इति मनःप्रत्ययजननार्थं विवाहं कृतवान्। यत इच्छा निवर्तते तत इच्छायामपि निवृत्तायां गले पतिता भार्येति उपहसन्निव कृतमभिनन्द्य तेन सह सख्यं स्मारयितुं गुरुकुलवासं बोधयति कच्चिद्गुरुकुले वासमिति चतुर्भिः।

શ્લોકાર્થ -૩૦ :જેમ હું લોકસંગ્રહ કરૂં છું તેમ કેટલાક કામનાઓથી નહિ રૂંધાયેલા ચિત્તવાળાઓ દૈવી પ્રકૃતિઓનો ત્યાગ કરતા કર્મો કરે છે.(૩૦)

ભાવાર્થ, સુબોધિનીજી : 'આ લોકમાં કર્મો કરતાં જ એકસો વર્ષ જીવવાની ઈચ્છા રાખવી'અને એકસો શિયાળા તમને તાપ કરતા' એ શ્રુતિ પ્રમાણે જીવીએ ત્યાં સુધી કર્મ કરવું જોઇએ. તેથી જ અગ્નિહોત્ર વગેરે જીવતા હોય ત્યાંસુધી કરવાની ફરજ છે. એ સંબંધમાં વૈરાગ્યવાળાઓએ કર્મનો ત્યાગ કરવો અને વૈરાગ્ય ન હોય તેમણે કર્મ કરવાં એવી વ્યવસ્થા હોવાનું માનનારાઓને ભગવાન અહીં જુદા પ્રકારની વ્યવસ્થા કહે છે. તમે કહ્યા તેવા તો તેવી જ વ્યવસ્થા હોવાનો નિર્ણય કરે છે. જયારે બીજાઓ કામનાઓથી નહિ રૂંધાયેલા ચિત્તવાળા હોવા છતાં કર્મ કરે જ છે જ.

કર્મો પાપની સંપૂર્ણ દશારૂપ હોવાથી સાક્ષાત્ પુરૂષાર્થ પ્રાપ્ત કરાવનારાં નથી. પરંતુ માત્ર અન્તઃકરણ શુદ્ધ કરનારાં છે. 'જે કામનાઓ અન્તઃકરણ શુદ્ધ કરનારાં છે. 'જે કામનાઓ આના હૃદયમાં રહેલી છે' તે જયારે જતી રહે છે. એ શ્રુતિ પ્રમાણે કામનાઓ ન હોય ત્યારે મોક્ષ નજીક હોવાથી કામના વિનાનાને મોક્ષનો ઉપયોગ કયાં રહ્યો ? એવી શંકામાં કહે છે. 'દૈવી પ્રકૃતિઓનો ત્યાગ કરતાં' શબ્દો યોજેલ છે. 'સ્વભાવ ઉપર વિજય પ્રાપ્ત કરવા કર્મો કરવામાં આવે છે.' કારણ કે સ્વભાવને જીતવો ઘણો કઠણ છે. તેથી જ પ્રાણીઓ પ્રકૃતિ પ્રમાણે ચાલે છે. તે નિગ્રહ શું કરશે? એમ ભગવાને ભગવદ્ગીતામાં ૩-૩૩માં કહેલ છે. અને તે સ્વભાવરૂપ પ્રકૃતિઓ દેશ, કાલ બીજ, યોનિ વગેરેના ભેદથી અનેક પ્રકારની છે. તે પ્રકૃતિઓ જો પુરૂષ મૂકી દે તો મૂલ પ્રકૃતિને પણ તજીને તે સ્વસ્થ થાય. તેમ જો ન મૂકે તો કામના નમાલી છે કારણ કે કામનાઓ ન હોય તો પણ સંસાર રહે છે એમ કહેલ છે.

તે પ્રકૃતિઓ યોગ્ય પ્રકારથી જ જીતવી જોઇએ તેમાં કર્મનું શું પ્રયોજન? એવી શંકા થાય તેથી 'દૈવી' વિશેષણ યોજેલ છે. તેઓ દેવતારૂપ હોવાથી વૈદિક કર્મોથી જ તે દૂર થાય છે. તેથી કર્મ કરવામાં આવે છે. રાગને બાળવા માટે જ અથવા સ્વર્ગને પ્રાપ્ત કરવા માટે જ કર્મનો ઉપયોગ થતો હોવાનું શાસ્ત્રમાં કહેલું છે. પરંતુ સ્વભાવ ઉપર વિજય મેળવવા કહેલું નથી. તેથી માત્ર તર્કથી તે પ્રયોજન માટે શા માટે કર્મો કરવાં? એવી શંકા થાય તેથી 'હું જેમ લોક સંગ્રહ કરૂં છું '' એમ કહેલું

છે. વળી હું લોકસંગ્રહ કરૂં છું' એમ કહેલું છે. વળી હું લોકસગ્રહ કરવા જ કર્મો કરૂં છું. તેમાં મનુષ્યો મારા માર્ગને અનુસરે' એવો તર્ક જ આધાર છે. કોઈ પણ સ્થળે શાસ્ત્રમાં એવું વાક્ય નથી કે લોકસંગ્રહ કરવા ઈશ્વરે કર્મો કરવાં,. તેથી ફલનો નિર્ણય તર્કથી પણ થાય છે એવો અર્થ છે. (૩૦)

સુદામા વૈરાગ્યથી ગૃહસ્થાશ્રમમાં રહે છે એમ તેણે કરેલો પોતાની મેળે જાણેલો પ્રસંગ પણ પ્રશ્નના બાંનાથી કહીને સ્વભાવને લીધે અથવા વાસનાથી સુદામાએ કહેલ એવું પ્રયોજન હોવાથી વિષયોનો દોષ સાંભળેલ હોવા છતાં પણ અનુભવ કર્યા વગર માણસ વિષયોની ઉગ્રતા જાણતો નથી'' એ વાક્ય પ્રમાણે પોતાના મનને ખાત્રી થાય તે માટે સુદામાએ વિવાહ કરેલ કે જેથી વિષયોની ઈચ્છા રહે નહિ. પછી ઈચ્છા ન રહેતાં ભાર્યા ગળે વળગી' એમ મશ્કરી કરતા હોય તેમ વિવાહનું અનુમાન કરી તેમની સાથેની મિત્રતાનું સ્મરણ કરાવવા ભગવાન ચાર શ્લોકથી તેનું સ્મરણ કરાવે છે.




**कच्चिद्गुरुकुले वासं ब्रह्मन्स्मरसि नौ यतः।**
**द्विजो विज्ञाय विज्ञेयं तमसः पारमश्नुते ॥३१॥**

**स वै सत्कर्मणां साक्षाद् द्विजातेरिह संभवः।**
**आद्योऽयं यत्राश्रमिणां यथाहं ज्ञानदो गुरुः ॥३२॥**

आदौ गुरुकुलवासस्य प्रशंसा निरूप्यते। सफलत्वेन महत्त्वे स्मरणं भवति। ब्रह्मन्निति संबोधनं तत्प्रसादादेव जातमिति बोधयति। नौ आवयोः गुरुकुले वासं किं स्मरसि । अनेन बाह्याभ्यन्तरभेदेन यत्किंचिदनुभूतं गुरुकुले तत्स्मरणेन कृतार्थता भवतीति ज्ञापितम्। गुरुकुलस्य प्रतिष्ठामाह द्विजो विज्ञाय विज्ञेयमिति । विज्ञेयमात्मानं प्रमाणं च विज्ञाय ज्ञात्वा, तमसः पारं भगवन्तमश्नुते। 'आदित्यवर्णं तमसः परस्तात्' इति श्रुतेः। किंच गुरुकुलवासो द्विजन्मनां द्वितीयं जन्म तच्च साक्षात्कर्मणां संबन्धि सम्यक् भवो यत्रेति । तत एव

कर्माण्युत्पद्यन्ते। 'जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणवान् जायते' इति श्रुतेः। किंच। **यत्राश्रमिणामाद्यो** भवति गुरुकुले स्थितो ब्रह्मचारी भवति, आश्रमाः पुरुषार्थसाधकाः **तेषामाद्योऽयं** तदभावे कोप्याश्रमो न भवेदिति। साधनसाधकत्वेन गुरोरुपयोगमुक्त्वा साक्षाज्ज्ञानसाधकत्वेन पुरुषार्थोपयोगित्वमाह **यथाहं ज्ञानदो गुरुरिति**। गुरोः भक्तेरनुभवपर्यवसायित्वात् स्वतुल्यता॥३१॥३२॥

ननूभयोः कथं कारणत्वमनुगमादित्याशङ्क्याह **नन्वर्थकोविदा इति**।

<u>શ્લોકાર્થ -૩૧ :</u> *હે બ્રહ્મન! જેનાથી દ્વિજ જાણવા યોગ્ય જાણીને અંધકારના અંતને પ્રાપ્ત કરે છે તેવા ગુરૂકુલમાંના આપણા બેના રહેઠાણનું સ્મરણ છે ને?(૩૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આરંભમાં ગુરૂકુલના રહેઠાણની પ્રશંસા કરે છે તે સફલ થવાને લીધે તેનું સ્મરણ થાય છે. હે બ્રહ્મન ! એ સંબોધનથી જણાવે છે કે તેની કૃપાથી જ બ્રહ્મપણું પ્રાપ્ત થયું છે. આપણા બેનાં ગુરૂકુલના રહેઠાણનું સ્મરણ છે ને? આથી એમ જણાવે છે કે ગુરૂકુલમાં અંદર અને બહારના ભેદથી જે કાંઇ અનુભવેલું હોય તેના સ્મરણથી કૃતાર્થતા થાય છે. ઉત્તરાર્ધથી ગુરૂકુલની પ્રતિષ્ઠા કહેલી છે. જાણવા યોગ્ય આત્માને અને પ્રમાણને જાણીને 'અંધકારના અંતને, અંધકારના પેલે પાર' સૂર્યના જેવા રૂપવાળા ભગવાનને પ્રાપ્ત કરે છે એમ શ્રુતિ છે.(૩૧)

<u>શ્લોકાર્થ -૩૨ :</u> *તે દ્વિજાતિઓનો જન્મ છે. આ લોકમાં સત્કર્મોનું સાક્ષાત મૂલ છે. જેમાં આ આશ્રમવાળાઓ પૈકી પ્રથમ આશ્રમવાળો થાય છે. જેવો હું તેવો ગુરૂ જ્ઞાન આપનાર છું.(૩૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> વળી ગરૂકુલમાં રહેઠાણ દ્વિજોનો બીજો જન્મ છે. અને કર્મના સંબંધવાળું ઉત્તમ પ્રકારનું સાક્ષાત મૂલ છે. તેવો તે જન્મ છે. ''જન્મ તો બ્રાહ્મણ ત્રણથી દેવાદાર જન્મે છે.'' એ શ્રુતિ પ્રમાણે તેમાંથી જ કર્મોની ઉત્પત્તિ થાય છે. વળી જેમાં રહેનાર આશ્રમવાળાઓ પૈકી પ્રથમ થાય છે. ગુરૂકુલમાં રહેનાર બ્રહ્મચારી થાય છે. આશ્રમો પુરૂષાર્થ પ્રાપ્ત કરાવનારા છે. તેમાં

આ આશ્રમ પ્રથમ છે કારણ કે તે ન હોય તો કોઈ પણ આશ્રમ થાય નહિ.

સાધન પ્રાપ્ત કરાવનાર તરીકે ગુરૂનો ઉપયોગ કરીને સાક્ષાત જ્ઞાન પ્રાપ્ત કરાવનાર તે પુરૂષાર્થ પ્રાપ્ત કરવામાં ઉપયોગી છે. એમ જેવો "હું તેવો ગુરૂની ભક્તિ અનુભવમાં પરિણમતી હોઈ ગુરૂ પોતાને ભગવાનની સમાન છે. (૩૨)

જ્ઞાન અને કર્મ એકબીજાથી વિરૂધ્ધ હોવાથી બંને સાધન કેવી રીતે થાય? તે નીચેના શ્લોકથી કહે છે.




**नन्वर्थकोविदा ब्रह्मन् वर्णाश्रमवतामिह ।**
**ये मया गुरुणा वाचा तरन्त्यञ्जो भवार्णवम् ॥३३॥**

**अर्थे पुरुषार्थे ये कोविदाः पण्डिताः शीघ्रं पुरुषार्थसिद्धिर्भवत्विति विचारयन्ति ते तथैव । ये मया गुरुणा वाचा वाङ्मात्रेणैव अञ्जः अनायासेन भवार्णवं तरन्ति तरिष्याम इति निश्चित्य गुरुमेव भजन्ते त एव अर्थकोविदा इत्यर्थः । ब्रह्मन्निति संबोधनं संमत्यर्थम् । साधनान्तरव्युदासार्थमाह वर्णाश्रमवतामिहेति ।. अनेन वर्णधर्मा आश्रमधर्माश्च न साधका इत्युक्तं भवति ॥३३॥**

**एवं प्रसङ्गात् ये केचन संसारतरणोपायाः गुरुसेवातिरिक्ताः तान् गार्हस्थ्यवानप्रस्थसंन्यासानां मुख्यधर्माणां मत्प्रीतिहेतुत्वं नास्तीत्याह नाहमिज्याप्रजातिभ्यामिति ।**

*<u>શ્લોકાર્થ -૩૩ :</u> હે બ્રહ્મન ! આ લોકમાં વર્ણ અને આશ્રમના ધર્મવાળાઓમાં જેવો હું ગુરૂથી માત્ર વાણીથી ભવરૂપ સગારને સહેલાઈ થી તરે છે. તેઓ પુરૂષાર્થ પ્રાપ્ત કરવામાં અર્થ જાણનારા પંડિતો છે. (૩૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પુરૂષાર્થ પ્રાપ્ત કરવામાં જેઓ પંડિતો છે 'પુરૂષાર્થ તરત પ્રાપ્ત થાવો' એમ જેઓ વિચારે છે તેઓ પંડિત જ છે. જેઓ હું ગુરૂથી માત્ર '**वाङ्मात्रेणैव**' વાણીથી જ ભવસાગરને સહેલાઈથી તરે છે. અમે તરસુ જ. એવો નિશ્ચય કરીને ગુરૂને જ ભજે છે. તેઓ જ પુરૂષાર્થ પ્રાપ્ત કરવામાં પંડિત છે.

એવો અર્થ છે. હે બ્રહ્મન્ ! એ સંબોધન સંમતિ સુદામાની જણાવવાં યોજેલું છે.

બીજા સાધનોથી પુરૂષાર્થ પ્રાપ્ત થતો નથી એમ જણાવવા 'આ લોકમાં વર્ણ અને આશ્રમવાળા ધર્મવાળાઓમાં' શબ્દો યોજેલા છે. આથી એમ કહેવાયું કે વર્ણના ધર્મો અને આશ્રમના ધર્મો પુરૂષાર્થ પ્રાપ્ત કરાવનારા નથી.(૩૩)

એ પ્રમાણે પ્રસંગને લીધે ગુરૂની સેવા સિવાયના જે કાંઇ સંસાર તરવાના ઉપાયો ગણાય છે તે સત્ય ઉપાય નથી એમ જણાવવા નીચેના શ્લોકથી કહે છે કે ગૃહસ્થાશ્રમના વાનપ્રસ્થના અને સન્યાસના મુખ્ય ધર્મો મને પ્રીતિ કરાવનારા નથી.




**नाहमिज्याप्रजातिभ्यां तपसोपशमेन वा ।**
**तुष्येयं सर्वभूतात्मा गुरुशुश्रूषया यथा ॥३४॥**

इज्या यागः, प्रजातिः संततिः, उभयं गार्हस्थ्यधर्मः ऋणापाकरणरूपः । तपः वनस्थस्य, उपशमः परमहंसस्य । एवं त्रिभिरपि अहं न तुष्येयम। तत्र हेतुः सर्वभूतात्मेति । सर्वभूतेषु आत्मा यस्य । यागेन जीवानां नाशः, प्रजात्या उत्पत्तिः, तेनोत्पत्ति प्रलयौ कुर्वन्मम संतोषं न जनयति। उत्पादनेनापि जीवः क्लिष्टो भवतीति। तपसा शरीरक्लेशः। उपशमेन देहेन्द्रिया-दीनामतःक्लेशकरत्वान्मम न संतोषः । गुरुशुश्रूषायां तु स्नेहसेवया सेवकस्यानन्दः गुरोश्चेति। अतोऽहं तुष्येयम्। वेदाध्ययनस्यैव ऋणापाकरणरूपत्वात्सेवा अधिकैव । यद्यप्यङ्गभावेनैव सेवाया विनियोगः तथापि भक्त्या कृतः मत्प्रीतिहेतुरपि भवति संयोगपृथक्त्वन्यायेन ॥३४॥

एवं गुरुकुलावासं स्तुत्वा तं स्मारयित्वा आवयोर्वासः सेवार्थं परमक्लेशं संपादितवानिति सेवाविशेषं स्मारयति अपि नः स्मर्यते

ब्रह्मन्निति नवभिः।

<u>શ્લોકાર્થ -૩૪ :</u> *સર્વ પ્રાણીઓનો આત્મા હું જેવો ગુરૂની સેવાથી પ્રસન્ન થાઉં તેવો યજ્ઞ અને સંતતિથી, તપથી અથવા શમ શાંતિથી પ્રસન્ન થતો નથી. (૩૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> યજ્ઞ, સંતતિ બંને ગૃહસ્થાશ્રમના દેવું મટાડનારારૂપ ધર્મ છે. તપ વનમાં રહેનાર વાનપ્રસ્થને અને શમ શાંતિ પરમહંસ સન્યાસનો ધર્મ છે. એવી રીતના ત્રાણથી પાણ હું પ્રસન્ન થતો નથી. તેનું કારાણ 'સર્વ પ્રાણીઓનો આત્મા' શબ્દથી કહેલ છે. સર્વ પ્રાણીઓમાં આત્મા જે એવો છે. તેવો હું છું. યજ્ઞથી જીવોનો નાશ થાય છે. સંતતિથી જીવોની ઉત્પત્તિ થાય છે. તેથી ઉત્પત્તિ અને પ્રલય કરનાર એવા મને સંતોષ કરાવતો નથી. કારાણ કે ઉત્પન્ન કરવાથી પાણ જીવ દુઃખી થાય છે. તપથી શરીરને દુઃખ થાયછે. (શમ) સંયમ દેહ અને ઇંદ્રિયોને દુઃખ થાય છે. તેથી આ આશ્રમોના ધર્મો દુઃખ કરનારા હોવાથી તેનાથી મને સંતોષ થતો નથી. ગુરૂની સેવામાં તો એ સ્નેહથી કરેલી હોવાથી સેવકને અને ગુરૂને આનંદ થાય છે. તેથી હું તેનાથી પ્રસન્ન થાઉં છું. વેદનો અભ્યાસ દેવું મટાડનાર હોવાથી ત્રાણ પ્રકારનું ઋણ તો મટે છે જ અને, સેવા વધારાની છે. જો કે સેવા ગૌણ પ્રકારે કરવામાં આવે છે તો પાણ ભક્તિથી કરેલી અને પ્રીતિ ઉત્પન્ન કરનારી પાણ થાય છે. (૩૪).

એવી રીતે ભક્તિથી કહેલ ગુરૂસેવા સાથેના અને તે વિનાના પ્રકારથી ગુરૂકુલમાં નિવાસની સ્તુતિ કરી, તેનું સ્મરાણ કરાવી સેવા માટે આપાણને બંનેને ગુરૂકુલના રહેઠાણે ઘાણું દુઃખ કરાવેલું એમ નીચેના નવ શ્લોકથી કહે છે.

**अपि नः स्मर्यते ब्रह्मन् वृत्तं निवसतां गुरौ।**
**गुरुदारैः प्रेरितानामिन्धनानयने क्वचित् ॥३५॥**

त्रिगुणकार्यमेतदिति नोऽस्माकं संबन्धि वक्ष्यमाणं स्मर्यते। अपीति संभावनायाम्। ब्रह्मन्नित्यनसूयार्थम्। गुरौ निवसतां व्रतस्थानां गुरुवाक्यवत् गुरुपुत्रगुरुपत्नीवाक्यमपि कर्तव्यमिति। अत एव गुरुदारैः प्रेरितानामिन्धनानयने अरण्यादिन्धनमा-

नीयतामिति। क्वचित्कदा-चिद्विषमसमये ॥३५॥

श्लोकार्थ - ૩૫ : હે બ્રહ્મન્! આપણે ગુરૂના ઘેર વસતા અને કોઈ એક સમયે ગુરૂપત્નીએ બળતણ લાવવા મોકલેલા આપણા વૃત્તાંતનું તમને સ્મરણ છે? (૩૫)

ભાવાર્થ, સુબોધિનીજી : આપણા વૃત્તાંતનું તમને સ્મરણ છે? **'अपि'** શબ્દ સ્મરણ હોવાનું સંભવ જણાવવા યોજેલ છે. હે બ્રહ્મન્! એવું સંબોધન ગુરૂપત્નીની ઈર્ષ્યા નથી એમ જણાવે છે. (૩૫)

ગુરૂના ઘેર વ્રત આચારનારાઓએ ગુરૂના વચન પેઠે ગુરૂના પુત્ર અને પત્નીનું વચન પણ પાળવું જોઈએ એવો અર્થ છે.

તેથી કોઈ એક ભયંકર સમયે બળતણ લાવવા 'વનમાંથી બળતણ લઈ આવો' એમ ગુરૂની પત્નીએ મોકલેલા આપણા વૃત્તાંતનું સ્મરણ છે? (૩૫)



**प्रविष्टानां महारण्यमपर्तौ सुमहद्विज ।**
**वातवर्षमभूत्तीव्रं निष्ठुराः स्तनयित्नवः ॥३६॥**

**तत उत्कृष्टेन्धनार्थं महारण्यं प्रविष्टानां अपर्तौ वर्षातिरिक्तकाले शिशिरे। द्विजेति संबोधनं जन्मभूतिः सेति ज्ञापनार्थम्। सुमहद्वात-वर्षमभूत् निष्ठुराश्च स्तनयित्नवः गर्जितानि। नैष्ठुर्यं कर्णा-सह्यत्वम् ॥३६॥**

*શ્લોકાર્થ-૩૬: હે દ્વિજ! આપણે મોટા વનમાં પ્રવેશ કર્યો ત્યારે ઋતુ વિના ઘણા ભારે વરસાદ અને પવન થયો અને કાન ફાડી નાખે તેવી વીજ ગર્જના થઈ. (૩૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી ઉત્તમ બળતણ માટે આપણે મોટા વનમાં પ્રવેશ કર્યો ત્યારે વર્ષા ઋતુ વિનાના સમયે શિશિર ઋતુમાં ઘણા ભારે પવન અને વરસાદ થયા. હે દ્વિજ ! એ સંબોધન સુદામાની જન્મ ભૂમી હતી તે જણાવવા કરેલ છે. કાન ફાડી નાખે તે વીજ ગર્જનાઓ થઈ. કાન ફાડી નાખે તેવી એટલે

કાન સહન ન કરી શકે તેવી.(૩૬)

**सूर्यश्चास्तंगतस्तावत्तमसा चावृता दिशः।**
**निम्नं कूलं जलमयं न प्राज्ञायत किंचन ॥३७॥**

एतस्मिन्नन्तरे सूर्यश्चास्तंगतः तमसा दिशश्चावृताः। तथापि कथं नागतमित्याकाङ्क्षायामाह निम्नं कूलं जलमयमिति। नद्याः कूलं सर्वमेव जलमयं, कियती नदी कियती भूमिरिति ज्ञातुमशक्यम्। ततः क्षिप्रोत्तरणार्थं न प्राज्ञायत कमप्युपायं न ज्ञातवन्तः ॥३७॥

ततस्तत्परपार एव रात्रौ स्थिता इति क्लेशस्थितिं स्मारयति वयं भृशमिति।

શ્લોકાર્થ-૩૭ : તેટલામાં સૂર્ય અસ્ત થયો અને દિશાઓ અંધકારથી ભરપુર છવાઈ ગઈ. જલથી ભરપુર નદી કાંઠઓનો ઢોળાવ જરાએ જાણાતો ન હતો.(૩૭)

ભાવાર્થ, સુબોધિનીજી : આટલા સમયમાં સૂર્ય અસ્ત થયો. દિશાઓ અંધકારથી ભરપુર થઈ એ 'નદીના કાંઠાઓનો ઢોળાવ જલથી ભરપુર થયાનું કહેલું છે. નદીનો કાંઠો જલથી ભરપુર હતો. નદી કઈ અને ભૂમી કઈ એ જાણવું અશક્ય હતું. તેથી ક્ષિપ્રાને પાર કરવાનો કોઈ ઉપાય જાણવામાં આવ્યો નહિ. તેથી સામા કાંઠે જ રાત રહ્યા એવો અર્થ છે. (૩૭)

નીચેના શ્લોકમાં દુઃખની સ્મૃતિ કરાવે છે.

**वयं भृशं तत्र महानिलाम्बुभिर्नि-**
**हन्यमाना मुहुरम्बुसंप्लवे।**
**दिशोऽविदन्तोऽथ परस्परं वने**
**गृहीतहस्ताः परिबभ्रिमातुराः ॥३८॥**

वयं त्रयोऽपि तत्रैवारण्यप्रदेशे अत्यन्तं महानिलाम्बुभिः नितरां

हन्यमानाः। उपवेशनार्थमपि भूमिर्नास्तीत्याह अम्बुसंप्लव इति। ततो दिशोऽप्यविदन्तः एवं जाते किं कर्तव्यमिति विचार्य। अथ भिन्नपक्रमेण अतः परं गमनार्थं प्रयत्नो न कर्तव्यः किंतु कालक्षेप एवेति विचार्य अन्योन्यविश्लेषाभावाय गृहीतहस्ताः सन्तस्तस्मिन्वने आतुरा दीनाः क्षुधिताः सन्तः परिबभ्रिम इतस्ततो भ्रमणमेव कृतवन्तः ॥३८॥

तर्हि निर्दयो गुरुः कथं तत्र वासः कृत इति चेत्तत्राह एतद्विदित्वेति।

*શ્લોકાર્થ -૩૮ : જલમાં નિમગ્ન થયેલા તે સ્થલમાં ઘણા પવન અને પાણીથી વારંવાર ઘણું પીડાતાં આપણે દીશાઓ ન જાણતા પછી પરસ્પર હાથ પકડી દુઃખી થતાં વનમાં ભટકયા.(૩૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : આપણે ત્રણેય વનના તે પ્રદેશમાં ઘણા પવન અને પાણીથી અત્યન્ત પીડાયા. 'જલમાં નિમગ્ન થયેલા' શબ્દોથી કહેલ છે. બેસવા માટે પણ જમીન ન હતી. દિશાઓ પણ ન જાણતા આમ થયું ત્યારે આપણે શું કરવું? એમ વિચારતાં ઘેર જવા પ્રયત્ન ન કરવો. પરંતુ સમય જ વીતાવવો એવો વિચાર કરીને એક બીજાથી છુટાં ન પડાય તે માટે પરસ્પર હાથ પકડીને તે વનમાં ભૂખ્યા અને દુઃખી થયેલા ભટકયા જ કર્યું. ત્યારે ગુરૂ નિર્દય હતો. તો તેને ઘેર વાસ કેમ કર્યો? એવી શંકામાં નીચેના શ્લોકથી હવે કહે છે. (૩૮)



**एतद्विदित्वाऽनुदिते रवौ सांदीपनिर्गुरुः।**
**अन्वेषमाणो नः शिष्यानाचार्योऽपश्यदातुरान् ॥३९॥**

गुरोरपि हृदये अयमस्मत्क्लेशो जात एवानुदित एव रवौ सांदीपनिर्गुरुर्गृहान्निर्गतः। नः अस्मानन्वेषमाण आतुरान् वेपमानानपश्यत् ॥३९॥

**ततो दया परमा तस्योत्पन्नेत्याह अहो इति।**

શ્લોકાર્થ - ૩૯ : આ જાણીને સૂર્ય ઉગ્યા પહેલાં સાંદીપની ગુરૂએ આપણને શિષ્યોને શોધતાં તે આચાર્યે આપણને દુઃખી જોયા. (૩૯)

ભાવાર્થ, સુબોધિનીજી : ગુરૂના હૃદયમાં પણ આપણું દુઃખ જણાયું જ. તેથી સૂર્ય ઉગતાં પહેલાં સાંદીપનિ ગુરૂ ઘેરથી નીકળી પડયા. આપણને શોધતાં તેમણે આપણને દુઃખી ધ્રુજતા જોયા. (૩૯)

તેથી તેમને ઘણી દયા આવી તે હવે કહે છે.

**अहो हे पुत्रका यूयमस्मदर्थेऽतिदुःखिताः।**
**आत्मा वै प्राणिनां प्रेष्ठस्तमनादृत्य मत्पराः ॥४०॥**

एतदर्थमेव भगवतैवं संपादितम्। तस्या हि वैधन्यायेन गुरौ स्थिता अतिमथनात्प्रादुर्भूता शिष्ये समायाति। तत्र मथनस्थानीया परमा दया। अहो इत्याश्चर्यम्। हे पुत्रका इति दयया जातस्नेहात्संबोधनम्। पुत्रकाः पुत्रप्रायाः। अनेन भवतामेव गृहमिति स्वार्थमेवैतत् क्रियत इत्याश्वासनमप्युक्तम्। तेषां दुःखं निरुक्तं गच्छतीत्यनुवदति अस्मदर्थेऽतिदुःखिता इति। ननु व्रतं क्रियते कथं दुःखमिति चेत् तत्राह आत्मा वै प्राणिनां प्रेष्ठ इति। 'द्रव्यसंस्कार-विरोधे द्रव्यं बलीयः' इति न्यायेन शरीरव्रतयोर्विरोधे शरीरमेवादरणीयम्। तत्रापि स्नेहपात्रं विधिस्नेहयोः स्नेहो बलिष्ठ इति। एवं वैदिकलौकिकन्यायोल्लङ्घनमपि कृत्वा यतो मत्परा जाताः। तदाह आत्मा देहः प्राणिनामति प्रेष्ठः तमनादृत्य मत्परा जाता इति॥४०॥

तर्हि विरुद्धाचरणात् कथं भवान् प्रसन्न इत्याशङ्क्याह इयदेव

हीति।

श्लोकार्थ -४० : અહો હે પુત્રો ! તમે અમારા માટે ઘણા દુ:ખી થયા. પ્રાણીઓને દેહ બધાથી પ્રીય છે. તમો તેનો અનાદર કરી મારી સેવામાં તત્પર રહ્યા છો.(૪૦)

ભાવાર્થ, સુબોધિનીજી : આ પ્રયોજનથી જ ભગવાને આમ કરેલું કારણ કે શાસ્ત્રના નિયમ મુજબ વિદ્યા ગુરૂમાં રહેલી છે. અને તે મથન થતાં શિષ્યમાં આવે છે. 'અહો' શબ્દ દયા સૂચવે છે. તેમાં મથનના ઠેકાણે ઘણી દયા છે. હે પુત્રો ! એ દયાથી ઉત્પન્ન થયેલા પ્રેમથી કહેલ સંબોધન છે. આ તમારૂં જ ઘર છે. એવું આશ્વાસન પણ કહેવાયું. 'તમે અમારા માટે ઘણા દુ:ખી થયા' શબ્દોથી કહેલ છે.

અમે વ્રત કરીએ છીએ તેમાં દુ:ખ શેનું? એમ કહે તેથી 'પ્રાણીઓને દેહ સર્વથી પ્રીય છે. એમ કહેલું છે. 'દ્રવ્ય અને સંસ્કારમાં વિરોધ હોય ત્યારે દ્રવ્ય વધારે બલવાન છે.'એ નિયમ પ્રમાણે શરીર અને વ્રતમાં વિરોધ થાય ત્યારે શરીરનો જ આદર કરવો યોગ્ય છે. શરીર સ્નેહ કરવા યોગ્ય છે કારણ કે શાસ્ત્રની આજ્ઞા અને સ્નેહ એ બેમાં સ્નેહ ઘણો બલવાન છે. એવી રીતે લૌકિક અને વૈદિક નિયમોનું ઉલ્લંઘન કરીને પણ મારી સેવામાં તત્પર રહ્યા તેથી અમારા માટે ઘણા દુ:ખી થયા. આત્મા (દેહ) પ્રાણીઓને ઘણો પ્રીય છે. તેનો અનાદર કરી મારી સેવામાં તત્પર રહ્યા એવો અર્થ છે.(૪૦)

તેથી તેમને ઘણી દયા આવી તે હવે કહે છે.




**इयदेव हि सच्छिष्यैः कर्तव्यं गुरुनिष्कृतम्।**
**यद्वै विशुद्धभावेन सर्वार्थात्मसमर्पणम् ॥४१॥**

**सच्छिष्यैरलौकिकैः इयदेतावदेव। गुरुनिष्कृतं गुरोः प्रत्युपकारः। तदाह यद्विशुद्धभावेन सर्वस्यार्थस्य आत्मनश्च समर्पणम्। वै विश्चयेन॥४१॥**

श्लोकार्थ -४१ : ઉત્તમ શિષ્યોએ આટલો જ ગુરૂને બદલો આપવો જોઈએ. જે વિશુદ્ધ ભાવથી સર્વ અર્થો અને આત્માનું નિશ્ચય સમર્પણ કરવું.(૪૧)

भावार्थ, सुबोधिनीजी : ઉત્તમ શિષ્યો એટલે અલૌકિક શિષ્યોએ આટલો જ ગુરૂને સામો બદલો આપવો જોઈએ. 'જે વિશુદ્ધ ભાવથી સર્વે અર્થો અને આત્માનું સર્મપણ કરવું' શબ્દોથી કહેલ છે. 'વૈ' નિશ્ચય સર્મપણ કરવું. પરંતુ કંઈ બાનાથી ન કરવું. (૪૧)

**तुष्टोहं हे द्विजश्रेष्ठाः सत्याः सन्तु मनोरथाः ।**

**छन्दांस्ययातयामानि भवन्त्विह परत्र च ॥४२॥**

न तु केनचित् व्याजेन तद्भवद्भिः कृतमित्यहं तुष्टः यावच्छक्यं निष्कपटतया कृतमिति। संबोधनेनैव तोषफलमाह हे द्विजश्रेष्ठा इति। श्रेष्ठयं भवतु व्रतस्य सर्वोत्कर्षः संपद्यतामित्यर्थः। यदर्थं च व्रतं कृतं तद्दानमाह सत्याः सन्तु मनोरथा इति। पठितानां विद्यानां च अयातयामत्वमाह छन्दास्ययातयामानीति।

'आम्नायात्तु विनिर्मुक्ता अनध्याये तथा स्मृताः ।

अयाज्ये योजिताश्चेव निषिद्धाय च पाठिताः ॥

फलार्थं योजिता दृष्टा यातयामा भवन्ति हि ।

अन्यथा ज्ञातरूपाश्च अन्यथार्थप्रबोधिताः ॥

अव्रतैः शूद्रसंकाशैः पातित्याद्याकुले स्थले ।

अधीताः सर्वथैवैते यातयामा भवन्ति हि' ॥

तेष्वपि समयेषु मत्प्रसादादयातयामा भवन्त्विति वरः। इह परत्रेति परलोकार्थमिहलोकार्थं च स्वार्थं स्थापिताः परलोकार्थं भवन्ति। विनियुक्तास्त्वैहिकफलाः। भवतां तूभयत्रापि फलसाधका भवन्त्वित्यर्थः। चकारात्सर्वकर्मस्वपि ॥४२॥

इदमेकं फलसाधनरूपं चरित्रमुक्त्वा नैतदेवत्याह इत्थं विधान्य-

नेकानीति।

*श्लोकार्थ -४२ : હે ઉત્તમ દ્વિજો ! હું પ્રસન્ન થયો છું. તમારા મનોરથો સત્ય થાઓ. તમે ભણેલા વેદો આ લોક અને પર લોકમાં નિષ્ફલ ન થાઓ. (૪૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : તમે સમર્પણ કર્યું તેથી હું પ્રસન્ન થયો છું. કારણ કે બની શક્યું ત્યાં સુધી તમે નિષ્કપટપણાથી આ કહેલું પ્રાપ્ત થાઓ. તમારું વ્રત સર્વથી ઉત્તમ થાઓ. એવો અર્થ છે. 'મનોરથો સત્ય થાઓ' શબ્દોથી કહેલ છે. જે ફલ માટે વ્રત કરેલું તે ફળ આપ્યાનું કહેલ છે. અને 'વેદો નિષ્ફલ ન થાઓ' શબ્દથી વિદ્યા સફલ થાઓ.

પાઠ તજેલા, તથા પાઠ ન કરવાના સમયે સ્મરણ કરેલા, યજ્ઞ ન કરાવવા યોગ્ય પુરૂષ માટે યોજેલા અને શાસ્ત્રમાં મના કરેલ કાર્ય માટે પાઠ કરેલા અને ફલ પ્રાપ્તિ માટે ઉપયોગમાં લેવામાં આવેલ વિચારેલા વેદો તો નિષ્ફલ થાય છે. જેમનું સ્વરૂપ ખોટું જાણવામાં આવેલ હોય તેવા બીજાને માટે શીખવેલા વ્રતરહિત શુદ્ર જેવાઓને જ્ઞાતિ, ભ્રષ્ટતા વિગેરેથી ભરપુર સ્થલમાં વેદોનો અભ્યાસ કરેલો આ વેદો સંપૂર્ણ પ્રકારે નિષ્ફલ થાય છે. (કારિકા-૬)

આવા સમયોમાં પણ પાઠ કરેલા મારી કૃપાથી નિષ્ફલ ન થાઓ એવું વરદાન આપેલ છે. આ લોક અને પરલોકમાં એટલે આ લોકના પ્રયોજન માટે અને પરલોકના પ્રયોજન માટે ઉપયોગી થાય છે. તમને તો બંને લોકમાં ફલ આપનારા થાઓ. એવો અર્થ છે. 'ચ અને' શબ્દથી બધા કર્મોના તમને ફલ આપનારા થાઓ. (૪૨)

ફલ આપનારૂં આ ચરિત્ર કહીને આવું ચરિત્ર આ જ નથી એમ નીચેના શ્લોકથી કહે છે.




**इत्थंविधान्यनेकानि वसतां गुरुवेश्मसु।**
**गुरोरनुग्रहेणैव पुमान् पूर्णः प्रशान्तये।।४३।।**

गुरुवेश्मसु वसतां भवन्ति। गुरुवासस्य नित्यत्वमाह गुरोरनुग्रहेणैवेति। न केवलं वासेन पुमान् पूर्णो भवति। सर्वार्थैः प्रशान्त एव भवति। स्वाभाविकाः कामादयः तदुत्पन्नैर्न शान्ता

भवन्ति किंतु गुर्वग्रहेणैव भगवता कृतस्मरणेन वा। **प्रशान्तये पूर्णः समर्थः**। एवमुपाख्यानैः सर्वे पुरुषार्थास्त्वया साधिता न वेति प्रश्नः॥४३॥

**तत्रोत्तरमाह किमस्माभिर्न निर्वृत्तमिति।**

*શ્લોકાર્થ -૪૩ : આપણે ગુરૂને ત્યાં રહેતાં ત્યારે આવા પ્રકારના અનેક ચરિત્રો થયેલાં. ગુરૂની કૃપાથી જ પુરૂષ શાંતિ પ્રાપ્ત કરવા સમર્થ થાય છે. (૪૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : ગુરૂને ત્યાં રહેતાં ત્યારે આવાં ઘણાં ચરિત્રો થયેલાં. માત્ર ગુરૂના ઘરમાં રહેઠાણથી જ પુરૂષ પૂર્ણ થતો નથી. પરંતુ સ્વભાવિક કામનાઓ વિગેરેથી ઉત્પન્ન થયેલા ગુણોથી શાંત થતા નથી. પરંતુ ગુરૂની કૃપાથી અથવા ભગવાનના સ્મરણથી જ શાંતિ પ્રાપ્ત કરવા સમર્થ થાય છે. 'તમે સર્વ પુરૂષાર્થો પ્રાપ્ત કર્યા કે નહિ' એવો પ્રશ્ન કર્યો. (૪૩)

હવે સુદામા તેનો ઉત્તર આપે છે.

**ब्राह्मण उवाच-**
**किमस्माभिर्न निर्वृत्तं देवदेव जगद्गुरो।**
**भवता सत्यकामेन येषां वासोऽभवद्गुरौ॥४४॥**

को वा पुरुषार्थोऽस्माभिर्नोत्पादितः। परं विशेषोस्तीत्याह **भवता** सह **येषां गुरौ वासोऽभव**दित्यर्थः। गुरुगृहवासानन्तरं तत्प्रसादे च जाते पश्चात्सर्वे पुरुषार्थाः साधयितुं शक्यन्ते। अस्माभिस्तु गुरुकुल एव सर्वपुरुषार्थस्वरूपेण त्वया संगतम्, अतो गुरुकुलवासोऽस्माकमेव सफलो जातः, न त्वन्येषामिति **अस्माभिः किं न निर्वृत्तम्**। नापि तत्तन्मन्त्रदेवतानां तृप्तिः प्रयोजिका मृग्यते यतो भवानेव **देवदेवः**। नापि गुरुप्रसादो मृग्यते यतो भवानेव **जगद्गुरुः**। किंच। भवान् **सत्यकामः** अस्मत्सङ्गेऽध्ययनयुक्तानामस्माकं च

लोकन्यायेन सर्वे पुरुषार्थाः सिद्धा भवन्त्विति भवतः कामः स सत्य एव भवतीति भवदिच्छयैवास्माकं सर्वे पुरुषार्थाः सिद्धा इत्यर्थः। अतस्त्वया सह गुरुगृहवासः पुरुषार्थस्तत्साधनं च॥४४॥

किंच यदुक्तमस्माकं सर्वेषां गुरुगृहवासं स्मरसीति तत्र स्वामिनस्तव वासः अनुकरणार्थमेव भवतीत्याह यस्य छन्दोमयं ब्रह्मेति।

શ્લોકાર્થ -૪૪ : હે દેવોના દેવ ! હે જગતના ગુરૂ ! સત્ય કામનાવાળા આપની સાથે જેઓનો ગુરૂના ઘેર વાસ થયેલ તેવા અમોએ શું પ્રાપ્ત કર્યું નથી?(૪૪)

ભાવાર્થ, સુબોધિનીજી : અમે કયો પુરૂષાર્થ પ્રાપ્ત કરેલ નથી? પરંતુ પુરૂષાર્થ અધિક કરેલ છે. એમ કહેલ છે. આપની સાથે જેમનો ગુરૂના ઘેર વાસ થયો એવો અર્થ છે. ગુરૂના ઘેર વાસ થયા પછી, તેમની કૃપા થયા પછી બધા પુરૂષાર્થ પ્રાપ્ત કરી શકાય છે.અમે તો ગુરૂકુલમાં રહેતા હતા ત્યારે જ સર્વ પુરૂષાર્થરૂપ સ્વરૂપવાળા આપને સફળ થયેલ. બીજાનું તો સફલ થયેલ નથી એમણે શું પ્રાપ્ત કર્યું નથી? શબ્દોથી કહેલ છે. વળી કાર્ય સાધનારી જુદાજુદા મંત્રોના દેવતાઓની તૃપ્તિ માટે પ્રયાસ કરવાની અમારે જરૂર નથી. કારણ કે આપ જ દેવતાના દેવ છો. વળી ગુરૂની કૃપા પ્રાપ્ત કરવાના પ્રયાસની પણ જરૂર ન હતી કારણ કે આપ જ જગતના ગુરૂ છે. આપ સત્ય કામનાવાળા છો. અમારી સાથે અભ્યાસ કરનારાઓના અને અમારા સર્વ પુરૂષાર્થો લોકના નિયમ પ્રમાણે સિદ્ધ થાઓ. એવી આપની કામના હતી. તે સત્ય થઈ. આપની ઈચ્છાથી અમારા સર્વ પુરૂષાર્થો સિદ્ધ થયા. એવો અર્થ છે.(૪૪)

વળી આપે જે કહ્યું કે આપણા બધાના ગુરૂકુલમાંના રહેઠાણનું સ્મરણ છેને ? તે વિષયમાં નીચેના શ્લોકથી કહે છે.




**यस्य छन्दोमयं ब्रह्म देह आवपनं विभोः।**
**श्रेयसां तस्य गुरुषु वासोऽत्यन्तविडम्बनम्॥४५॥**

वेदात्मकं ब्रह्म शब्दब्रह्मेति यं विदुः तत्तव देहः। यदध्ययनार्थं

गुरुगृहवासोऽपेक्ष्यते। ननु कथं मम देहः जीवविशेष एव कश्चित्तत्राधिष्ठितो भवेदिति तत्राह विभोरिति। भवानेव तमधिष्ठातुं शक्तः देशकालपुरुषानन्त्येष्वधिष्ठितस्य तस्य फलदानं व्यापकाधिष्ठानव्यतिरेकेण न भवतीति तस्यैव फलसाधकत्वमाह श्रेयसामावपनमिति। श्रेयांस्यस्मिन्नासमन्तादुप्यन्त इति एतादृशदेहवतस्तव गुरुषु वासोऽत्यन्तं विडम्बनमनुचितानुकरणमित्यर्थः ॥४५॥

इति श्रीभागवत-
सुबोधिन्यां श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धोत्तरार्धविवरणे एकत्रिंशाध्यायविवरणम् ॥३१॥

શ્લોકાર્થ -૪૫ : જે સર્વત્ર વિદ્યમાનનો દેહ જેમાં કલ્યાણ ઉત્પન્ન થાય છે. તેવો વેદરૂપ બ્રહ્મ છે. તેમનું ગુરૂના ઘરમાં રહેઠાણ ઘણું જ ઉપહાસરૂપ છે.(૪૫)

ભાવાર્થ, સુબોધિનીજી : વેદરૂપ બ્રહ્મ જેને લોકો શબ્દપણું જાણે છે. જેનું અધ્યયન કરવા ગુરૂના ઘરમાં રહેવાની જરૂર છે.તે આપનો દેહ છે. વેદરૂપ બ્રહ્મ મારો દેહ કેમ હોય? કોઈ અમુક જીવ જ ત્યાં રહેતો હશે? એમ કહેવામાં આવે તેથી 'સર્વત્ર વિદ્યમાનનો' વિશેષણ યોજેલું છે. આપ જ તેમાં રહેવા યોગ્ય જ રહેલ તે દેહથી સર્વ સ્થળે રહેનાર આપનું રહેઠાણ થયા સિવાય ફલદાન થઈ શકતું નથી. 'જેમાં કલ્યાણ ઉત્પન્ન થાય છે તેવો' વિશેષણથી તે શબ્દ બ્રહ્મરૂપ આપનો દેહ જ ફલ પ્રાપ્ત કરાવનારો છે એમ કહેલું છે. આવા દેહવાળા આપનું ગુરૂના ઘરમાં રહેઠાણ ઘણું જ ઉપહાસરૂપ અયોગ્ય અનુકરણ છે એવો અર્થ છે.(૪૫)

''દશમ્ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૩૧ મો
સાત્વિક ફલ પ્રકરણ
સંપૂર્ણ''



श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






श्रीमद्वल्लभाचार्यचरणप्रणीता ।

(दशम-उत्तरार्ध-सात्त्विक-फल-प्रकरणम् ।)

## द्वात्रिंशोऽध्याय : ।

द्वात्रिंशे भगवानस्य पुरुषार्थतयोदितः ।
स्वकर्तव्यं विदित्वैव कृतवानेत्युदीर्यते ॥१॥
मर्यादया प्रेरिता तु लक्ष्मीः स्थैर्यमिहाश्नुते ।
अतोत्र भगवांस्तस्य पृथुकानप्यभक्षयत् ॥२॥
दानेपि तेजोहानिः स्यात् भार्यादत्तमुपायनम् ।
तस्या एवं फलं भूयादिति जग्धुं समुद्यतः ॥३॥
मुष्टिरेको जगत्तृप्त्यै वनवासे निरूपितः ।
सर्वं फलं सर्वतृप्त्या परलोके तथापरः ॥४॥
तृतीये देवतां दद्यादात्मानं च ततः परे ।
एवं बुद्ध्या तया दत्तास्ते चेन्निर्विविशुर्हरिम् ॥५॥
चतुर्थांशः सिद्धिमेतु तस्या नाधिकामित्युत ।
लक्ष्मणायां प्रविष्टा श्रीः प्रतिबन्धं चकार हि ॥६॥

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ પૂર્વાર્ધ
## "સાત્ત્વિક સાધન પ્રકરણ"
## અધ્યાય બત્રીસમો (૩૨)




કારિકાઓ :

કારિકા-૧ : બત્રીસમા અધ્યાયમાં એમ કહેવામાં આવે છે કે આ સુદામાના પુરૂષાર્થ તરીકે પ્રગટ થયેલા ભગવાને પોતાનું કર્તવ્ય જાણીને જ તે કર્યું.(૧)

કારિકા-૨ : લક્ષ્મી તો મર્યાદા પ્રમાણે મોકલેલી અહીં સ્થિર રહે તેથી અહી ભગવાને તેના પૌંઆ પણ ખાધા.(૨)

કારિકા-૩ : દાન કરવામાં આવે તો પણ સુદામાના તેજની હાની થાય.ભેટ પત્નીએ આપેલી તેથી તેને જ ફલ પ્રાપ્ત થાય એવા હેતુથી ભગવાને પૌંવા ખાધા.(૩)

કારિકા-૪ : એક મુઠી જગતને તૃપ્ત કરવા પુરતી છે એમ વનવાસમાં કહેલું છે. સર્વની તૃપ્તી થતાં સર્વે ફલ થાય. તેવી રીતે બીજી મૂઠી પરલોકમાં ફલ આપનારી છે.(૪)

કારિકા-૫ : ત્રીજી મુઠી ખાતાં લક્ષ્મી દેવતાનું દાન કરે અને ત્યારપછીની ખાતાં આત્માનું દાન કરે એવી બુદ્ધિથી તે સુદામાની સ્રીએ ચાર મૂઠી પૌંવા આપેલા.(૫)

કારિકા-૬:ચોથો ભાગ ફલ પ્રાપ્તિ ભલે કરાવે. તે સ્રીને વધારે જરૂર નથી એવા આશયથી લક્ષ્મણામાં પ્રવેશ કરેલી લક્ષ્મીએ બીજી મૂઠીના ભક્ષણમાં અંતરાય કર્યો.(૬)

**पूर्वाध्यायान्ते मनः प्रीतिमुक्त्वा तदिष्टं पूरयित्वा तद्वार्येष्टं पूरयितुं पूर्वमुपसंहरन्नाह स इत्थमिति ।**

**श्रीशुक उवाच -**

**स इत्थं द्विजमुख्येन सह संकथयन् हरिः।**
**सर्वभूतमनोभिज्ञः स्मयमान उवाच ह ॥१॥**

जीवने सह कथं संकथेत्याह द्विजमुख्येनेति। ब्रह्मभावाज्जीवोपि आवेशी भवतीति संकथनं न दोषायेत्यर्थः। किंच। हरिः सः सर्वपुरुषार्थरूपो भगवाने-वेति । तस्य निश्चयात्सर्वभावेन चेद्भगवांस्तदधीनो न स्यात्तदा तस्य मनःपीडा न गच्छेदिति तथाकृतवानित्यर्थः। ततो भार्याहृदयं ज्ञात्वोवाचेत्याह सर्वभूत-मनोभिज्ञ इति। हेतुत्वार्थं साधारण्येन निरूपयति स्मयमानः भार्यासंबन्धात् तेन सह परिहासं चिकीर्षुः । हेत्याश्चर्ये। न हि पूर्णो भगवान अदत्तं स्वयं गृह्णातीति ब्राह्मणस्तु जानन्नपि लज्जया न दत्तवान् ॥१॥

ગયા અધ્યાયના અંતે સુદામાના મનની પ્રસન્નતા કહી. તેનું ઇચ્છેલું આપી. તેની પત્નીનું ઈચ્છેલું આપવા આરંભમાં ઉપસંહાર કરતાં નીચેના શ્લોકથી કહે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> *આ પ્રમાણે ઉત્તમ બ્રાહ્મણ સાથે વાતચીત કરતાં અહો! સર્વ પ્રાણીઓનું મન જાણનાર તે હરીએ હસતાં નીચે પ્રમાણે કહ્યું.(૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> જીવની સાથે ભગવાન વાતચીત કેમ કરે? એવો પ્રશ્ન ઉઠે. તેથી 'ઉત્તમ બ્રાહ્મણ' શબ્દ યોજેલ છે.

બ્રહ્મભાવ થવાથી જીવ પણ ભગવાનના આવેશવાળો થાય છે. તેથી તેમની વાતચીતથી દોષ થતો નથી. વળી તે હરિ સર્વ પુરૂષાર્થરૂપ ભગવાન જ હતા. એવો તે બ્રાહ્મણનો નિશ્ચય હોવાથી જો ભગવાન તેને સંપૂર્ણપણે આધિન ન થાય તો તેના મનનું દુઃખ દૂર થાય નહિ. તેથી ભગવાને તેમ કર્યુ. વળી તેની પત્નીનો છુપો ભાવ જાણીને ભગવાને કહ્યું. 'સર્વ પ્રાણીઓના મનને જાણનાર' શબ્દોથી કહેલું છે. સામાન્ય રીતે તે વિશેષણ કહેલું છે.'હસતાં' એટલે પત્નીના સંબંધને લીધે તેની સાથે મશ્કરી કરવાની ઈચ્છાવાળા થઈને 'હે' એટલે અહો! શબ્દ આશ્ચર્ય દર્શાવવા યોજેલ છે. પૂર્ણ ભગવાન જીવે આપેલ ન હોય તે પોતાની મેળે લેતા નથી. બ્રાહ્મણ તે જાણ તો હોવા છતાં શરમને લીધે આપતો ન હતો.(૧)

**ब्रह्मण्यो ब्राह्मणं कृष्णो भगवान् प्रहसन् प्रियम् ।**
**प्रेम्णा निरीक्षणेनैव प्रेक्षन् खलु सतां गतिः ॥२॥**

तथापि भगवान् ब्रह्मण्यः ब्राह्मणनां हितकर्ता । सोपि ब्राह्मणः । स्वयं च कृष्णः तदर्थं चावतीर्णः, अन्यथा भगवान् कथमागच्छेत् । प्रहसन्निति गोप्यं करोतीति । तं प्रति तथाकथने हेतुः प्रियमिति ॥२॥

सार्धाभ्यामाह भगवद्वाक्यं किमुपायनमानीतमिति ।

*श्लोकार्थ -२ : બ્રાહ્મણના હિતકારી સત્પુરૂષોના ફલરૂપ ભગવાન શ્રીકૃષ્ણે પ્રેમવાળી દષ્ટિથી જ જોતાં નીચે પ્રમાણે કહ્યું.(૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન બ્રાહ્મણનું હિત કરનાર છે અને તે પણ બ્રાહ્મણ હતો. પોતે ભગવાન શ્રીકૃષ્ણ તે કાર્ય માટે અવતરેલા હતા. તેમ ન હોય તો ભગવાન ભૂતલ ઉપર શા માટે પધારે?

ભગવન છુપું કાર્ય કરતા હતા એમ 'મશ્કરી કરતાં' શબ્દથી જણાવેલ છે. 'પ્રિય' વિશેષણથી તેને તેવું કહેવાનું કારણ જણાવેલું છે.(૨)

**श्रीभगवानुवाच -**




**किमुपायनमानीतं ब्रह्मन् मे भवता गृहात् ।**
**अण्वप्युपाहृतं भक्तैः प्रेम्णा भूर्येव मे भवेत ।**
**भूर्यप्यभक्तोपहृतं न मे तोषाय कल्पते ॥३॥**

ब्रह्मन्निति संबोधनाद् धर्मज्ञानं सूचितम् । तेन उपायनानयनं निश्चितम् । मे मह्यम् । मध्ये शास्त्रार्थत्वाय गृहीतं तु न मे सुखायेति विशेषमाह गृहादिति । ननु पूर्णस्य तव किमुपायनेन अस्मदर्थं तु अस्माभिरेव दत्तं स्यादतो व्यर्थं गृहाणमिति चेत्तत्राह अण्वप्युपाहृतमिति । भूर्यप्यभक्तोपहृतं न मे तोषाय कल्पते एतत्सर्वं

प्रायेणाभक्तैरुपाहृतम्। पृथुकतण्डुला एव भक्तोपाहृताः सर्वस्यामपि द्वारकायाम्। भक्ताहृतत्वे को विशेष इति चेत् प्रेम्णा अण्वपि भक्तोपाहृतं भूर्येव मे भवेत्। प्रेमान्तःकरणधर्मः यो हि स्वापेक्षया अधिकमानयति तत्तस्याधिकं भवति। 'ये यथा मां प्रपद्यन्ते' इति। मम चायं नियमः प्रेम्णा समानीतं हृदयानीतं भवति हृदयमणुमात्रम्, तण्डुलास्तु मुष्टिचतुष्टयात्मकाः अहं च हृदयरूप एव तद् गृह्णामि। अतः अण्वप्युपाहृतं मत्समानत्वात् भक्ष्यं न्यूनपरिमाणमेव युक्तमिति मे भूर्येव भवेत्। अभक्तेन तूपहृतं बहिर्दृष्ट्या उपहृतं बहिर्दृष्टया उपहृतं भवति बहिश्च ब्रह्माण्डमिति तद्ग्रहणे अहमपि तथा। अतो यथाकथंचित् सर्वसामर्थ्येनापि समाहृतं मम तृप्तिहेतुर्न भवतीति अल्पत्वान्न मे तोषाय कल्पते। अथवा। 'भक्त्यैव तुष्टिमभ्येति' इति वाक्यात् प्रेम्णैव तुष्यति न त्वन्यथेति, प्रेम तु साधारणमेव मत्संन्निधौ समायातीति तस्या देहोऽन्यार्थमेव विनियुक्त इति लिङ्गशरीरं च तेनैवावरुद्धमिति तण्डुलाश्रितैव भक्तिरत्रागता। अतो भक्तिसहभावः पदार्थानां निरूप्यते। अभक्तेन रूक्षेण। लोकेऽपि घृतादिप्लुतं भक्ष्यं तोषाय न तु रूक्षम्। विधौ द्वयं प्रयोजकं अधिकारविशेषणं करणं च। निषेधे तु विशेषमाह करणं तु सिद्धमेवेति। अभक्तस्य भक्तिप्यभक्तिरेवेति वा ॥३॥

एवं पदार्थस्थितिमुक्त्वा स्वस्य बलादिव ग्रहणे हेतुमिव स्वसंकल्पमाह पत्रं पुष्पमिति।

<u>શ્લોકાર્થ-૩:</u> હે બ્રહ્મન! આપ મારે માટે ઘેરથી શું ભેટ લાવ્યા છો? ભકતોએ પ્રેમથી આપેલું થોડું પણ મને ઘણું થઈ પડે છે. ભકત ન હોય તેવાએ આપેલું ઘણું




હોવા છતાં મને પ્રસન્ન કરતું નથી.(૩)

ભાવાર્થ, સુબોધિનીજી : 'હે બ્રહ્મન ! એ સંબોધનથી સુદામાને ધર્મનું જ્ઞાન હોવાનું સૂચવેલું છે. તેથી તે ભેટ લાવેલા છે એવો ભગવાને નિર્ણય કરેલો છે. 'મારા માટે' શાસ્ત્રની આજ્ઞા પળાય તે માટે માર્ગમાંથી લીધેલ હોય તેથી તો મને સુખ થતું નથી એવો ભેદ 'ઘેરથી' શબ્દથી કરેલો છે.

આપ પૂર્ણ ભગવાને ભેટની શી જરૂર ? મારા માટે લાવ્યો હોત તો હું જ આપત. તેથી ભેટ લેવી વ્યર્થ છે. એવી શંકા થાય તેથી ભેટ લેવી વ્યર્થ છે. એવી શંકા થાય તેથી "ભકતોએ પ્રેમથી આપેલું થોડું પણ મને ઘણું થઇ પડે છે." આપ પૂર્ણ ભગવાનને ભેટની શી જરૂર? મારા માટે લાવ્યો હોત તો હું જ આપત. તેથી ભેટ લેવી વ્યર્થ છે. તેવી શંકા થાય તેથી" ભકતોએ પ્રેમથી આપેલું થોડું પણ મને ઘણું થઇ પડે છે. ઘણું હોવા છતાં મને પ્રસન્ન કરી શકતું નથી" આ વાક્યથી એમ સુચવે છે કે આ સર્વ ભકતો ન હોય તેવાએ આપેલ છે. આખીએ દ્વારકામાં પૌંવા બનેલ ચોખા જ ભકતે આણેલા છે.

ભકતે આણેલ હોય તેમાં શું ઉત્તમપણું છે? એવો પ્રશ્ન થાય તેથી પ્રેમથી ભકતોએ આપેલ થોડું હોવા છતાં પણ મને ઘણું થઇ પડેલ છે. એમ કહેલ છે. પ્રેમ અન્તઃકરણનો ગુણ છે. "જેઓ મને જે પ્રકારે ભજે છે." એ વાક્ય પ્રમાણે જે પોતાની જરૂર કરતાં વધારે લાવે છે. તે તેનું લાવેલું અધિક થાય છે.વળી મારો આ નિયમ છે કે પ્રેમથી લાવેલું હૃદયથી આણેલું છે. હૃદય અણુ જેટલું નાનું છે. અને પૌંવા તો ચાર મુઠ્ઠી જેટલા છે અને હું તો હૃદયરૂપ થઇને જ સ્વીકારું છું તેથી આપેલું માત્ર અણુ હોય તો પણ મારી સમાન હોવાથી ભક્ષણ કરવા યોગ્ય છે. તે થોડું હોવા છતાં તે મને ઘણું જ થઇ પડે છે.

ભકત ન હોય તેવાએ આપેલું તે બહારની દૃષ્ટિથી આપેલું હોય છે અને બહાર તો બ્રહ્માંડ હોવાથી હું પણ તેને ગ્રહણ કરવામાં બ્રહ્માંડરૂપ થાઉં છું. તેથી ઘણા પ્રયાસે સર્વ શકિતથી લાવેલું હોય તો પણ મને તે તૃપ્ત કરી શકતું નથી. તેથી થોડું હોવાથી મને પ્રસન્ન કરી શકતું નથી. 'ભકિતથી જ ભગવાન પ્રસન્ન થાય છે." એ વાક્ય પ્રમાણે ભગવાન પ્રેમથી જ પ્રસન્ન થાય છે. પરંતુ બીજા પ્રકારે પ્રસન્ન થતાં નથી.તેથી પ્રેમ તો બીજા પદાર્થ સાથે ભળીને જ મારી સમીપ આવે છે. તેથી

અને તે સુદામાની સ્ત્રીનો દેહ તો બીજાના ઉપયોગમાં આવેલ હોવાથી લીંગ શરીર તેણે રોકી લીધેલું હોવાથી પૌંવાના આશ્રય કરીને જ ભક્તિ પ્રેમ અહીં આવેલ છે. તેથી પદાર્થોનો ભક્તિ સાથે સંયોગ કહેલો છે. ભક્ત ન હોય તેવાને એટલે લુખાને પણ ઘીમાં બોળેલો ખોરાક સ્નેહમાં પ્રસન્ન કરે છે. પરંતુ લુખો ખોરાક પ્રસન્ન કરતો નથી. શાસ્ત્રમાં અધિકાર જણાવવાનું ચિન્હ અને સાધન બે કાર્ય કરાવનારા છે. નિષેધમાં તો વિશેષ કહેલું છે. કારણ કે કાર્ય તો થયેલું જ છે. ભક્ત ન હોય તેની ભક્તિ પણ ભક્તિ નથી જ. (૩)

એવી રીતે પૌંવાની સ્થિતી કહીને નીચેના શ્લોકથી બલથી તે લઇ લેવાનું પોતાનું પ્રયોજન સંકલ્પ કહે છે.




**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्य: प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥४॥**

पत्रं तुलस्यादि, पुष्पं लवङ्गादि, फलमाम्रादि, तोयं गङ्गाजलादि, एतच्चतुष्टयमविकृतमनुपहतं च अन्यत्पाकादिना उपहतं भवेत् अग्नि-संस्काराद्यभावात्। वनस्थानां दरिद्राणां परमहंसानामुपलक्षणविद्यया तेषामर्थे चतुष्टयमुक्तमिति केचित्। ब्राह्मणद्वारा त्वन्यदपि भक्षयतीति 'नाहं तथाद्मि' इति वाक्यात्। अविकृतमुत्तमसंस्कारेण संस्कृतमिति विचारका:। एकेन त्वाहृतमेक एव भक्षयामि न हि कस्यचिदपि चतुष्टेये श्रद्धाधिक्यं भवति। अत उद्दिष्टानां विकल्प इति ख्यापयितुं तदित्याह तत्पत्रादीनामन्यतरत्। अहमिति पुरुषोत्तमः मदर्थं संपाद्य स्वाधिकारानुसारेण यत्र क्वचिन्निवेदयतु तत्रैवाहं भक्षयामीत्यर्थः । दानसमये भक्त्यैव दानं, यथेष्टं पुत्राय कश्चित्प्रयच्छति मम तु ततोऽपि विशेष इत्याह भक्त्युपहृतमिति। तत्स्थानादुद्धरण-प्रभृतिमत्समीपानयनपर्यन्तं स्नेहस्याविच्छेदोऽपेक्ष्यते ।

स्मरणसहितस्नेह इति केचित्। किंच। तच्चेद्रव्यं प्रयतात्मनो भवति प्रकर्षेण नियतान्तःकरणस्य कामादिसर्वदोषरहितस्य चेत्पत्रादिकं भवेत्तदा अवश्यमश्नामि। अशनं यथाक्रियोपलक्षकम्। वस्तुतस्तु सर्वमेतच्चतुष्टयमध्ये निविशति। अन्नवस्त्रादिकमपि फलमेव, दुग्धेक्षुरसादिकं तोयं, ताम्बूलादिकं पत्राणि। सुवर्णरत्नादिकं पुष्पाणीति।अन्तःप्रवेशनं च भोजनम्।यत्र क्वचित् स्थापितमात्मसात्करोतीत्यर्थः ॥४॥

શ્લોકાર્થ -૪ : જે મને ભક્તિથી પત્ર, પુષ્પ,ફુલ અથવા જલ આપે છે. તે વસ કરેલ અન્તઃકરણવાળાના ભક્તિથી આપેલા તે પદાર્થોનો હું ભોગ કરું છું. (૪)

ભાવાર્થ;સુબોધિનીજીઃ તુલસી વિગેરે પત્ર, લવીંગ વગેરે પુષ્પો, અન્નવસ્ત્રાદિ, કેરી વિગેરે ફલ. જલ એટલે ગંગાજલ, દૂધ શેરડીનો રસ વગેરે. આ ચાર વિકાર વિનાના અને દોષ રહિત છે. કારણ કે તેમને અગ્નિનો સંસ્કાર હોતો નથી. બાકીના પદાર્થો રંધાયા વિગેરેથી દોષવાળા થાય છે. કેટલાંક એમ કહે છે કે વનમાં રહેનારાઓ દરિદ્રો,સંન્યાસી તેઓને માટે ઉપલક્ષણ વિધિથી આ ચાર કહેલાં છે. કારણ કે હું જેમ બ્રાહ્મણના સર્મપેલાનો ભોગ કરું છું. તેઓ હવિનો ભોગ કરતો નથી. ૩-૧૬-૮ એ પ્રમાણે બ્રાહ્મણ દ્વારા તો ભગવાન બીજા પદાર્થોનો પણ ભોગ કરે છે.વિચાર કરનારાઓ એમ માને છે કે 'વિકારવિનાનું એટલે ઉત્તમ સંસ્કારથી સિદ્ધ કરેલું એકે આપેલા એકજ પદાર્થોનો ભોગ કરું છું.કારણ કે કોઈની પણ ચાર પદાર્થોમાં શ્રદ્ધા હોતી નથી. તેથી ચારમાંથી ઈચ્છા પ્રમાણે એક આપવાનું છે.એમ જણાવવા 'તે પદાર્થ' એમ કહેલું છે. 'તે' એટલે પત્ર વિગેરેમાંથી એક હું એટલે પુરૂષોત્તમ, મારા માટે પદાર્થ પ્રાપ્ત કરી પોતાના અવિકાર પ્રમાણે હરકોઈ સ્થળે મને નિવેદન કરે ત્યાંજ હું તેનું ભક્ષણ કરું છું. એવો અર્થ છે. જેમ હરકોઈ ઈચ્છેલું પુત્રને આપે છે તેમ આપતી વખતે ભક્તિથી જ આપવું જોઈએ. મારા સંબંધમાં તો તેનાથી પર ભેદ છે. એમ 'ભક્તિથી આપેલા' વિશેષણથી કહેલું છે.

તે પદાર્થના સ્થાનમાંથી ઉપાડેલ હોય ત્યારથી મારી પાસે લાવવામાં આવે ત્યાંસુધી સ્નેહ અખંડિત હોવાનું જરૂરી છે. કેટલાક એમ કહે છે કે સ્મરણ સાથે સ્નેહ હોવો જોઈએ. વળી તે પદાર્થ જો વશ કરેલ અન્તઃકરણવાળાનો હોય એટલે કામ વિગેરે સર્વદોષ વિનાનો હોય તો હું અવશ્ય તેનું ભક્ષણ કરું છું. ભક્ષણ એટલે યોગ્ય ક્રિયા જણાવનારૂં છે.

વાસ્તવિક રીતે તો સર્વ પદાર્થોનો આ ચારમાં જ સમાવેશ થાય છે. કારણ કે અન્ન, વસ્ત્ર વિગેરે પણ ફૂલ જ છે. દૂધ શેરડીનો રસ વિગેરે જલ છે. તાંબુલ વિગેરે પત્રો છે. સુવર્ણ રત્નો વિગેરે પુષ્પો છે. અને ભોજન એટલે દેહની અંદર પ્રવેશ કરાવવો તે. હરકોઈ સ્થળે ધરવામાં આવેલ હોય તે ભગવાન સ્વીકારી લે છે એવો અર્થ છે. (૪)

નીચેના શ્લોકમાં પોતાની ઓળખાણ આપી હવે તે ભગવાન સાથેનો સંબંધ જણાવે છે.

**इत्युक्तोऽपि द्विजस्तस्मै व्रीडितः पतये श्रियः ।**
**पृथुकप्रसृतिं राजन्न प्रायच्छदवाङ्मुखः॥५॥**

एवं भार्यया प्रहितं त्वया भक्तेन चाहृतं देयमित्युक्तोऽपि द्विजः सङ्कोचाविष्टोऽल्पबुद्धिः श्रियः पतये तस्मै पृथुकप्रसृतिं मुष्टिचतुष्टयात्मकं प्रसृतिः सेरमात्रं भवतीति न प्रायच्छत्। लज्जया चाधोमुखो जातः किं मया समाहृतमिति, अतिसाधारणानामेवैतद्भक्ष्यम्। ततो भगवान् विचारितवान्, अयं तु न प्रयच्छति तथापि ग्राह्यं न वेति। तदर्थं चैतद्विचारयति किमस्मै संपदो देया न वेति ॥५॥




कामितं दोषरहितं भगवांस्तु प्रयच्छति।
अलौकिकत्वात्संपत्तेर्दोषाभावः सुनिश्चितः ॥१॥
कामाभावस्त्वस्य सिद्धो न देयं तत्कथंचन ।

स्वत आगमनं तस्य न भवत्येव भार्यया ॥२॥
प्रेषितस्यागतिस्त्वस्य भार्यागतिरियं मता।
तस्मात्तस्या गृहीत्वैतत् तस्यै दास्यामि निश्चितम् ॥३॥ ॥५॥

एतद्वदन्नस्य दोषाभावामाह सर्वभूतात्मदृगिति।

શ્લોકાર્થ -૫: હે રાજન ! એમ કહેવાયેલ હોવા છતાં, શરમાયેલ નીચું જોયેલ તે દ્વિજે ભગવાનને ચાર મૂઠી પૌંવા આપ્યા નહિ. (૫)

ભાવાર્થ, સુબોધિનીજી : એવી રીતે પત્નીએ મોકલેલું અને તે ભક્તે આણેલું આપવું યોગ્ય છે છતાં પણ 'દ્વિજ' એટલે સંકોચ પામેલા અલ્પ બુદ્ધિવાળાએ લક્ષ્મીના પતિને ચાર મૂઠી જે માત્ર એક શેર થાય તે પૌંવા આપ્યા નહિ અને ઘણા સાધારણ પુરૂષે ભક્ષણ કરવા યોગ્ય આ હું શું લાવ્યો? એમ શરમને લીધે નીચું જોઈ ગયો. પછી ભગવાને વિચાર કર્યો કે આ તો આપતો નથી છતાં પણ પૌંવા લેવા કે નહિ? તે માટે વિચાર કરે છે કે આને સંપત્તિઓ આપવી કે ન આપવી?

કારિકા-૭: દોષ રહિત ઈચ્છેલો પદાર્થ તો ભગવાન આપે છે. સંપત્તિ અલૌકિક હોવાથી તેમાં દોષ હોતો નથી. પરંતુ આ સુદામાને કામના ન હોવાનું જણાવે છે તેથી તેને કોઈ પ્રકારે આપવું ન જોઈએ.

કારિકા-૮: તે પોતાની મેળે આપવાનું બને જ નહિ. પત્નીએ મોકલેલા આ આપવાનું બને જ નહિ. પત્નીએ મોકલેલા આ આપવું તો પત્નીનું આગમન ગણેલ છે.

કારિકા-૯: આપવામાં આને લજ્જા થાય છે. તેથી તે સ્રીની પાસે આ લઈ તે સ્રીને નક્કિ આપીશ. (૯)

सर्वभूतात्मदृक् साक्षात्तस्यागमनकारणम्।
विज्ञायाचिन्तयन्नायं श्रीकामो माभजत्पुरा॥६॥

सर्वभूतानामात्मानमन्तःकरणं पश्यतीति। एतस्य तस्या अपि हृदयं जानातीत्युक्तम्। साक्षात्तस्य आगमनकार्यं भार्यार्थमेव।

प्रासङ्गिकं तु स्वार्थं एतद्विज्ञायाचिन्तयत्। अत्रार्थः संदिग्ध इति संदेहमेवाह नायं श्रीकाम इति। मां च पुरा अभजत्। ततोऽयं भक्तो निष्कामः। अतोऽस्मै स्वरूपमेव देयम्॥६॥

श्लोकार्थ - ६ : सर्व प्राणीओना अन्तःकरणने जाणनाराए तेना आववानुं कारण जाणीने, विचार्युं के, आ लक्ष्मीनी कामनावाळो नथी आणे मने पहेलां भजेल छे.(६)

ભાવાર્થ, સુબોધિનીજી: સર્વ પ્રાણીઓના અન્તઃકરણને જાણે તે ભગવાન આ સુદામાને અને તેના અન્તઃકરણને જાણતા હતા. તેણે આવવાનું સાક્ષાત કારણ તેની પત્નીના કાર્ય માટે જ હતું. પોતાના કાર્ય માટે તો પ્રાસંગિક કારણ હતું. આ જાણીને ભગવાને વિચાર્યું. આ વિષયમાં અર્થ સંદેહવાળો હોવાથી આ લક્ષ્મીની કામનાવાળો નથી. આણે મને પહેલાં ભજેલ છે. તેથી સ્વરૂપનું દાન કરવું. (૬)



**पत्न्या मे प्रेषितायातः सखा प्रियचिकीर्षया।**
**प्राप्तो मामस्य दास्यामि संपदोऽमर्त्यदुर्लभाः॥७॥**

सांप्रतं च पत्नया स प्रेषितः आयातो मत्समीपम् । सन्धिरार्षः। तर्हि कः संदेहः इदानीं तस्या एवार्थे देयमिति चेत्तत्राह मे सखेति। तथापि मम मित्रम्। मम च प्रियकरणार्थमागतः। अतः किमेतद्धितं कर्तव्यम्, तस्या हितं वा। भोगः किमेतद्गामी तद्गामी वा। एतद्गामी चेन्न देयं तद्गामी चेद्देयमिति आद्ये अस्य भोगात्स्वरूपात्प्रच्युतिः। द्वितीये तु प्रासङ्गिको भोग इति स न नाशकः। तस्याश्च प्रासङ्गिको मोक्षोऽपि भविष्यति। अत एतदर्थं पृथुकभक्षणमावश्यकम्। अस्मै चेद्दानं स्यात् तदैवमेव दद्यात् न ह्यन्येभ्यो ब्राह्मणेभ्यः किंचिद्गृहीत्वा मां प्राप्तः। अस्येति संबन्धमात्रं न तु संप्रदानम्। एवं विचार्य

देयोत्कर्षमाह संपदोऽमर्त्यदुर्लभा इति। अमर्त्यानामपि दुर्लभाः। यदा भगवान् स्वयमिन्द्रोऽभूत् तदा या संपत् तां दत्तवानिति वाक्यान्तरादवगम्यते 'सुदामरङ्कभक्तार्थभूम्यानीतेन्द्रवैभवः' इति। अत्र चामर्त्यदुर्लभा इति। अतो देवव्यतिरिक्तन्द्रो भगवानेवेति ॥७॥

શ્લોકાર્થ -૭ : પત્નીએ મોકલેલ મારો મિત્ર મારું પ્રિય કરવાની ઈચ્છાથી મારી પાસે આવેલો છે. આના સંબંધને લીધે હું દેવોને દુર્લભ સંપત્તિઓ આપીશ.(૭)

ભાવાર્થ, સુબોધિનીજી : હમણાં હવે તે સ્ત્રીના માટે જ દાન કરવું જોઈએ. એમાં શું સંદેહ છે? એવી શંકા થાય તેથી 'મારો મિત્ર' શબ્દો યોજેલ છે. છતાં પણ તે મારો મિત્ર છે અને મારું પ્રિય કરવાની ઈચ્છાથી આવેલો છે. તેથી આનું હિત કરવું? કે તે સ્ત્રીનું હિત કરવું? ભોગ આને થવાનો કે તે સ્ત્રીને થવાનો ? જો આને થવાનો હોય તો સંપત્તિઓ આપવી ન જોઈએ. જો તે સ્ત્રીને થવાનો હોય તો આપવી જોઈએ એવો વિચાર કર્યો.

પહેલા પક્ષમાં સુદામાને ભોગ થવાનો હોય તો ભોગને લીધે આનું સ્વરૂપથી પતન થશે. બીજા પક્ષમાં સ્ત્રીને ભોગ થવનો હોય તો આને પ્રાસંગિક ભોગ થશે. તેથી તે નાશ કરનારો નહિ થાય અને પૌંવા આરોગ્વા જરૂરી છે.

જો આને દાન કરવાનું હોત તો એમને એમજ દાન કરત કારણ કે બીજા બ્રાહ્મણો પાસેથી કંઈક લઈને ભગવાન, દાન કરતા નથી. 'તેથી મારી પાસે આવેલો છે' એટલે સંબંધને લીધે હું દાન કરીશ. શબ્દોથી કહે છે. 'અસ્ય' આના શબ્દથી માત્ર સંબંધ જ જણાવેલ છે. પરંતુ સંપ્રદાન કહેલું નથી. એવો વિચાર કરીને 'દેવોને દુર્લભ સંપત્તિઓ' શબ્દોથી જે આપવાનું છે તેનું ઉત્તમપણું કહેલું છે. દેવોને પણ દુર્લભ સંપત્તિઓ આપીશ. જ્યારે ભગવાન પોતે ઈંદ્ર થયેલા ત્યારે તેમની જે સંપત્તિ હતી તે બધી તેમને આપી એમ સુદામા નામના રંક ભક્તને માટે ભૂમી ઉપર 'આણેલો છ ઈંદ્રનો વૈભવ જેમણે' એ વાકયથી જણાય છે. ભગવાને બધી જ પોતાની સંપત્તિ આપી.(૭)

**इत्थं विचिन्त्य वसनाच्चीरबद्धान् द्विजन्मनः ।**
**स्वयं जहार किमिदमिति पृथुकतण्डुलान् ॥८॥**

एवं निश्चित्य वसनाच्छादितात् तेन प्रावृतात्तत्प्रावरणं दूरीकृत्य चीरेण वस्त्रखण्डेन बद्धान्। द्विजन्मन इति। यदायमसावधानः कर्मकरणार्थं व्यग्रो वा तदा स्वयं जहार। हरणसमयवाक्यमाह किमिदमिति ॥८॥

पश्चान्मोचयित्वा पृथुकतण्डुलान् दृष्ट्वा भगवानाह नन्वेतदुपनीतमिति।

*શ્લોકાર્થ -૮ : આ પ્રમાણે વિચાર કરીને આ શું છે? એમ કહીને દ્વિજના વસ્ત્રના બાંધેલા પૌંઆ ભગવાને પોતે લઈ લીધા. (૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : તેને ઢાંકી દીધેલ વસ્ત્રમાંથી તે ઢાંકણ કાઢી નાખી વસ્ત્રના કટકામાં બાંધેલા પૌંઆ લઈ લીધા.

દ્વિજના શબ્દથી એમ કહેલું છે કે જ્યારે આ ગાફેલ હતો અથવા કર્મ કરવા વ્યાકુલ થયેલો ત્યારે તે વખતે ભગવાને લઈ લીધા. આ શું છે? શબ્દોથી ભગવાનનું વચન તે વખતે લેવા સંબંધી છે.(૮)

પછી ગાંઠ છુટી કરાવી પૌંઆ જોઈને હવે કહે છે.




**नन्वेतदुपनीतं मे परमप्रीणनं सखे ।**
**तर्पयन्त्यङ्ग मां विश्वमेते पृथुकतण्डुलाः ॥९॥**

एतदुपायनं परमप्रीतिजनकम्। सखित्वात्सङ्गो चाददीयमानमपि ग्राह्यम्। पृथुकतण्डुलानां माहात्म्यमाह तर्पयन्त्यङ्ग मां विश्वमिति। एते उपस्थिता भक्त्या संवलिताः ॥९॥

एवं विचार्य मुष्टिमात्रं गृहीत्वा भक्षितवानित्याह इति मुष्टिमिति।

શ્લોકાર્થ -૯ : હે સખે ! આ ખરેખર મને ઘણી પ્રસન્ન કરનારી ભેટ તું લાવ્યો છે. હે ભાઈ ! આ પૌંઆ વિશ્વરૂપ મને તૃપ્તિ કરે છે. (૯)

ભાવાર્થ, સુબોધિનીજી : આ ભેટ ઘણી પ્રસન્ન કરનારી છે. તું મીત્ર હોવાથી નથી આપતો તો પણ લેવા યોગ્ય છે. ઉત્તરાર્ધથી પૌંઆનું મહાત્મ્ય કહેલું છે. 'આ' મારી પાસે આવેલા ભક્તિ સાથે મિશ્ર થયેલા પૌંઆ મને તૃપ્તિ કરે છે. (૯)

એવી રીતે વિચાર કરી મૂઠી જેટલા લઈ તે ભગવાને ખાધા એમ નીચેના શ્લોકથી કહે છે.

**इति मुष्टिं सकृज्जग्ध्वा द्वितीयं जग्धमाददे ।**
**तावच्छ्रीर्जगृहे हस्तं तत्परा परमेष्ठिनः ॥१०॥**

सर्वमेव जग्धुं द्वितीयं मुष्टिमाददे। तदा लक्ष्म्या प्रतिबन्धः कृत इत्याह तावच्छ्रीर्जगृहे हस्तमिति। लक्ष्मणाभिनिविष्टा। प्रतिबन्धे तस्या अभिप्रायमाह तत्परेति। सा हि भगवत्परा सर्वं चेद्भक्षयिष्यति तस्मै सर्वं दास्यति। ततो मां दास्यति। अहमेव सर्वमिति। अहं तु भगवत्परेति न तत्र गमिष्यामीति तात्पर्यम्। किञ्च्। अर्धेऽपि दत्ते आमुष्मिकमपि फलं सेत्स्यतीति तस्य मर्यादा ब्रह्माण्डमेव सर्वमिति सांप्रतं ब्रह्माण्डविग्रहो भगवानेवेति द्वितीयमुष्टावेव विघ्नं कृतवती तदाह परमेष्ठिन इति । भगवतः पुरुषरूपत्वे लक्ष्मीरपि तथा जाता ॥१०॥

तत्र ब्रह्माण्डविग्रहस्यैव संबन्धिनीति सुदाम्न एव तथात्वे पुनरनिष्टं स्यात्। तस्याः फलमात्रप्रतिबन्धकत्वशङ्कायां सा स्वाभिप्रायं निरूपयति एतावतालमिति।

શ્લોકાર્થ -૧૦ : એમ વિચારી એકવાર મુઠી ખાઈ, ખાવા માટે બીજી મૂઠી

*લીધી તેટલામાં તેમનામાં આસકિતવાળી લક્ષ્મીએ પરમેશ્વરનો હાથ પકડી લીધો.(૧૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : બધાએ પૌંઆ ખાવા માટે, 'બીજી મૂઠી લીધી હાથ પકડી લીધો' શબ્દોથી કહેલ છે. લક્ષ્મણામાં પ્રવેશ કરેલી લક્ષ્મીએ અંતરાય કર્યો. અન્તરાય કરવામાં તેનો અભિપ્રાય 'તેમનામાં આસક્તિવાળી' વિશેષણથી કહેલો છે કારણ કે તે ભગવાનમાં આસકિતવાળી હતી જો ભગવાન બધા પૌંઆ આરોગશે તો તેને બધું આપી દેશે તેથી મને પણ આપી દેશે. કારણ કે હું સર્વ છું. પરંતુ હું ભગવાનમાં આસકિતવાળી હોવાથી સુદામા પાસે જઈશ નહિ એવું તાત્પર્ય છે. વળી અર્ધ પણ આપવામાં આવે ત્યારે તેને પરલોકનું પણ ફલ પ્રાપ્ત થશે નહિ તેથી તેની મર્યાદા આખુંએ બ્રહ્માંડ છે અને હમણાં બ્રહ્માંડરૂપ દેહવાળા ભગવાન જ છે. તેથી મને આપી દેશે. તેથી તેણે અંતરાય કર્યો તે 'પરમેશ્વરનો' શબ્દથી કહેલો છે ભગવાન પુરૂષરૂપ થતાં લક્ષ્મી પણ તેવી થઈ. (૧૦)

તે સંજોગોમાં લક્ષ્મી બ્રહ્માંડ જેમનો દેહ છે તેવા પુરૂષના સંબંધવાળી થવાથી સુદામાનું જ અનિષ્ટ થાય. તે ફલમાત્રમાં વિઘ્ન કરતી હોવાની શંકા થાય તેથી નીચેના શ્લોકથી અભિપ્રાય કહે છે.

**एतावतालं विश्वात्मन् सर्वसंपत्समृद्धये ।**
**अस्मिँल्लोकेऽथवामुष्मिन् पुंसस्त्वत्तोषकारणम् ॥११॥**

एतस्यै दित्सितमल्पं मुष्टिमात्रस्यापि बहुदानसंभावाद्, अत उक्तमेतावतेति। अन्यथा एतावदलमिति वदेत्। न च वक्तव्यं सर्वमेव दास्यामीति यतस्त्वं विश्वात्मा। अन्येभ्यः किं दास्यसि। अन्ये च तवावश्यका इत्यर्थः। सर्वा या धनादिसंपदः तासां समृद्धये। ननु मुष्टिमात्रेण ऐहिकी सर्वा संपत् सिद्ध्येत् न त्वामुष्मिकी तत्राह अस्मिन् लोकेऽथवामुष्मिन्निति। लोकद्वये न तस्य भोगापेक्षा उत्तमाधिकारात् । किंचत् कश्चिद्भोगापेक्षा तदिहलोके परलोके वा भवतु। तत्र एक

एव मुष्टिः प्रयोजकः समुच्चयस्तु न तस्यापि संमत इति। ननु मुष्टिमात्रेण कथं सर्वा संपत्तिस्तत्राह त्वत्तोषकारणमिति। एकमुष्टिभक्षणे प्रयत्न आरम्भणीयस्तेन च प्रीतिरन्या पुनर्भविष्यति । फलं च देयमेकं अतस्तव संतोषो द्वितीय एवमेव तिष्ठेदिति द्वितीयो नोत्पादनीय एवेत्यर्थः ॥११॥

एवं भगवल्लक्ष्मयोः संवादमुक्त्वा एकं फलं भविष्यतीति विनिर्धार्य ब्राह्मणस्य तत्फलप्राप्त्यर्थं स्वगृहगमनं वदन् भगवत्संनिधौ तस्य स्वाभिलषितमानन्दमाह ब्राह्मणस्तां तु रजनीमिति।

<u>શ્લોકાર્થ -૧૧ :</u> હે વિશ્વના આત્મા! પુરૂષને આ લોકમાં અથવા આટલાથી બસ છે. આપનો સંતોષ સંપત્તિઓની વૃદ્ધિનું કારણ છે.(૧૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ સ્ત્રીને આપવા ઈચ્છેલું, માત્ર એક મૂઠી પણ ઘણા દાનની ઉત્પત્તિ કરનારી છે. તેથી આટલાથી બસ છે.' એમ કહેલું છે. તેમ ન હોત તો આટલું બસ છે વધારે આરોગ્વું જરૂરી નથી. માત્ર એક મૂઠીથી આ લોકની સર્વ સંપત્તિ પ્રાપ્ત થાય પણ પરલોકની પ્રાપ્ત ન થાય એવી શંકા થાય તેથી 'આ લોકમાં તથા પરલોકમાં' શબ્દો યોજેલ છે. બંને લોકમાં તેને ભોગની જરૂર નથી. કારણ કે તેનો અધિકાર ઉત્તમ છે. કોઈ સમયે ભોગની ઈચ્છા થાય તે આ લોક અથવા પરલોકમાં ભલે થાય. તે વિષયમાં એક જ મૂઠી કાર્ય સાધનારી છે. વધારે તેને દષ્ટિ નથી. માત્ર એક જ મૂઠીથી બધી સંપત્તિ કેમ પ્રાપ્ત થશે? એવી શંકા થાય. તેથી આપનો સંતોષ સંપત્તિઓનું વૃદ્ધિનું કારણ છે. એમ કહેલું છે. એક મૂઠી આરોગવા તે મૂઠી ઉદરમાં જાય ત્યાંસુધી ચાલુ રહે છે. તેટલા સમયમાં તેના રસની તૃપ્તિ થાય છે. બીજી મૂઠી આરોગવામાં ફરી થવાની. વળી આપવાનું ફલ એક જ છે. તેથી આપને બીજી મૂઠી આરોગવાથી સંતોષ થશે અને તે ફલ આવ્યા વિનાનો રહેશે તેથી બીજો ઉદ્યમ થવા દેવો નહિ એવો અર્થ છે. (૧૧)

એવી રીતે ભગવાન અને લક્ષ્મીનો સંવાદ કરીને એક ફલ પ્રાપ્ત થશે એમ જાણીને બ્રાહ્મણને તે ફલ પ્રાપ્ત થાય તે માટે તે તેના ઘેર ગયો એમ કહેતાં ભગવાનની

સાન્નિધિમાં પોતાને ઇચ્છેલો આનંદ થયો એમ નીચેના શ્લોકથી કહે છે.

**ब्राह्मणास्तां तु रजनीमुषित्वाच्युतमन्दिरे ।**
**भुक्त्वा पीत्वा सुखं मेने आत्मानं स्वर्गतं यथा ॥१२॥**

अच्युतमन्दिरे उषित्वा तत्रैव वासं कृत्वा । भुक्त्वा पीत्वा नानाविधरस्यानि अमृतादीन्यपि । अलौकिकभोगसमर्थो भूत्वा। मेने आत्मानं स्वर्गतं स्वर्गत एव अमृतपानादिकं प्राप्नोति। भगवान् किंचिदाभरणं वस्त्रादिकं गां च दत्तवानिति लक्ष्यते। यावता सुवेषेण गृहं गच्छति ॥१२॥

ततः प्रातःकाले ततो निर्गत इत्याह श्वोभूत इति।

*શ્લોકાર્થ -૧૨ : બ્રાહ્મણે તો તે રાત્રી અચ્યુતના મંદિરમાં રહીને આનંદપૂર્વક ખાઈપીને પોતાને સ્વર્ગમાં થયેલ હોય તેવો આનંદ માન્યો.(૧૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : ત્યાં અચ્યુતના જ મંદિરમાં રહીને, જાત જાતના રસવાળા પદાર્થો ખાઈપીને, અલૌકિક ભોગવાળો થઈ શક્તિવાળા થઈને પોતાને સ્વર્ગમાં ગયેલો માન્યો કારણ કે સ્વર્ગમાં ગયેલાને જ અમૃતનું પાન થાય છે. પૂજાના કાર્ય માટે ભગવાને આભૂષણ કે વસ્ત્રો અને ગાય જેટલાથી તે સારા વેષે ઘેર જાય તેવા આપેલ એમ જણાય છે.(૧૨)




પછી સવારે તે ત્યાંથી નીકળી ગયો તે કહે છે.

**श्वोभूते विश्वभावेन स्वसुखेनाभिनन्दितः ।**
**जगाम स्वालयं तात पथ्यनुव्रज्य नन्दितः ॥१३॥**

समक्षादाने हेतुः विश्वभावेनेति। विश्वस्मिन्नेवानुभावो यस्य यत्रैव गमिष्यति तत्रैव सर्वाविर्भाव संभवति अभिनन्दितः गन्तव्यमिति।

ततः स्वालयं गतः। भगवान् पुनः पथि उदकान्तमागत्य नन्दितः संतोषं प्रापितः ॥१३॥

मध्ये तस्य भार्याभयाच्चिन्ता जाता तामाह स चालब्ध्वेति।

શ્લોકાર્થ -૧૩ : હે તાત ! સવાર થતાં વિશ્વમાં જેમનો પ્રભાવ છે અને સેવકોને જેમનાથી સુખ થાય છે તેવા ભગવાને જવાને અનુમોદન કરેલો અને માર્ગે જઈ સંતોષ પમાડેલો પોતાને ઘેર ગયો.(૧૩)

ભાવાર્થ, સુબોધિનીજી : 'વિશ્વમાં જેમનો પ્રભાવ છે' વિશેષણથી પોતાની સમક્ષ ન આપવાનું કારણ કહેલ છે. બધાએ વિશ્વમાં છે પ્રભાવ જેમનો એવા ભગવાન હોવાથી જ્યાં સુદામા જશે ત્યાં જ બધી સંપત્તિઓ પ્રગટ કરવાનો સંભવ હોવાથી અહીંથી શા માટે લઈ જવી? મિત્રપણું પ્રગટ કર્યુ તેથી મિત્ર બહુ આપતા નથી. 'હુ' જાઉં છું એમ સુદામાએ કહ્યું. ત્યારે ભલે જાવ એમ ભગવાને તેને અનુમોદન આપ્યું. પછી તે પોતાને ઘેર ગયો. વધારામાં ભગવાને જલના અંતસુધી માર્ગે આવી સંતોષ પમાડ્યો. માર્ગમાં પત્નીને ભયને લીધે ચિંતા થઈ. (૧૩)

તે નીચેના શ્લોકથી કહે છે.

स चालब्ध्वा धनं कृष्णान्न तु याचितवान्स्वयम्।
स्वगृहान् व्रीडितोऽगच्छन्महद्दर्शननिर्वृतः॥१४॥

स्वतो भगवता न दत्तमिति धनमलब्ध्वा स्वयं च न याचितवान् सख्युः सकाशात्। तत उभयथापि लज्जितः स्वगृहानगच्छत्। महद्दर्शनेन निर्वृतः सुखित एव जातो न तु धनाभावेन दुःखितो जात इत्यर्थः॥१४॥

ततस्तस्य मनोरथो यथा जातस्तमाह अहो ब्रह्मण्यदेवस्येति पङ्क्तिः।

શ્લોકાર્થ -૧૪ : શ્રીકૃષ્ણ પાસેથી તેને ધન ન મળતાં, તેને પોતે તો માગ્યું નહિ. શરમાયેલો ઉત્તમ પુરૂષનાં દર્શનથી સુખ પામેલો તે પોતાને ઘેર ગયો.(૧૪)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાને પોતાની મેળે ધન ન આપ્યું તેથી ધન મળ્યું નહિ અને પોતે મિત્ર પાસે માગ્યું નહિ તેથી ઉભય પ્રકારે શરમાયેલો પોતાને ઘેર ગયો. ઉત્તમ પુરૂષનાં દર્શનથી તે સુખી થયો પરંતુ ધન ન મળવાથી દુ:ખી ન થયો એવો અર્થ છે. (૧૪)

**अहो ब्रह्मण्यदेवस्य दृष्टा ब्रह्मण्यता मया ।**
**यद्दरिद्रतमो लक्ष्मीमाश्लिष्टो बिभ्रतोरसि ॥१५॥**

धर्मिणा तु सिद्ध एवार्थः । धर्मैः कृत्वा सन्देह इति ब्रह्मण्यदेवोपि अवसरविशेष ब्राह्मणस्य हितं करोति। अस्य तु अनवसरेपि तथाकरणशदाश्चर्यम् । मयैव ब्रह्मण्यता दृष्टा तदाह यद्दरिद्रतम इति । लक्ष्मीमुरसि बिभ्रता भगवता दरिद्रतमः द्रष्टुमप्ययोग्योहं आश्लिष्टः ॥१५॥



एतदेव विशदयति काहं दरिद्र इति।

શ્લોકાર્થ -૧૫ : અહો ! બ્રાહ્મણોનું હિત કરનાર દેવનું, બ્રાહ્મણોનું હિતકારીપણું મેં જોયું કે લક્ષ્મીને વક્ષઃસ્થળમાં ધારણ કરનાર, મને દ્રરિદ્રને ભેટયા.(૧૫)

ભાવાર્થ, સુબોધિનીજી : ધર્મીથી તો મારૂં કાર્ય સિધ્ધ થયું જ. તે સિદ્ધ થશે કે નહિ એવી શંકા હતી. તેથી બ્રાહ્મણોનું હિત કરનારા દેવ પણ યોગ્ય સમયે બ્રાહ્મણોનું હિત કરે છે.

આ શ્રીકૃષ્ણે તો કસમયે પણ તેમ કર્યુ તેથી આશ્ચર્ય થાય છે. મેં તેમનું બ્રાહ્મણોનું હિતકારીપણું જોયું. લક્ષ્મીને વક્ષઃસ્થળમાં ધારણ કરનાર ભગવાન

સર્વથી દરિદ્ર એવા મને ભેટ્યા. (૧૫)

**काहं दरिद्रः पापीयान् क्व कृष्णः श्रीनिकेतनः ।**
**ब्रह्मबन्धुरिति स्माहं बाहुभ्यां परिरम्भितः ॥१६॥**

अत एव पापीयान् दारिद्र्यव्याप्तदेहः दारिद्र्येण वा अनुमितपापवान् । कुत्र वा भगवान् श्रीनिकेतनः । अतः सखित्वसंभावनापि नास्ति अतुल्यत्वात् । तर्हि कथमालिङ्गनं कृतवानित्यत आह ब्रह्मबन्धुरिति । स्मेति प्रसिद्धे । ब्राह्मणो माननीय इति ॥१६॥

स हि ब्रह्मणो भावः स्वयं विष्णुरिति तुल्यतया आलिङ्गनं सर्वभोगदानं च कृतवानित्याह निवासितः प्रियाजुष्टे पर्यङ्क इति ॥१६॥

एवं भगवतः क्रियाशक्तिमुपसंहृत्य बलभद्रस्यापि कीर्तिसिद्ध्यर्थं धर्मक्रियामाह श्रुत्वा युद्धोद्यमसमिति ।

*શ્લોકાર્થ -૧૬ : દરિદ્ર ઘણો પાપી હું ક્યાં? લક્ષ્મીના ધામરૂપ શ્રીકૃષ્ણ ક્યાં? હું બ્રાહ્મણ કુલમાં જન્મેલો હોવાથી મને શ્રીકૃષ્ણ બે હાથથી ભેટ્યા.(૧૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : દરિદ્ર, ઘણો પાપી, જેના દેહમાં આળસ વ્યાપિ રહેલું છે તેવો અથવા દરિદ્રતાને લીધે જેના પાપનું અનુમાન થાય છે તેવો હું ક્યાં? અને લક્ષ્મીના ધામરૂપ ભગવાન ક્યાં? તેથી અમે બે સમાન નહિ હોવાથી મૈત્રીનો સંભવ પણ નથી.

ત્યારે ભગવાને આલિંગન કેમ કર્યું? એવી શંકા થાય તેથી 'બ્રાહ્મણ કુલમાં જન્મેલો' શબ્દો યોજેલ છે. બ્રાહ્મણ માન આપવા યોગ્ય છે એવી પ્રસિદ્ધિ કરાવવા 'સ્મ' શબ્દ યોજેલ છે.

કારણ કે સુદામા બ્રહ્મનું સ્થાન હતો અને શ્રીકૃષ્ણ પોતે વિષ્ણુ છે. તેથી

તેમને સમાનતાથી આલિંગન અને સર્વ ભોગનું દાન કર્યું એમ હવે નીચેના શ્લોકથી કહે છે.(૧૬)

**निवासितः प्रियाजुष्टे पर्यङ्के भ्रातरो यथा।**
**महिष्या वीजितः श्रान्तो बालव्यजनहस्तया ॥१७॥**

स्वस्थाने स्वयमेव योग्यो भवति न त्वन्यस्तत्रोपवेशनीयस्तत्राह भ्रातरो यथेति। अनेनानौचित्यमेव परिहृतम् । उपचारास्तु कृता एवेत्याह महिष्या वीजित इति। अदृष्टार्थतां निवारयति श्रान्त इति। बालव्यजनहस्तयेति राजोपचारः ॥१७॥

ततो भगवतापि ब्राह्मण इति पूजित इत्याह शुश्रूषया परमयेति।

<u>શ્લોકાર્થ -૧૭ :</u> *પ્રિયાએ ઉપયોગમાં લેવાના પલંગ પર ભાઈઓપેઠે મને બેસાડયો, ચમરીનો પંખો હાથમાં ધારણ કરેલાં મહારાણીએ મને પંખો કર્યો.(૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પોતાના સ્થાનમાં પોતે રહેવું યોગ્ય છે. તે વિષયમાં ભાઈઓની પેઠે શબ્દો યોજેલ છે. આ શબ્દોથી અયોગ્યતા દૂર કરી. ઉપચારો તો કર્યા જ એમ 'મહારાણીએ પંખો કર્યો' શબ્દથી કહેલ છે.

'થાકેલાને' વિશેષણથી તેનું પ્રયોજન અને 'ચમરીનો પંખો હાથમાં ધારણ કરેલાં' શબ્દોથી રાજાની થતી સેવા જણાવેલી છે.(૧૭)

પછી તે બ્રાહ્મણ હોવાથી ભગવાને પણ તેની પૂજા કરી એમ નીચેના શ્લોકથી કહે છે.




**शुश्रूषया परमया पादसंवाहनादिभिः।**
**पूजितो देवदेवेन विप्रदेवेन देववत् ॥१८॥**

पादसंवाहनसेवादिर्येषामिति ते उपचाराश्चतुः षष्टिः नृत्यगीताद्याः। ननु किमाधिक्यमेतावता तत्राह देवदेवेनेति। देवाः पूज्या तेषामपि देवो भगवान् तेनापि पूजितश्चेत् किमवशिष्यते। ननु

भगवान् हीनभावं किमित्यबलम्बते तत्राह विप्रदेवेनेति। विप्रा एव देवा यस्येति । देववदित्यणुमात्रमपि स्वव्यापारस्तत्र निवारितः, स्नानादिकमपि भगवतैव कारितमिति ज्ञापितम् ॥१८॥

एवं भगवन्तं स्तुत्वा धनादानात् अन्यथावचनं प्राप्नोति तन्निराकरणार्थं हेत्वन्तरमेवात्र स्थापयति **स्वर्गापवर्गयोरिति** ।

શ્લોકાર્થ -૧૮ : વિપ્રો જેમના દેવ છે તેવા દેવોના દેવે ચરણ ચાંપવા વિગેરેથી દેવની પેઠે મારી ઘણી પૂજા કરી. (૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : ચરણ ચાંપવા એજ મૂળ છે. તેવી નૃત્ય, ગીત વિગેરે ચોસઠ સેવાઓ છે. આટલાથી તારૂં શું ઉત્તમપણું થયું? એવી શંકા થાય તેથી 'દેવોના દેવોએ' શબ્દ યોજેલ છે. દેવો પૂજા કરવા યોગ્ય છે. તેઓના પણ આ દેવ છે. તેમને પણ મારી પૂજા કરી તો પછી મારૂં ઉત્તમપણુંમાં શું બાકી રહ્યું? ભગવાન એવી રીતે હલકી સ્થિતિ કેમ ધારણ કરે છે? એવી શંકા થાય તેથી 'વિપ્રો જેમના દેવ છે' એ વિશેષણ યોજેલું છે. વિપ્રો જ દેવ છે. દેવો જેમના તેવા ભગવાન છે. એ દેવની પેઠે શબ્દો યોજેલ છે. તે વિષયમાં સુદામાની કંઇ જ ક્રિયા ન હતી. સ્નાન વિગેરે પણ ભગવાને જ તેને કરાવેલ હતું.(૧૮)

એ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરીને ધન ન આપ્યું તેથી ઉલટું વચન પ્રાપ્ત વચન પ્રાપ્ત થાય તે દૂર કરવા નીચેના શ્લોકથી બીજું પ્રયોજન સિદ્ધ કરે છે.

**स्वर्गापवर्गयोः पुंसां रसायां भुवि संपदाम्।**
**सर्वासामपि सिद्धीनां मूलं तच्चरणार्चनम् ॥१९॥**

पञ्चधा हि फलं जगति प्रसिद्धं लोकत्रयसुखं, मोक्षः अणि-मादिसिद्धयश्चेति। तेषां एकमेव हरेः पादसेवनं कारणम्। पुंसां सर्वेषामेव न तु कस्यचिदपि देवान्तरोपासकस्य हेत्वन्तरमस्तीति। मूलं मुख्यकारणम् ॥१९॥

नन्विदानीं चरणसेवार्थं कथं न दत्तवान् पूर्वं चरणसेवा न कृतेति चेदिदानी चरणसेवा कृतेति तस्याः कारणतैव न स्यात् । तत्राह अधनोऽयं धनं प्राप्येति ।

अधनोऽयं धनं प्राप्य माद्यन्नुच्चैर्न मां स्मरेत् ।
इति कारूणिको नूनं धनं मे भूरि नाददत् ॥२०॥

धनेनावश्यं मदो भवेत् मदेन च विस्मृतात्मा मां सुतरामेव न स्मरेत् । ततः स्मरणाभावे सर्वनाशः । इति कारुणिको भगवान् मे भूरि धनं नाददत् अल्पं तु दत्तवानिति सूचितम् ॥२०॥

उपसंहरन्नग्रिममाह इति तच्चिन्तयन्निति ।

*श्लोकार्थ -१९-२० : પુરૂષોને સ્વર્ગ અને મોક્ષનું રસાતલની અને ભુતલ પરની સંપત્તિઓનું અને બધીએ સિધ્ધિઓનું મૂલ તેમના ચરણનું પૂજન છે. આ નિર્ધન ધન પ્રાપ્ત કરીને ઘણો મદવાળો થઈ મારું સ્મરણ નહિ કરે એવા વિચારથી ખરેખર ! દયાળુ ભગવાને મને ઘણું ધન આપ્યું નહિ.(૧૯-૨૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : ત્રણ લોકનું સુખ, મોક્ષ અને અણિમા સિદ્ધિઓ એમ પાંચ પ્રકારનાં ફલ લોકમાં પ્રસિદ્ધ છે. હરિની ચરણ સેવા એ એકજ તેઓનું કારણ છે. કારણ કે બધાએ પુરૂષોને ફલનું તે જ કારણ છે. પરંતુ બીજા દેવની ઉપાસના કરનારા કોઈને પણ આ ફલ પ્રાપ્ત થવાનું કારણ નથી.

હમણાં તું ચરણની સેવા કરવા ગયો ત્યારે ભગવાને ધન કેમ ન આપ્યું? પહેલાં ચરણની સેવા કરી ન હતી એમ કહેતો હોય તો હવે ચરણની સેવા કરેલી છે. તેથી તે ચરણની સેવા ધન પ્રાપ્તિનું કારણ નથી. એવી શંકા થાય તેથી વીસમો શ્લોક કહેલો છે.

ધનથી અવશ્ય મદ થાય અને મદથી આત્માનું પણ વિસ્મરણ થયેલ છે.અને તેથી મારું તો જરાકે સ્મરણ ન કરે તેથી મારું સ્મરણ ન થતાં સર્વ નો નાશ થાય એવા વિચારથી દયાળું ભગવાને મને ધન આપ્યું નહિ. થોડું તો આપેલ છે એમ

સૂચવેલ છે.

ઉપસંહાર કરતાં નીચેના શ્લોકથી પછીની કથા કહે છે.(૧૯-૨૦)

**इति तच्चिन्तयन्नन्तः प्राप्तो निजगृहान्तिकम् ।**
**सूर्यानलेन्दुसंकाशैर्विमानैः सर्वतो वृतम् ॥२१॥**

तत्प्रमेयं चिन्तयन् निजगृहस्यान्तिकं प्राप्तः । अपूर्वं दृष्टवानित्याह **सूर्यानलेन्दुसंकाशैरिति** द्वाभ्याम् । उपरि परितो मध्ये च वर्णयति । सूर्यस्य दिवसे प्रकाशः, अग्नेः सन्ध्यायां, चन्द्रस्य च रात्रौ, विमानानि तु कालत्रयेऽपि शोभायुक्तानि । एतादृशैर्मनोभिलषितसुखावहैः सर्वतो व्याप्तम् ॥२१॥

ततः परितः शोभामाह **विचित्रोपवनोद्यानैरिति** ।

<u>શ્લોકાર્થ - ૨૧</u> : એવી રીતે તેમના મનમાં વિચાર કરતાં, સૂર્ય, ચંદ્ર અને અગ્નિ જેવા વિમાનોથી બધી બાજુએ ઘેરાયેલાં પોતાના ઘરની સમીપ પહોંચ્યો. (૨૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : તે સિદ્ધાંતનો વિચાર કરતાં પોતાના ઘરની સમીપ પહોંચ્યો. બે શ્લોકથી નવું ઘર જોયું એમ કહેયું છે. ઉપરના આસપાસના અને મધ્યભાગનું વર્ણન કરેલું છે. દિવસે સૂર્યનાં, સંધ્યા સમયે અગ્નિનો અને રાત્રે ચંદ્રનો પ્રકાશ હોય છે. વિમાનો તો તે ત્રણે સમયોએ શોભાવાળાં હોય છે. આવું મનથી ઇચ્છેલું સુખ આપનારાં વિમાનોથી તેનું ઘર સર્વ બાજુએથી ઘેરાયેલું હતું. (૨૧)

**विचित्रोपवनोद्यानैः कूजद्द्विजकुलाकुलैः ।**
**प्रफुल्लकुमुदाम्भोजकल्हारोत्पलवारिभिः ॥२२॥**

उपवनं फलप्रधानं, उद्यानं पुष्पप्रधानम् । अवान्तरभेदं परिग्रहार्थं बहुवचनम् । कूजद्द्विजानां कूजद्विहङ्गानां कुलानि जातिविशेषाः तैराकुलानि । फलपुष्पसमृद्धि निरूपिता ।

तामसराजसभावान्निरूप्य सात्त्विकान् भावानाह प्रफुल्लानि कुमुदानि येषु वारिषु तैः पुष्करिणीरस्थैः सर्वतो वृतम्। कुमुदं रात्रिविकासि अव्यवस्थितं, अम्भोजकल्हारोत्पलानि दिनसन्ध्यारात्रिविकासयुक्तानि नियतानि॥२२॥

एवमपि स्मृतिविरुद्धं करोतीति तस्मिन् क्रोधं कृतवानित्याह अप्रत्युत्थायिनमिति।

શ્લોકાર્થ -૨૨ : ટૌકા કરતા પક્ષીઓના સમુહોથી ભરપુર જાતજાતના ઉપવનો અને વાડીઓથી અને ખીલેલાં કુમુદો, કમળો, કલ્હારો અને ઉત્પલવાળાં સરોવરોથી સર્વ બાજુએ ઘેરાયેલું હતું.(૨૨)

ભાવાર્થ, સુબોધિનીજી : ફલો જેમાં મુખ્ય હોય તે ઉપવન પુષ્પો જેમાં મુખ્ય તે વાડી, '**कुजद्धिविजानां**' ટૌકા કરતા પક્ષીઓ '**कुकानि**' અમુક જાતીઓ તેમનાથી ભરપુર. આ વિશેષણથી ફલો અને પુષ્પો ઘણાં હોવાનું કહેલું છે.તામસ અને રાજસ પદાર્થો કહીને ઉત્તરાર્ધથી સાત્વિક પદાર્થો કહે છે.ખીલેલાં કુમુદો હતાં જે જલોમાં તે સરાવરનાં જલોથી સર્વ બાજુએ ઘેરાયેલું હતું. કુમુદ રીતે ખીલનારૂં,કમળ, કલ્હાર અને ઉત્પલ દિવસે સંધ્યા સમયે અને રાત્રે ખીલનારાં ચોક્કસ છે.(૨૨)

એ પ્રમાણે પણ સ્મૃતિની વિરૂધ્ધ તે કર્મ કરતો હતો. તેથી બલભદ્રે તેના પર ક્રોધ કર્યો.




**जुष्टं स्वलंकृतैः पुम्भिः स्त्रीभिश्च हरिणाक्षीभिः।**
**किभिश्च कस्य वा स्थानं कथं तदिदमित्यभूत्॥२३॥**

स्त्रीभिश्च हरिणाक्षीभिः परमसौन्दर्ययुक्ताभिः। एवंविधं गृहान्तिकस्थानं दृष्ट्वा गन्धर्वनगरादिशङ्कया अलौकिकं किंचित्संभावयति किमिदमिति। इदं परिदृश्यमानं

गन्धर्वनगरमायावैभवादीनामन्यतरत् आहोस्विद् सत्यमेवेति। ततः स्थिरतां पदार्थानां दृष्ट्वा स्वस्यैव भ्रमात् स्थानान्तरगमनं संभावयति कस्य वा स्थानान्तरमिदमिति। ततोऽपि परितो भागान् दृष्ट्वा मदीयमेवैतत् स्थानमिति निश्चित्य तदतिहीनमस्मद्गृहं इदमेतादृशं कथमभूदिति चिन्तितवान् ॥२३॥

एवमाश्चर्याविष्ट एव तस्मिन् तन्निर्णयार्थं कौतुकान्तरमाह एवं मीमांसमानमिति।

श्लोकार्थ -२३: સારા અલંકાર ધારણ કરેલા પુરૂષો ને હરણના નયનો જેવાં નયનોવાળી સ્ત્રીઓ તેમાં રહેલી હતી. આ શું? કોનું ધામ છે ? આ કેવી રીતે થયું? એમ સુદામાના મનમાં થયું. (૨૩)

ભાવાર્થ, સુબોધિનીજી : હરણના નયનો જેવાં નયનોવાળી ઘણી સૌંદર્યવાળી સ્ત્રીઓ તેમાં રહેતી હતી. આ ગંધર્વનગર જેવું હશે એવી શંકાને લીધે સુદામા કાંઈક અલૌકિક હોવાનું વિચારે છે. આસપાસ દેખાય છે તે ગંધર્વનગર અથવા માયાવાળું હશે અથવા સત્ય જ હશે? પછી પદાર્થોનું સ્થિરપણું જોઈને. આ બીજું કોનું ધામ છે? એમ પોતાની ભૂલથી પોતે બીજાના ધામમાં ગયેલ હોવાનો વિચાર કરે છે. પછી આસપાસના ભાગોને જોઈને આ મારું જ ધામ છે એમ નક્કિ કરી વિચાર કર્યો કે તે ઘણું હલકું મારું ધામ આવું કેવી રીતે થયું? (૨૩)

તેને બીજુ પણ આશ્ચર્ય જોયું તે હવે કહે છે.

एवं मीमांसमानं तं नरा नार्योऽमरप्रभाः।
प्रत्यगृह्णन् महाभागं गीत वाद्येन भूयसा ॥२४॥

पूजितविचारवचनो मीमांसाशब्दः एवमुत्कृष्टार्थविचारकं पुरुषा नार्यश्च गीत वाद्येन भूयसा प्रत्यगृह्णन्। नन्वयं पिशाचसदृशः,

गीतवाद्यादिकं कथं भजते योग्यत्वाभावादित्याशङ्कयाह महाभागमिति परमभाग्युक्तम्। तस्मिन् भगवत्स्वरूपदेवेन्द्रावेशो जातः । अतो योग्यरूप एव सन् नृत्यादिभिः पुरस्कृतो जात इत्यर्थः॥२४॥

શ્લોકાર્થ-૨૪ : એવી રીતે વિચાર કરતાં તે મોટા ભાગ્યવાળાને દેવના જેવી કાન્તિવાળા પુરૂષો અને સ્ત્રીઓએ ઘણાં ગીત અને વાંજીતોથી આવકાર આપ્યો.(૨૪)

ભાવાર્થ, સુબોધિનીજી : 'મીમાંસા' શબ્દનો અર્થ આદરપાત્ર વિચાર છે. આવો વિચાર કરનારને પુરૂષો અને સ્ત્રીઓએ ઘણા ગીત અને વાંજીત્રોથી આવકાર આપ્યો.

પિશાચ જેવા આ સુદામાએ ગીત, વાજીંત્રોનો સ્વીકાર કેમ કર્યો? કારણ કે તે યોગ્ય ન હતો.તેવી શંકામાં 'મહાભાગ્યવાળાને' શબ્દ યોજેલ છે. તે ઘણો ભાગ્યવાળો હતો. ભગવાનના સ્વરૂપનો તેમાં પ્રવેશ થયેલો તેથી આવકારને યોગ્ય થયો ત્યારે જ તેનો આવકાર કરવામાં આવ્યો એવો અર્થ છે. (૨૪)

पतिमागतमाकर्ण्य पत्न्युद्धर्षाऽतिसंभ्रमात् ।
निश्चक्राम गृहात्तूर्णं रूपिणी श्रीरिवालयात् ॥२५॥

ततःपूर्वं तस्मिन्नेव स्थाने अमरावती प्रादुर्भूता, तस्यां च इन्द्र-पत्नयाविर्भावः तेन परमसौन्दर्यं प्राप्तवती, ततो भगवता चिपिटभक्षणोत्तरक्षण एव तादृशीमवस्थां प्राप्ता, कदा पतिरायास्यतीति पतिमेव चिन्तयाना इदानीं पतिमागतमाकर्ण्य पत्नी तदेकनिष्ठा उद्धर्षोत्फुल्लनयना अतिसंभ्र-मात्सर्वाभरणभूषिता सर्वैश्वर्ययुक्ता तूर्णं गृहान्निश्चक्राम। निष्क्रामन्तीं तां स्थानं च वर्णयति रूपिणी श्रीः आलयादिवेति। क्षीरसमुद्रात् कमलालयाद्वा रूपिणी

श्रीः कृतावतारा लक्ष्मीः यथा निर्गच्छति ॥२५॥

*શ્લોકાર્થ-૨૫ : પતિને આવેલા સાંભળીને ઘણા હર્ષમાં આવેલી પત્ની ઘણા ઉત્સાહને લીધે જેમ લક્ષ્મી પોતાના ધામમાંથી બહાર નીકળે તેમ ઝડપથી ઘરમાંથી બહાર નીકળી.(૨૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : તેજ સ્થાનમાં અમરાવતી પ્રગટ થયેલી અને તે સુદામાની પત્નીમાં ઇંદ્રની પત્નીનો આવિર્ભાવ થયેલો તેથી તે ઘણી સુંદર થયેલી, પૌંઆ આરોગવાથી જ તે ક્ષણે ભગવાને તેને તે સ્થિતિ પ્રાપ્ત કરાવેલી.

પતિ ક્યારે આવશે? એમ પતિનો વિચાર કરતી હમણાં પતિને આવેલો સાંભળીને, ઘણા હર્ષમાં આવી વિસ્તારેલ નયનોવાળી થઇ, સર્વ આભુષણોથી શણગારાઇ ઝડપથી ઘરની બહાર નીકળી. 'જેમ આકારવાળી લક્ષ્મી પોતાના ધામમાંથી બહાર નીકળે તેમ' દૃષ્ટાંત આપ્યું છે. ક્ષીર સમુદ્રમાંથી અથવા કમલ આલયમાંથી સુંદર લક્ષ્મી નીકળે તેમ સુદામાની પત્ની ઘરમાંથી બહાર નીકળી.(૨૫)




**पतिव्रता पतिं दृष्ट्वा प्रेमोत्कण्ठाश्रुलोचना।**
**मीलिताक्ष्यनमद्बुद्ध्या मनसा परिषस्वजे॥२६॥**

ततः पतिव्रता पतिं दृष्ट्वा मदर्थं भर्त्रा क्लेशः प्राप्त इति चिरात् दूरादागत इति प्रेमोत्कण्ठा सती अश्रुलोचना जाता । ततो लज्जावशादपशकुनभयाद्वा मीलिताक्षी जाता । ततो यथोचितपूजां कृतवतीत्याह बुद्ध्याङ्गनमदिति । विवेकवत्या बुद्ध्यैव भर्तृनमस्कारं कृतवती । मनसा चालिङ्गनमेतावदेव च कर्तव्यम् ॥२६॥

ततो ब्राह्मणः पत्नीं दृष्ट्वा विस्मतो जात इत्याह पत्नीं दृष्ट्वेति।

શ્લોકાર્થ -૨૬ : પ્રેમને લીધે ઉત્સાહવાળી 'મારા માટે પતિને દુઃખ થયું' અને 'લાંબા સમયે દૂરથી આવ્યા' એમ વિચારી પ્રેમને લીધે ઉત્સાહવાળી થઇ,

આંખમાં આંસુવાળી થઈ અને લજ્જાને લીધે, અપશુકનના ભયથી આંખો બંધ કરી, પૂજા કરી એમ 'બુદ્ધિથી નમન કર્યું'.

ભાવાર્થ, સુબોધિનીજી : શબ્દોથી કહેલ છે. બુદ્ધિથી પતિને નમસ્કાર કર્યા અને મનથી આલિંગન કર્યું આટલું કરવા યોગ્ય હતું.(૨૬)



પછી બ્રાહ્મણ પત્નીને જોઈને વિસ્મય પામ્યો તે કહે છે.

**पत्नीं दृष्ट्वा प्रस्फुरन्तीं देवीं वैमानिकीमिव ।**
**दासीनां निष्ककण्ठीनां मध्ये भान्तीं स विस्मतः ॥२७॥**

**पूर्वापेक्षया प्रकर्षेण स्फुरन्तीं देवीं देवतामिव वस्त्रालंकरणादिभिः पूजितां तस्यां तेजोविशेषं भावादिकं दृष्ट्वा तामुत्प्रेक्षते वैमानिकीमिवेति । यथा विमानस्था अप्सरा भवति। ततोप्यतिशयमाह दासीनां निष्ककण्ठीनां मध्ये भान्तीमिति। दासीनां विशेषणं रसस्त्रीत्वाय। तासां मध्ये विभान्तीं शोभमानामेतादृशीं दृष्ट्वा, स ब्राह्मणो विस्मितः, भगवच्चरित्रमेतादृशमलौकिकमिति ॥२७॥**

*શ્લોકાર્થ -૨૭ : સુર્વણની માલાઓવાળી દાસીઓની વચ્ચે શોભતી જાણે કે વિમાનમાં બેઠેલી દેવી હોય તેમ પત્નીને જોઈને તે વિસ્મય પામ્યો.(૨૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : પહેલાના કરતાં વસ્ત્રો અને અલંકારોથી પૂજાયેલી દેવી હોય તેમ ઘણી પ્રકાશતી જોઈ 'જાણે કે વિમાનમાં બેઠેલી હોય તેમ' શબ્દોથી સંભવના કરે છે. જેમ વિમાનમાં બેઠેલી અપ્સરા હોય તેવી તેને માને છે. 'સુર્વણની માલાઓવાળી દાસીઓની વચ્ચે શોભતી' વિશેષણથી તેનું ઉત્તમપણું કહેલું છે. દાસીઓની વચ્ચે શોભતી પત્નીને જોઈને ભગવાનનું ચરિત્ર આવું અલૌકિક છે એમ વિચારી તે બ્રાહ્મણ વિસ્મય પામ્યો.(૨૭)

**प्रीतः स्वयं युक्तः प्रविष्टो निजमन्दिरम् ।**
**मणिस्तम्भशतोपेतं महेन्द्रभवनं यथा ॥२८॥**

ततो भगवता कृपयैतद्दत्तमिति निश्चित प्रीतः सन् तया युक्तो निजमन्दिरं प्रविष्टः । तन्मन्दिरं वर्णयति मणिस्तम्भशतोपेतमिति । एकमेव भवनं मणिस्तम्भशतेनोपेतं यत्र पत्नया सह स्थितिः। एवं लोकोत्तरं तदित्युक्त्वा सामान्यतः परमोत्कर्षमाह महेन्द्रभवनं यथेति ॥२८॥

तत्रत्यान् पदार्थान् वर्णयति पयःफेनेति त्रिभिः ।

<u>શ્લોકાર્થ -૨૮ :</u> *પ્રસન્ન થયેલા તેણે પોતે તેની સાથે મહેન્દ્રના ભવનના એકસો મણીના સ્તંભોવાળા મંદિરમાં પ્રવેશ કર્યો.(૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાને કૃપાથી આપેલું છે. એવો નિશ્ચર્ય કરી પ્રસન્ન થયેલા તેણે પોતાની પત્ની સાથે પોતાના મંદિરમાં પ્રવેશ કર્યો 'એકસો મણીના સ્તંબોવાળા' વિશેષણથી મંદિરનું વર્ણન કરેલ છે.

એક જ ભવન જેની અંદર પત્ની સાથે તે રહેતો તે ભવન એકસો મણિના સ્તંભોવાળું હતું. એવું તે અલૌકિક હતું. 'મહેન્દ્રના ભવનના જેવા' વિશેષણથી તે ઘણું હતું એમ કહેલું છે.(૨૮)

નીચેના શ્લોકથી આરંભી ત્રણ શ્લોકથી વર્ણન કરે છે.

पयःफेननिभाः शय्या दान्ता रुक्मपरिच्छदाः ।

पल्यङ्का हेमदण्डानि चामरव्यजनानि च ॥२९॥

शयनोपयोगीनि आसनोपयोगीनि गृहोपयोगीनि च वस्तूनि वर्ण्यन्ते पयःफेननिभाः शुभ्राः उत्तुङ्गाः शय्याः । दन्तनिर्मिताः पल्यङ्काः रुक्म-परिच्छन्दाः सुवर्णेन दन्ता मध्ये योजिताः। हेमदण्डानि चामरव्यजनानि चकारादन्यान्यपि शयनसाधनानि ॥२९॥

<u>શ્લોકાર્થ -૨૯ :</u> *દુધના ફીણ જેવી શય્યાઓ, સુર્વણના સાજવાળા હાથીદાંતના પલંગો અને સુર્વણના હાથાવાળા ચમરી પંખાઓ.(૨૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u>શયનમાં ઉપયોગી, આસનના ઉપયોગની અને ઘરના

ઉપયોગની વસ્તુઓનું વર્ણન કરવામાં આવે છે. દુધના ફીણ જેવી ઉજળી શય્યાઓ, સુર્વણના સાજવાળા હાથીદાંતના બનાવેલા પલંગો, સુર્વણ હાથાવાળા ચમરીના પંખાઓ 'ચ અને' શબ્દથી બીજા શયનના સાધનો.(૨૯)

**आसनानि च हैमानि मृदूपस्तरणानि च ।**

**मुक्तादामविलम्बीनि वितानानि द्युमन्ति च ॥३०॥**

**आसनान्युपवेशनस्थानानि, हैमानि सुवर्णमयानि, मृदुपट्टसन्नद्धानि आस्तरणानि च मृदुपट्टनिर्मितानि चकारादन्यानि सिंहासनोपयोगीनि। तदुपरि मुक्तादामविलम्बीनि चन्द्रातपानि, द्युमन्ति च विचित्राणि कान्तियुतानि ॥३०॥**

**गृहभित्तीर्वर्णयति अच्छस्फटिकुड्येष्विति**

*<u>શ્લોકાર્થ -૩૦ :</u> સુંવાળા બીછાનાવાળા સુર્વણના આસનો અને મોતીની માલાઓ જેમાં લટકતી હતી તેવા ચંદરવાઓ.(૩૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આસનો એટલે બેસવાના સ્થાનો, સુર્વણના બનાવેલા અને સુંવાળા વસ્ત્રોનાં બનાવેલાં હતાં. 'ચ અને' શબ્દોથી સિંહાસનને ઉપયોગી બીજા પદાર્થો હતા.તે આસનો ઉપર મોતીની માલાઓ જેમાં લટકતી હતી અને જાતજાતના કાંતિવાળા ચંદરવા હતા.(૩૦)




**अच्छस्फटिककुड्येषु महामारकतेषु च ।**

**रत्नप्रदीपा आभान्ति ललनारत्नसंयुताः ॥३१॥**

**स्फटिकमया भित्तयः महामरकतमयाश्च तेषु सर्वत्र रत्नप्रदीपा आभान्ति। ललना स्त्रियो रत्नसंयुताः चित्रमया रत्नौर्विरचिताः सत्यः स्त्रिय एव वा ॥३१॥**

**एवं दृष्ट्वा ब्राह्मणस्य या बुद्धिस्तामाह विलोक्य ब्राह्मण इति।**

શ્લોકાર્થ -૩૧ : સ્વચ્છ સ્ફટીકની અને મોટા મરકત મણીઓની ભીંતોમાં ઉત્તમ સ્ત્રીઓ સહીત રત્નના દીપકો પ્રકાશતા હતા.(૩૧)

ભાવાર્થ, સુબોધિનીજી : ભીંતો સ્ફટિકમણીની બનાવેલી અને મોટા મરકત મણિની બનાવેલી હતી. તેઓમાં સર્વ સ્થળે રત્નના દીપકો પ્રકાશતા હતા. અને સ્ત્રીઓ રત્ન સહિત હતી. સ્ત્રીઓ ચીતરેલી અથવા રત્નોની બનાવેલી અથવા સત્ય જ હતી.(૩૧)

**विलोक्य ब्राह्मणस्तत्र समृद्धीः सर्वसंपदाम् ।**
**तर्कयामास निर्व्यग्रः स्वसमृद्धिमहैतुकीम् ॥३२॥**

**किं सर्वसंपदां समृद्धीर्दृष्ट्वा तस्य हेतुं तर्कयामास । निर्व्यग्रः सावधानः । ननु हेतुः प्रसिद्ध एव भवति किमित चिन्तनं तत्राह स्वसमृद्धि-महैतुकीमिति ॥३२॥**

**लोकावगतहेत्वभावात् तत्र बहून् हेतून् उत्प्रेक्ष्य निराकरोति नूनं बतैतदिति ।**

શ્લોકાર્થ -૩૨ : ત્યાં સર્વ સંપત્તિઓની વૃદ્ધિ જોઈને બ્રાહ્મણ સાવધાન થઈ, કારણવિનાની પોતાની સમૃદ્ધિ સંબંધિ નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યો.(૩૨)

ભાવાર્થ, સુબોધિનીજી : બધી સંપત્તિઓની વૃદ્ધિ જોઈને તેનું કારણ તે વિચારવા લાગ્યો.કારણ પ્રસિધ્ધ જ હતું. આવી રીતે વિચારવા કેમ લાગ્યો? એવી શંકા થાય તેથી 'કારણ વિનાની પોતાની સમુદ્ધિ સંબંધિ' એમ કહેલું છે.(૩૨)

**नूनं बतैतन्मम दुर्भगस्य शश्वद्दरिद्रस्य समृद्धिहेतुः ।**
**महाविभूतेरवलोकतोऽन्यो नैवोपपद्येत यदूत्तमस्य ॥३३॥**

**भगवदिच्छा, अदृष्टं, कालो, ग्रहाः, भगवानेव वेति । तत्रान्ये बाधितविषया इति भगवानेव दृष्टः कारणमिति निर्णयमाह एतत्परिदृश्यमानं मम दुर्भगस्य कथम् । बतेति हर्षे ।**

कदाचिद्भाग्योदयेन भवतीति चेत्तत्राह शश्वद्दरिद्रस्येति । सर्वदादरिद्रोऽहं कथमेकदैव सुसमृद्धौ जातः न ह्यकस्मादेवं भाग्यानि भवन्ति। अतो महाविभूतेर्भगवत एवावलोकनादृते अन्यो हेतुर्नैवोपपद्येत। लोकेष्वेवं श्रुयते। अकस्माल्लक्ष्म्या दृष्टो महासमृद्धो जात इति भगवांश्च महाविभूतिः महत्यो विभूतयो लक्ष्मीसदृश्यो यस्येति। अत्रोपपत्तिमप्याह यदूत्तमस्येति । यादवाः पूर्वमत्यप्रयोजकाः स्थिताः इदानीं भगद्दयात् तर्हि कथं न वदेत् अतः संदेह इति चेत्तत्राह नन्वब्रुवाण इति ॥३३॥

ननु भगवांश्चेद्दद्यात् तर्हि कथं न वदेत् अतः संदेह इति चेत्तत्राह नन्वब्रुवाण इति।

*શ્લોકાર્થ -૩૩ : અહો ! આ ખરેખર ! દુર્ભાગીનું મારું ક્યાંથી ? સદા દરિદ્રની મારી સંપત્તિનું કારણ ખોટી વિભુતિઓવાળા ઉત્તમ યાદવની દષ્ટિથી બીજાનું હોવાનું સંભવતું નથી. (૩૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : મારી સમૃદ્ધિનું કારણ ભગવાનની ઈચ્છા, અદષ્ટ કાલ, ગ્રહો અથવા ભગવાન જ છે? ભગવાન જ કારણ હોવાનું જાણવામાં આવે છે. એવો નિર્ણય કહે છે. આસપાસ દેખાતું આ મારું ક્યાંથી? 'અહો' શબ્દ હર્ષ બતાવવા યોજેલ છે. કોઇ સમયે ભાગ્યનો ઉદય થતાં પ્રાપ્ત થાય એવી શંકા થાય તેથી 'સદા દરિદ્રની' શબ્દ યોજેલ છે. સદા દરિદ્ર હું એક જ સમયે ઘણી સમૃદ્ધિવાળો કેવી રીતે થયો?

કારણ કે ભાગ્ય અકસ્માત ફલ આપતા નથી. તેથી ઘણી વિભૂતિવાળા ભગવાનની દષ્ટિ વિના બીજું કારણ હોવાનું સંભવતું નથી. લોકોમાં એવું સાંભળવામાં આવે છે કે લક્ષ્મીની દષ્ટિ પડે તો અકસ્માત ઘણી સમૃદ્ધિવાળો થાય છે. પણ ભગવાન મહાવિભૂતિલક્ષ્મી જેવી ઘણી વિભુતિઓના સ્વામી છે. 'ઉત્તમ યાદવ' શબ્દથી તે કહેલ છે. યાદવો પહેલાં ઘણા નજીવા હતા અને હમણાં

ભગવાનની દષ્ટિને લીધે ઘણા ધનવાળા જોવામાં આવે છે. ઉત્તમ યાદવની યોગ્યતા કહી છે.(૩૩)

જો ભગવાને સમૃદ્ધિઓ આપી હોત તો તે કહેત કેમ નહિ? તેથી સંદેહ છે. તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**नन्वब्रुवाणो दिशतेऽसमक्षं याचिष्णवे भूर्यपि भूरिभोजः।**
**पर्जन्यवत्तत्स्वयमीक्षमाणो दाशार्हकाणामृषभः सखा मे ॥३४॥**

नन्विति निश्चये । भगवानेव याचिष्णवे एतद्दिशते आदिशति प्रदर्शयति प्रयच्छति इत्यर्थः। परमसमक्षं अब्रुवाणश्च इदं प्रयच्छामीति नोक्तवान्, स्वसमक्षं च न दत्तवान्। एतावान् परं विशेष इत्यर्थः। नन्वेतादृशं दातृस्वरूपं न क्वाप्युपलक्षितमिति चेत्तत्राह पर्जन्यवत्तत्स्वयमीक्षमाण इति। यथा पर्जन्यः कृषीवलानात्मैकशरणान् निदाघपीडितान् दृष्ट्वा कदाचिच्छयानेष्वेव तेषु तत्सस्यं सर्वमेवाप्याययति । एवं भगवानपि मां तथाविधमेवमाप्यायितवान् तद् भक्तानां स्वरूपं स्वयमेवेक्षमाणः। ननु तथापि यावदपेक्षितं तावदेव दद्यात्कथं बहु दत्तवानित्याशङ्क्याह भूर्यपीति। यतः स्वयं भूरिभोजः। ननु केचित्स्वयं भोक्तारोऽपि परस्मै न बहु प्रयच्छन्तीति चेत् तत्राह दाशार्हकाणामृषभ इति। दाशार्हका दाशार्हाः यादवविशेषाः ते सेवकसमृद्धिवाञ्छायुक्ताः तेषामधिपः स्वसेवकान् दाशार्हांस्तथा कृतवानिति। ननु ते तस्य संबन्धिन इति चेत् तथाहमपीत्याह सखा म इति॥३४॥

अन्यदपि भगवद्गुणं स्मृत्वा धीरोदात्तो भगवानेवैवं दातुं समर्थ इति निश्चिनोति किंचित्करोतीति ।



श्लोकार्थ -३४ : नक्कि घणा भोगवाळा, दशार्होना अधिपति, मारा मित्र, मेघनी पेठे पोतानी मेळे तेनो विचार करीने मागवा ईच्छनारने बोल्या विना परोक्षमां घणुं आपे छे.(३४)

भावार्थ, सुबोधिनीजी : ननु एटले नक्कि. भगवान ज मागवा ईच्छनारने आ देखाडे छे. आपे छे. एवो अर्थ छे.परंतु 'हुं' आ आपु छुं एम तेमणे कह्युं नहि अने पोतानी समक्ष आप्युं नहि एटलो भेद छे एवो अर्थ छे.

आवुं दान करनारनुं स्वरूप कयांओ जोवामां आव्युं नथी एवी शंका थाय. तेथी 'मेघनी पेठे पोतानी मेळे तेनो विचार करीने' दृष्टांत कहेलुं छे. जेम मेघ खेडुतोने पोताने शरणे रहेला तापथी पीडाएला जोईने तेओ सूता होय त्यारे ज तेमना बधाए वावेला अनाजने पुष्ट करे छे. तेम भगवाने पण 'तेनो' एटले भक्तना स्वरूपनो पोते विचार करीने तेवा ज प्रकारथी मने पुष्ट कर्यो.

छतां पण जेटलानी जरूर होय तेटलुं आपे. घणुं शा माटे आप्युं. एवी शंकामां 'घणुंए' शब्द योजेल छे.कारण के पोते घणा भोगवाळा छे. केटलाक पोते भोग करनार होवा छतां बीजाने बहु आपता नथी एवी शंका थाय तेथी 'दाशार्होना अधिपति' शब्द योजेल छे. दाशार्हो अमुक यादवो हता. तेओ पोताना सेवको समृद्ध थाय तेवी ईच्छा राखता हता. कारण के तेमना अधिपति श्रीकृष्णे तेओने बतावेला हता. तेओ श्रीकृष्णना संबंधीओ हता.एवी शंका थाय तेथी हुं पण तेवो छुं एम 'मारा मित्र' शब्दथी कहेलुं छे.(३४)

बीजा पण भगवानना गुणनुं स्मरण करी भगवान ज आवुं दान करवानी शक्तिवाळा छे एम जणावे छे.




**किंचित्करोत्युर्वपि यत्स्वदत्तं**
**सुहृत्कृतं फल्ग्वपि भूरिकारी ।**
**मयोपनीतं पृथुकैकमुष्टिं**
**प्रत्यग्रहीत्प्रीतियुतो महात्मा ॥३५॥**

यो ह्यल्पं प्रयच्छति स लज्जया अनुक्त्वा प्रयच्छति । तथा प्रकृते

अनुक्त्वा प्रयच्छन्नल्पत्वं ज्ञापयति, अतः स्वदत्तामुर्वपि किंचित्करोति। सुहृत्कृतमस्मन्नीतं तु 'तर्पयत्यङ्ग मां विश्वम्' इत्यादिवाक्यैः फल्ग्वपि मुष्टिचतुष्टयात्मकमुपायनं भूरिकारी। तत्प्रकटीकरोति मयोपनीतमिति। भगवानिन्द्रादिभिरप्यानीतमेवममृतं न भक्षयति यथा पृथुकानामेकमुष्टिं भक्षितवान्। अतोऽमृतापेक्षयापि पृथुकानां मानदानत्वाद्भूरिकारित्वम्। तत्रापि प्रीतियुतः परमापेक्षितपदार्थं प्राप्त इव। स्वयं तु महात्मा कोटिब्रह्माण्डनायकः ॥३५॥

तस्मादेवं भक्तवत्सलः कोऽपि नास्तीति तत्संबन्धा मम बहवो भवन्त्विति प्रार्थयते तस्यैव मे सौहृदसख्यमैत्रीति।

*<u>શ્લોકાર્થ -૩૫ :</u> જે પોતે આપેલું ઘણું હોવા છતાં થોડું જાણાવે છે. મિત્રે આપેલું થોડું હોવા છતાં ઘણું માને છે. મહાત્માએ મેં આણેલા એક મૂઠી પૌંઆ પ્રીતીપૂર્વક સ્વીકાર્યા. (૩૫)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે થોડુ આપે છે તે લજ્જાને લીધે બોલ્યા વિના આપે છે. બોલ્યા વગર આપતાં સમૃધ્ધિ થોડી જાણાવી તેથી પોતે આપેલું તે ઘણું હોવા છતાં થોડું જાણાવે છે. મિત્રે આપેલું મેં આપેલું ચાર મુઠી પૌંઆ ભેટ થોડી હોવા છતાં પણ હે ભાઈ ! આ પૌંઆ વિશ્વરૂપ મને તૃપ્તિ કરે છે. ઉત્તરાર્ધથી તે અર્થ પ્રગટ કરે છે. ભગવાને જે એક પ્રકારે એક મૂઠી પૌંવા આરોગ્યા એવા પ્રકારે ઇંદ્રે આણેલું અમૃત પણ આરોગતા નથી. તેથી અમૃત કરતાં પણ વધારે મહાન માનેલ છે. 'પ્રેમપૂર્વક' આરોગવા.પોતે તો 'મહાત્મા' કરોડો બ્રહ્માંડોના નાયક હોવા છતાં પૌંઆ પ્રેમપૂર્વક આરોગ્યા. એવી રીતે ભક્ત પર પ્રેમ રાખનાર બીજો કોઈપણ ન હોવાથી તેમની સાથે મારા ઘણા સંબંધો થાઓ. (૩૫)

એમ નીચેના શ્લોકથી પ્રાર્થના કરે છે.




**तस्यैव मे सौहृदसख्यमैत्री-**
**दास्यं पुनर्जन्मनि जन्मनि स्यात् ।**
**महानुभावेन गुणालयेन**
**विषज्जतस्तत्पुरुषप्रसङ्गः॥३६॥**

प्राणिनो देहेन्द्रियप्राणान्तःकरणानि चतुर्विधानि भवन्ति। तत्र हृदयस्य संबन्धः सौहार्देन भवति सौहार्देनैव स्मरणम्। **सख्यं** प्राणस्य, स हि सर्वत्र जीवमुपयाति सखायमेवानुगच्छति। भगवांश्चेन्मत्प्राणानां सखा भवेत्तदा तमेवानुगच्छेयुरिति तात्पर्यम् इन्द्रियाणां **मैत्री**, तानि मित्रानुगुणमेव कुर्वन्ति । **दास्यं** देहस्य। एतच्चतुष्टयं मम पूर्वं स्थितमेव, अन्यथा भगवत्संबन्धः कथं भवेत्। **पुनर्जन्मनि जन्मनि स्या**दिति प्रार्थना । यत्र याच्ञाभावेपि समृद्धिमेतावतीं दत्तवांस्तत्र किं न दद्यादिति गृहे प्रविष्टो याचते। नन्वेकस्मिन् जन्मनि एकेन सह जातम्, जन्मान्तरे शिवेनान्येन वा प्रार्थ्यतां कोयं निर्बन्ध इति चेत् तत्राह **महानुभावेन गुणालयेने**ति। स हि **महानुभावः** तत्सेवकसेवकेष्वपि न संसारादिधर्मा भवन्तीति । किंच । **गुणालयेन** गुणानां स एव एक आलयः आकारः। ननु तत्र सख्यार्थं जन्मादिप्रार्थनायां तत्र विषयैः सह आसङ्गः स्यात् तदा अनर्थो भवेदित्याशङ्क्याह **विषज्जतस्तत्पुरुषसङ्ग** इति । तदा भगवद्भक्तैः सह सङ्गो भवतु तेनैवासङ्गदोषो निवर्तिष्यत इत्यर्थः॥३६॥

ननु तस्मिन् जन्मनि धनराज्यादिसंपत्तौ न भगवद्भक्तैः सह न वा निस्तार इति चेत् तत्राह भक्ताय चित्रा इति।

શ્લોકાર્થ -૩૬ : વળી ભગવાન ઘણા પ્રભાવવાળા અને ગુણોના ધામરૂપ હોવાથી મને જન્મોજન્મ તેમનો જ સૌહાર્દ, સખ્ય, મૈત્રી અને દાસ્ય પ્રાપ્ત થાઓ. મારી સંસારમાં આસક્તિ થતાં તેમના ભક્તોનો સંગ થાઓ.(૩૬)

ભાવાર્થ, સુબોધિનીજી : પ્રાણીઓને દેહ, ઇંદ્રિયો, પ્રાણ અને અન્તઃકરણ એમ ચાર પ્રકારના સાધન હોય છે. તે પૈકી અન્તઃકરણનો સંબંધ સૌહાર્દથી થાય છે. તેનાંથી જ સ્મરણ થાય છે. સખ્ય પ્રાણનું હોય છે. કારણ કે તે સર્વ સ્થળે જીવને પ્રાપ્ત થાય છે. મિત્ર જીવની પાછળ જાય છે. ભગવાન જો મારા પ્રાણના સખા થાય તો મારા પ્રાણો તેમના પાછળ ફરે એવું તાત્પર્ય છે.

મૈત્રી ઇંદ્રિયોની હોય છે. તેઓ મિત્રને અનુકુલ કાર્ય કરે છે. દાસ્ય દેહનું હોય છે. આ ચાર મારે પહેલાં ભગવાન સાથે હતાં. તે ન હોત તો મને ભગવાનનો સંબંધ કેમ થાત? છતાં 'જન્મોજન્મ થાય' એવી પ્રાર્થના છે.

જ્યારે પ્રાર્થના સિવાય ભગવાને આટલી સમૃદ્ધિ આપી ત્યારે પ્રાર્થના કરવામાં આવે તો શું ન આપે? એમ એવા આશયથી પોતાના ઘરમાં પ્રવેશ કરી પ્રાર્થના કરે છે.

એક જન્મમાં એક શ્રીકૃષ્ણ સાથે સૌહૃદ થયાં. બીજા જન્મમાં શિવ સાથે અથવા બીજે સાથે સૌદદ સુદામા ભલે માગે. આમાં આગ્રહ શા માટે? એવી શંકા થાય તેમના સેવકોના સેવકોમાં પર સંસાર વિગેરે ધર્મો હોતા નથી. વળી ગુણોના ધામરૂપ છે. ગુણોના ધામરૂપ એટલે નિર્વિ છે.

તેમની સાથે સખ્યની પ્રાર્થના થતાં તે જન્મમાં તેનો સંગ થાય તો અનિષ્ટ થાય એવી શંકામાં મારી સંસારમાં 'આસક્તિ થતાં તેમના ભક્તિનો સંગ થાઓ' એમ કહેલું છે. તે સંગથી જ દુઃસંગનો દોષ દૂર થશે.(૩૬)

તે જન્મમાં ધન, રાજ્ય વિગેરે સંપત્તિઓ હોવાથી ભગવાનના ભક્તો સાથે સંગ થશે નહિ તેમ મોક્ષ પણ પશે નહિ એવી શંકા થાય તેથી હવે કહે છે.

**भक्ताय चित्रा भगवान् हि संपदो**
**राज्यं विभूतीर्न समर्धयत्यजः ।**
**अदीर्घबोधाय विचक्षणः स्वयं**
**पश्यन्निपातं धनिनां मदाद्भवम् ॥३७॥**

भगवान् विचित्रा बुद्धिव्यामोहिकाः संपदः भक्ताय न समर्धयति । तथा राज्यं भूतीरैश्वर्याणि च । तत्र हेतुः अज इति स्वयं न जातः। अनेन करिष्यतीति पक्षं दूषयति अदीर्घबोधायेति । यतः संपदादयः अदीर्घबोधाय भवन्ति । दीर्घबोधाभावाय नाशाय वा। अतो भक्तानां दीर्घबुद्धिर्न भविष्यतीति, जाता वा नाशं यास्यतीति न समर्धयति । नात्रान्यकथनापेक्षा यतः स्वयमेव विचक्षणः। कदाचिद्विस्मरणे का गतिरिति चेत्तत्राह पश्यन्निपातं धनिनां मदोद्भवमिति । धनिनां धनमदपातदर्शनमेव भगवत्स्मारकमित्यर्थः ॥३७॥

एवं भगवति सख्यादिकमेव निश्चित्य तत्परो भूत्वा त्यागार्थं विषयोपभोगं कृतवानित्याह इत्थं व्यवसितमिति ।

*<u>શ્લોકાર્થ -૩૭ :</u> ધનવાનોની મદદથી થતું પતન, પોતે જોનાર વિચક્ષણ ભગવાન જન્મરહિત હોઈ ભક્તો માટે ઉંચા પ્રકારનું જ્ઞાન ન થવા દેનાર જાત જાતની સંપતિઓ અને વિભૂતિઓની વૃદ્ધિ કરતા નથી.(૩૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાન બુદ્ધિને મોહ ઉત્પન્ન કરનારી વિચિત્ર સંપત્તિઓની ભકતો માટે વૃધ્ધિ કરતા નથી. તેવી રીતે પ્રભુતાઓની વૃધ્ધિ કરતા નથી. તેનું કારણ 'જન્મરહિત' વિશેષણથી કહેલું છે. પદાર્થોના છ વિકારો ભગવાનને થતા નથી. તેથી પોતાના સેવકોની સમૃદ્ધિ કરતા નથી. 'ઉંચા પ્રકારનું જ્ઞાન ન થવા દેનાર' શબ્દોથી તે સેવકો માટે તેમની સમૃદ્ધિ કરશે એવો મત ખોટો ઠરાવે છે. કારણ કે સંપત્તિઓ ઉંચા પ્રકારનું જ્ઞાન થવા દેતી નથી. અને ભક્તોને ઉંચા પ્રકારની બુદ્ધિ થશે નહિ એવા વિચારથી વૃદ્ધિ કરતા નથી. આ વિષયમાં ભગવાન જ વિચક્ષણ છે. એટલે બીજાએ કહેવાની જરૂર નથી. કોઈ પ્રસંગે ભગવાન ભૂલી જાય તો શું પરિણામ આવે? એવી શંકામાં 'ધનવાનોનું મદથી થતું પતન જોનાર' વિશેષણ યોજેલું છે. ભગવાનને એ વાતનું સ્મરણ કરાવનારૂં છે એવો

અર્થ છે.

એવી રીતે ભગવાન સાથે સખ્ય રાખવાનો નિર્ણય કરી ભવિષ્યમાં ત્યાગ કરવા માટે તેને વિષયોનો ભોગ કર્યો એમ નીચેના શ્લોકથી કહે છે. (૩૭)

**इत्थं व्यवसितो बुद्ध्या भक्तोऽतीव जनार्दने ।**
**विषयान् जायया त्यक्ष्यन् बुभुजेऽनतिलम्पटः ॥३८॥**

**एवं बुद्ध्या निश्चीया स्वयं च जनार्दने भक्तो भूत्वा जायया सह तदर्थमेव एतावज्ज्ञातमिति कियत्कालानन्तरं तान् विषयांश्च त्यक्षामीति अनतिलम्पटः किंचिल्लम्पटो भूत्वा अन्यथा रसो न भवतीति बुभुजे ॥३८॥**

**एवं तस्य चरित्रमुक्त्वा भगवतोऽयं ब्रह्मण्यत्वगुण उक्त इति ज्ञापयितुं स्तौति तस्य वै देवदेवस्येति ।**

*<u>શ્લોકાર્થ -૩૮</u> : આ રીતે બુદ્ધિથી નિર્ણય કરીને, જનાર્દનમાં ઘણી ભક્તિવાળા થઈ પત્ની સાથે વિષયોનો ત્યાગ કરવા ઈચ્છતા બહુ લંપટ થયા વિના વિષયો ભોગવ્યા.(૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : આ રીતે બુદ્ધિથી નિર્ણય કરીને, જનાર્દનમાં ભક્તિવાળો થઈને 'પત્ની માટે જ આટલું થયું' તેથી કેટલા સમય પછી તે પત્નીનો અને વિષયો ત્યાગ કરીશ.'' એમ પત્ની સાથે બહુ લંપટ થયા વિના ભોગમાં રસ ઉત્પન્ન થાય નહિ એ રીતે વિષયો ભોગવ્યા.(૩૮)

એવી રીતે તેનું ચરિત્ર કહીને નીચેના શ્લોકથી ભગવાનની સ્તુતિ કરે છે.

**तस्य वै देवदेवस्य हरेर्यज्ञपतेः प्रभोः।**
**ब्राह्मणाः प्रभावो दैवं न तेभ्यो विद्यते परम् ॥३९॥**

**पूज्यो दुःखप्रहर्ता च कर्माध्यक्षः प्रभुस्तथा ।**



चतुर्विधो महान् लोके तादृशोपि द्विजप्रियः ।।

तदाह तस्य प्रसिद्धस्य । देवानामपि देवस्य । सर्वदुःखहर्तुः यज्ञभोक्तुर्नियन्तुः एतादृशस्यापि ब्राह्मणाः प्रभवः दैवं च । आज्ञां करोति पूजयति चेत्यर्थः। किंच । भगवतो विचारे न तेभ्यः किंचिदुत्तमं वर्तते।अनेन दाक्षिण्यात्तान्मानयतीति पक्षो निवारितः।

शुद्धास्त एव वक्तारो माहात्म्योक्तौ विचक्षणाः।
निःस्पृहा ज्ञानसंयुक्ता मोक्षयोग्या हरिप्रियाः।।३९।।

एवं ब्रह्मण्यत्वं गुणं स्थापयित्वा ततः सुदाम्नः किं जातमित्याकाङ्क्षायामाह एवं स विप्रो भगवानिति।

श्लोकार्थ -૩૯ : તે દેવોના દેવ, યજ્ઞના પતિ અને પ્રભુના પ્રભુ અને દેવ બ્રાહ્મણો છે. તેમનાથી ઉત્તમ તેમને કાંઇ નથી. *(૩૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : તે ભગવાન પૂજા કરવા યોગ્ય, દુ:ખ હરનાર યોગ્ય અને કર્મના અધ્યક્ષ અને સર્વને વશ રાખનાર એવા ચાર પ્રકારના લોકમાં ઉત્તમ છે. તેથી બ્રાહ્મણો તેમને પ્રિય છે. તે અર્થ કહે છે. તે પ્રસિદ્ધ દેવોના પણ દેવ, સર્વના દુ:ખ હરનાર, યજ્ઞનો ભોગ કરનાર. સર્વને વશ રાખનાર એવા ભગવાનના પણ બ્રાહ્મણો પ્રભુ અને દેવ છે. કારીકા-૧૧ : તે શુદ્ધ બ્રાહ્મણ કથા કહેનારા, ભગવાનનું મહાત્મ્ય જણાવવામાં ચતુર, સ્પૃહવિનાના, જ્ઞાનવાળા અને મોક્ષ પ્રાપ્ત કરવા યોગ્ય હરિને પ્રિય છે.

પછી સુદામાનું શું થયું એ જાણવા નીચેનો શ્લોક કહે છે.




एवं स विप्रो भगवान् सुहृत्तदा
दृष्ट्वा स्वभक्तैरजितं पराजितम्।
तद्धयानवेगोद्ग्रथितात्मबन्धनस्तद्धाम
लेभेऽचिरतः सतां गतिम् ।।४०।।

भगवदावेशात् भगवान्, भगवतः सुहृच्च। भगवत्सुहृद्वा। अजितं सर्वैरपि, भक्तैः पराजितं सर्वावश्योऽपि भक्तवश्य इति सर्वेश्वरे वशे जाते सर्वपुरुषार्थाः करस्थिता इति। तद्ध्यानवेगोद्ग्रथितात्मबन्धन इति तस्य ध्यानवेगेनैव उद्ग्रथिताः आत्मानः सर्व एव अविद्यादिबन्धाः यस्येति तथाविधो भूत्वा भगवच्चिन्तनेनैव तद्धाम लेभे वैकुण्ठं प्राप्तवान्। ततः अचिरतः शीघ्रमेव सतां गतिं भगवन्तमपि, पश्चाच्च सायुज्यं प्राप्तवानित्यर्थः ॥४०॥

एवं सुदाम्न उद्धारमुक्त्वा तस्य पश्चादपि लोके कीर्तिर्भवत्विति एतदुपाख्यानस्य श्रवणफलमाह एतद्ब्रह्मण्यदेवस्येति।

શ્લોકાર્થ-૪૦ : એવી રીતે ભગવાન અને ભગવાનના મિત્ર તે વિપ્રે તે સમયે અજીતને પોતાના ભક્તોથી પરાજિત પામેલ જોઈને તેમના ધ્યાનના વેગથી છુટી ગયા છે. આત્માના બંધનો જેના તેવો થઈ તેમનું ધામ તરત જ અને સત્પુરૂષના ફલને પ્રાપ્ત કર્યા. (૪૦)

ભાવાર્થ, સુબોધિનીજી : સુદામા ભગવાનના આવેશને લીધે ભગવાન હતો. મિત્ર હતો. બધાંથી અજીત હોવા છતાં ભકતોથી પરાજિત પામેલાભકતોને વશ થયા. સર્વના ઈશ્વર વશ થાય ત્યારે પુરૂષાર્થ પોતાના હાથમાં રહેલા હોઈ 'તેમના ધ્યાનના વેગથી છુટી ગયા છે. આત્માના બંધનો જેના' તેવો સુદામા થયો. એમ તેવા પ્રકારનો થઈ ભગવાનના ચિંતનથી જ તેને વૈકુંઠધામ પ્રાપ્ત કર્યુ.પછી તરત જ સત્પુરૂષના ફલરૂપ ભગવાનને પ્રાપ્ત કર્યા અને પછી સાયુજ્ય પ્રાપ્ત કર્યુ એવો અર્થછે.(૪૦)

એવી રીતે તેના ઉદ્ધારનું વર્ણન કરી, લોકમાં તેની કિર્તિ થાવ એવા આશયથી શ્રવણનું ફલ હવે કહે છે.

एतद्ब्रह्मण्यदेवस्य श्रुत्वा ब्रह्मण्यतां नरः।
लब्धभावो भगवति कर्मबन्धाद्विमुच्यते ॥४१॥

एतदित्यव्ययम् । इमां ब्रह्मण्यतां श्रुत्वा नरो भगवति लब्धभावो भवति नराणामैहिके दृढा दृष्टिरिति तद्भगवान् करोतीति भगवद्भावो दृढो भवति। ततः कर्मबन्धाद्विमुच्यते यत्रैतच्छ्रोतुरपि मोक्षः तत्र सुदाम्नो मोक्षे कः संदेहः। एवं भुक्तिमुक्तिप्रदो भगवानेवेत्युक्तम्। अन्यदपि फलं भगवान्प्रयच्छीतीति च । एवं निरुद्धानां फलदाता निरूपितः ॥४१॥

इति श्रीभागवतसुबोधिन्यां
श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धोत्तरार्द्धविवरणे द्वात्रिंशाध्यायविवरणम् ॥३२॥

<u>શ્લોકાર્થ -૪૧ :</u> હવે બ્રાહ્મણના હિતકારી દેવનું, બ્રાહ્મણના હિતકારી હોવાપણું સાંભળીને માણસ ભગવાનમાં સ્નેહ પ્રાપ્ત કરી કર્મના બંધનથી મુક્ત થાય છે.(૪૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> આ બ્રાહ્મણના હિતકારી હોવાપણું સાંભળીને માણસ ભગવાનમાં સ્નેહ પ્રાપ્ત કરે છે. માણસોની આ લોકના ફલમાં દઢ દષ્ટિ હોવાથી ભગવાનમાં સ્નેહ દઢ થાય છે. પછી તે કર્મના બંધનથી મુક્તિ થાય છે. જ્યારે આ સાંભળનારને મોક્ષ પ્રાપ્ત થાય છે તો સુદામાનો મોક્ષ થવામાં શું સંદેહ? ભોગ અને મોક્ષ રાખનાર ભગવાન જ છે અને બીજું પણ ફલ આપનાર ભગવાન જ છે.એમ કહેલ છે.(૪૧)

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૩૨ મો
સાત્ત્વિક ફલ પ્રકરણ
સમાપ્ત"



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।







श्रीमद्वल्लभाचार्यचरणप्रणीता ।

(दशम-उत्तरार्ध-सात्त्विक-फल-प्रकरणम् ।)

## त्रयस्त्रिंशोऽध्याय : ।

सात्त्विकप्रक्रियायां तु षड्भिस्त्रं जगौ।
प्रमेयसाधनफलं धर्मास्तत्र निरूपिताः॥१॥
धर्मिणोऽत्र त्रयो वाच्यास्तत्राध्यायत्रयं मतम्।
सात्त्विके तु प्रमेये हि धर्मो यादृग्विधो मतः॥२॥
त्रयस्त्रिंशे तथाध्याये प्रथमं स निरूप्यते ।
सर्वाभीष्टः सर्वसाक्षी सर्वप्रियहितैषणः ॥३॥
तीर्थैकगम्यो ज्ञानात्मा गुरुर्मोक्षप्रदः परः ।
सात्त्विकानामेकमेव साधनं गुणवर्णनम्॥४॥
सरसस्य श्रुतिश्चापि तदग्रे विनिरूपितम्।
ततः फलात्मा स हरिः सर्वाभीष्टप्रपूरकः॥५॥
देशकालौ तथा चाङ्गं ततस्तत्रैव तत्त्रयम्।

तामसा राजसाः प्रोक्ता राजसाश्चैव सात्त्विकाः ॥६॥
ततोऽध्याये प्रमेयेऽत्र सर्वे सात्त्विकतां गताः ।
प्रमेयमेतदेवात्र यदा सर्वेऽत्र सात्त्विकाः॥७॥
तदा प्रमेयो भगवान्नान्यथेत्युच्यते स्फुटः ।




## દશમ સ્કંધ ઉત્તરાર્ધ
## "સાત્ત્વિક ફલ પ્રકરણ"
## અધ્યાય -તેત્રીસમા (૩૩)

કારિકાઓ :

કારિકા-૧ : સાત્વિક પ્રકરણમાં છ, છ અધ્યાયોથી પ્રમેય સાધન અને ફલ કહ્યાં. તેમાં ગુણોનું નિરૂપણ કહેલું છે.(૧)

કારિકા-૨ : અહીં આ પ્રકરણમાં ત્રણ ધર્મીઓ કહેવાના છે. તે સંબંધના ત્રણ અધ્યાયો છે. સાત્વિક પ્રમેય પ્રકરણમાં તો જેવા પ્રકારના ધર્મીનો આદર કરવમાં આવે છે. તેવા પ્રકારનાનું નિરૂપણ કર્યું.(૨)

કારિકા-૩ : સર્વના વ્હાલા, સર્વના સાક્ષી, સર્વનું પ્રિય અને હિત ઇચ્છનારા માત્ર તીર્થ કરવાથી પ્રાપ્ત થાય તેવા જ્ઞાનરૂપ ગુરૂ, જ્ઞાન આપનાર અને મોક્ષ આપનાર પ્રમેય ધર્મી છે.(૩)

કારિકા-૪ : ભગવાનના ગુણોનું વર્ણન અને સરવાળા ચરિત્રોનું શ્રવણ એ સાત્વિકોનું એક જ સાધન છે. તે કહેલું છે.(૪)

કારિકા-૫ : સર્વનું ઇચ્છેલું પુરનાર ફલરૂપ તે હરિનું નિરૂપણ કરેલું છે. દેશ અને કાલ તેમના અંગ છે. તેથી ત્યાં જ તે ત્રણ કહેલાં છે.(૫)

કારિકા-૬ : તામસોને રાજસ્ જાણાવ્યા અને રાજસોને સાત્વિક ગણાવ્યા તેથી અહીં પ્રમેય અધ્યાયમાં સર્વએ સાત્વિકપણું પ્રાપ્ત કરેલું છે.(૬)

કારિકા-૭ : અહીં આ જ જાણવા યોગ્ય છે. જ્યારે અહીં બધા સાત્વિક થાય ત્યારે ભગવાન જાણી શકાય. બીજા પ્રકારે જાણી શકતા નથી. તેથી સ્પષ્ટતાથી

અહીં ભગવાનનું વર્ણન કરવામાં આવે છે.(૭)

इदानीमध्यायत्रयेण भगवत्साक्षात्कारः । भगवदीयानां साधनं तेषां फलं च क्रमेण निरूप्यते । तत्र प्रथमं सात्त्विकानामपि सर्वोत्कृष्टानां ग्रहणादिकालविशिष्टे कुरुक्षेत्रादावेव भगवद्दर्शनं नान्यत्रेति निरूप्यते । तदर्थं कुरुक्षेत्रयात्राप्रसङ्गः। तीर्थमपि गृहं चेत्तदा न फलतीति मथुरातो द्वारकातश्च सर्वेषां गमनम्।

तत्र कालस्य प्राधान्यात्प्रथमं सूर्यग्रहणमाह अथैकदेति।

**श्रीशुक उवाच -**

**अथैकदा द्वारकायां वसतो रामकृष्णयोः।**
**सूर्योपरागः सुमहानासीत्कल्पक्षये यथा ॥१॥**

राहुग्रस्तदिवाकरान्नान्यो मुख्यः कालः स च कालः सर्वनाशमक इति भगवति विद्यमाने कदाचिन्न भवेदित्याशङ्क्याह रामकृष्णयोर्द्वारकायामेव वसतोः। यथा कल्पक्षये कल्पक्षयनिमित्तं तत्सूचकः सूर्योपरागः सर्वग्रासात्मको भवति। एवं भगवति विद्यमानेपि जातः भूभारहरणं सूचयिष्यति ॥१॥

ततः किमत आह तं ज्ञात्वेति।

હવે ત્રણ અધ્યાયોથી ભગવાનનો સાક્ષાત્કાર અને ભગવદીયનું સાધન અને ફલ અનુક્રમે કહેવામાં આવે છે. તેથી આરંભમાં એક કહેવામાં આવે છે. સર્વથી ઉત્તમ સાત્વિકોને પણ ગ્રહણ વિગેરે અમુક સમયે કુરૂક્ષેત્ર સ્થલમાં જ ભગવાનનું દર્શન થાય છે. બીજા પ્રકારે થતું નથી. તે માટે કુરૂક્ષેત્રની યાત્રાનો પ્રસંગ કહેલો છે. તીર્થ પણ જો ઘર હોય તો તે ફલ આપતું નથી. તેથી મથુરાથી અને દ્વારકાથી બધા કુરૂક્ષેત્ર જાય છે. તે સંબંધમાં કાલ મુખ્ય હોવાથી નીચેના શ્લોકમાં સૂર્યગ્રહણ થયાનું કહે છે.

श्लोकार्थ -१ : પછી એક સમયે બલભદ્ર અને શ્રીકૃષ્ણ દ્વારકામાં રહેતા હતા ત્યારે કલ્પના ક્ષય સમયે જેવું થાય તેવું ઘણું મોટું સૂર્યગ્રહણ થયું.(૧)

ભાવાર્થ, સુબોધિનીજી : રાહુએ ગળેલા સૂર્યથી બીજો મુખ્ય સમય નથી.અને સમય સૂર્યનો નાશ કરનારો હોવાથી ભગવાન ભૂતલ પર હોય ત્યારે તે આવતો જતો નહિ હોય એવી શંકામાં 'બલભદ્ર અને શ્રીકૃષ્ણ દ્વારકામાં જ રહેતા હતા' શબ્દો યોજેલ છે.

'કલ્પના ક્ષય સમયે જેવું થાય તેવું' શબ્દોથી તે સમય કલ્પના ક્ષયનું કારણ હતું.તે સૂચવનારૂં સૂર્ય ગ્રહણ, 'સર્યના ગ્રાસ સ્વરૂપ' હોય છે. એવી રીતે ભગવાન હોવા છતાં થયેલ ખગ્રાસ સૂર્યગ્રહણ ભૂમીનો ભાર હરવાનું સૂચવે છે.(૧)

તેથી શું? તે નીચેના શ્લોકથી કહે છે.




**तं ज्ञात्वा मनुजा राजन् पुरस्तादेव सर्वतः।**
**स्यमन्तपञ्चकं क्षेत्रं ययुः श्रेयोविधित्सया ॥२॥**

ज्योतिःशास्त्रप्रामाण्यात् पूर्वमेव माघे मासि ग्रहणं जायत इति श्रुत्वा स्यमन्तपञ्चकं क्षेत्रं कुरुणा निर्मितं देशानां मध्ये मुख्यम्। श्रेयोविधित्सया तत्र गत्वा श्रेयः संपादयिष्याम इति निश्चित्य तस्मिन् समागताः ॥२॥

ननु तत्रैव श्रेयःसंपादनं कुत इति चेत्तत्राह निःक्षत्रियां महीं कुर्वन्निति।

श्लोकार्थ -२ : હે રાજન્! આગળથી જ તે જાણીને મનુષ્યો કલ્યાણ પ્રાપ્ત થાય તેવી ઈચ્છાથી સર્વ તરફથી 'સ્વમંતપંચક' તીર્થે ગયા.(૨)

ભાવાર્થ, સુબોધિનીજી : જ્યોતિઃશાસ્ત્રમાં પ્રમાણપણાને લીધે આગળથી જ માઘ માસમાં ગ્રહણ થવાનું છે એમ સાંભળીને મનુષ્યો કુરૂએ બનાવેલ દેશોમાં મુખ્ય સ્યમન્ત પંચક ક્ષેત્રે કલ્યાણ પ્રાપ્ત કરીશું એવો નિર્ણય કરીને ત્યાં ભેગા થયા.(૨)

ત્યાં જ કલ્યાણની પ્રાપ્તિ કેમ થાય? એવી શંકામાં નીચેનો શ્લોક કહે છે.

**निःक्षत्रियां महीं कुर्वन् रामः शस्त्रभृतां वरः ।**
**नृपाणां रुधिरौघेण यत्र चक्रे महाह्रदान् ॥३॥**

पूर्वं रामेण क्षत्रियाणां सर्वेषामेव नाशार्थं संकल्पः कृतः । ततः क्षत्रियाः सर्वान्मारयिष्यतीति निश्चित्य क्व युद्धेन मृते मोक्षं प्राप्स्याम इति विचार्य 'कुरुक्षेत्रसमा गङ्गा' इति 'धर्मक्षेत्रे' इति कुरुणा महता कष्टेन तत् स्थानं तथाकृतमिति तत्रैव मोक्षो भविष्यतीति निश्चित्य परशुराममारणसमये सर्व एव तत्रक्ष समागताः । ततो रामेण ते सर्वे हताः तेषां रुधिरौघेण नव ह्रदांश्चक्रे तान्येव तीर्थानि जातानि गङ्गातोऽप्यधिकानि । अनेन तस्योत्कर्षो निरूपितः । शस्त्रभृतां वर इति स्वधर्मनिष्ठया तस्य सम्यग्देशज्ञानं निरूपितम् ॥३॥

किंच । न केवलं क्षत्रियाणामेव तत्रोत्कर्षः संपादितः किंतु स्वस्यापीत्याह ईजे च भगवान् राम इति ।

*શ્લોકાર્થ - ૩ : જ્યાં પૃથ્વીને ક્ષત્રિયવિનાની કરતાં, શસ્ત્ર ધારણ કરનારાઓમાં ઉત્તમ પરશુરામે, રાજાઓના લોહીના પ્રવાહોથી મોટા ધરાઓ કરેલા. (૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : પહેલાં પરશુરામે બધાએ ક્ષત્રિયોના નાશ કરવાનો સંકલ્પ કરેલો. પછી આપણે પણ હણાશું એવો વિચાર કરીને ગંગા કુરૂક્ષેત્રની સમાન છે અને ધર્મના તીર્થરૂપ કુરૂક્ષેત્રમાં એ હોવાથી ત્યાં જ મોક્ષ પ્રાપ્ત થશે એવો નિશ્ચય કરીને, પરશુરામે તે બધાને હણ્યા. તેઓના લોહીના પ્રવાહથી નવ ધરાઓ કર્યા. તે જ ગંગાથી પણ અધિક તીર્થો થયા. આથી કુરૂક્ષેત્રનું ઉત્તમપણું જણાવેલ છે. 'શસ્ત્ર ધારણ કરનારાઓ' ઉત્તમ' વિશેષણથી એમ જણાવેલું છે કે પરશુરામને દેશનું ઘણું સારૂં જ્ઞાન હતું. (૩)

વળી પરશુરામે ત્યાં માત્ર ક્ષત્રિયાઓને જ કીર્તિ પ્રાપ્ત કરાવવી એમ ન હતું

પરંતુ પોતે પણ પ્રાપ્ત કરી એમ નીચેના શ્લોકથી કહે છે.

**ईजे च भगवान् रामो यत्रास्पृष्टोऽपि कर्मणा ।**
**लोकं सङ्ग्राहयन्नीशो यथान्योऽधापनुत्तये ॥४॥**

प्रायश्चित्तार्थं यमांश्च तत्रैव कृतवान् प्रायश्चितं तु पापसंबन्धे भवति तथा च तस्मिन् क्षेत्रे पापमप्युत्पद्यत इति शङ्काव्युदासार्थमाह **यत्रास्पृष्टोऽपि कर्मणेति** । यद्यपि भगवत्त्वेनापि न कर्मसंबन्धस्तथापि तत्र देशमाहात्म्यादेव न कर्मसंबन्ध इति ज्ञापयितुं यत्रेत्युक्तम् । अन्यथा चकारादपि पूर्वस्थानमायाति । तर्हि यागस्य किं प्रयोजनमित्याशङ्क्याह **लोकं संग्राहयन्निति** । ननु किमित्येवं मन्यते तत्राह **ईश इति** । ननु ईशस्य यज्ञाधिकार एव नास्ति कथं कृतवानिति चेत्तत्राह **यथान्य इति**। फलार्थतां वारयति **अघापनुत्तय इति** पापक्षयार्थम् ॥४॥

एवं देशकालयोर्माहात्म्यमुक्त्वा तत्र सर्वासां प्रजानां समागमनमाह **महत्यां तीर्थयात्रायामिति** ।

<u>શ્લોકાર્થ -૪ :</u> *જ્યાં ભગવાન પરશુરામે પોતે કર્મના સંબંધ વિનાના અને ઈશ્વર હોવા છતાં લોક પાસે કર્મ કરાવવા માટે બીજાની પેઠે પાપ દૂર કરવા યજ્ઞો કરતા હતા.(૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પરશુરામે પ્રાયશ્ચિત કરવા માટે યજ્ઞો ત્યાં જ કર્યા હતા. પ્રાયશ્ચિત તો પાપનો સંબંધ થાય ત્યારે કરવાનું હોય છે. તેથી તીર્થમાં પાપ પણ ઉભું થતું હશે એ શંકા દૂર થાય તે માટે 'જ્યાં કર્મના સંબંધ વિનાના હોવા છતાં' શબ્દો યોજેલા છે.

જોકે પરશુરામે 'ભગવાન' હોવાથી તેમને કર્મનો સંબંધ ન હતો છતાં પણ ત્યાં દેશના મહાત્માને લીધે જ કર્મનો સંબંધ થયો ન હતો'' એમ જણાવવા 'જ્યાં

એમ કહેલું છે.' તે સમજાય છે.

ત્યારે યજ્ઞ કરવાનું શું પ્રયોજન ? એવી શંકા થાય તે માટે લોક પાસે કર્મ કરાવવા માટે' શબ્દો યોજેલ છે. 'ઈશ્વર' શબ્દ યોજેલ છે. એ બતાવે છે કે તેમને એમ કેમ વિચારેલ. ઈશ્વરને યજ્ઞ કરવાનો અધિકાર જ નથી. તો તેમને કેમ કર્યો? એવી શંકામાં 'બીજાની પેઠે' શબ્દ યોજેલ છે. 'પાપ દૂર કરવા' શબ્દોથી એમ કહેલું છે કે ફલ પ્રાપ્ત કરવા યજ્ઞો કર્યા ન હતા પરંતુ પાપ નાશ કરવા કરેલા હતા.

એ પ્રમાણે દેશ અને કાલનું મહાત્મ્ય કહીને બધી પ્રજાઓ ત્યાં ભેગી થઈ તે કહે છે. (૪)




**महत्यां तीर्थयात्रायां तत्रागन्भारती: प्रजा:।**
**वृष्णायश्च तथाऽक्रूरवसुदेवाहुकादय: ॥५॥**

एतादृशे निमित्ते तीर्थयात्रा महती भवति। महत्त्वं सर्वेषां गमनात्फलाधिक्याच्च। अत एव भारती: भारतवर्षोद्भवा: प्रजा: सर्वा एव तत्रागमन् । तत्र महतां नामानि संक्षेपेणाह वृष्णयश्चेति। आदौ वृष्णय: समागता: तत्रापि मुख्या एव समागता इति वक्तुं अक्रूरवसुदेवाहुकादय इति सात्त्विका महान्तो राजानश्चोक्ता: ॥५॥

तेषामन्यत्र गमनं वारयितुमाह ययुस्ते भारतं क्षेत्रमिति।

**ययुस्ते भारतं क्षेत्रं स्वमघं क्षपयिष्णव:।**
**गदप्रद्युम्नसाम्बाश्च सुचन्द्रशुकसारणै: ॥६॥**

भरतवंशोद्भवेन निर्मितं क्षेत्रं वृष्णीनां सर्वश्रेयांसि गृह एवेति भगवदवज्ञालक्षणं पापं संभवतीति तस्यान्यत्र निष्कृतिमलभमाना: स्वमसाधारणमघं क्षपयिष्णव: तत्रागता इत्युक्तम्। त्रिविधा एव समागता इति शङ्काव्युदासार्थं अन्यानपि गणयति गदप्रद्युम्न-

साम्बाश्चेति ॥६॥

सर्वेषामेवागमने द्वारकायां कः स्थित इत्याकाङ्क्षायामाह आस्तेऽनिरुद्धो रक्षायामिति।

*श्लोकार्थ -५-६ : ત્યાં મોટી તીર્થયાત્રામાં ભારતની પ્રજાઓ ગઈ હતી. વૃષ્ણિઓ, અક્રુર, વસુદેવ, આહુક સુચંદ્ર, શુક અને સારણ, ગદ, પ્રદ્યુમ્ન અને સાંબ પોતાના પાપ નાશ કરવા ઈચ્છતા તેઓ ભારતક્ષેત્રે ગયા.(૫-૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : આવું પ્રયોજન હોય ત્યારે તીર્થયાત્રા મોટી થાય છે. મોટાપણું પણ બધા ત્યાં જવાથી અને ઘણું ફલ થવાથી થાય છે. તેથી જ ભારતવર્ષમાં ઉત્પન્ન થયેલી બધી પ્રજાઓ ત્યાં ગઈ.તે પૈકી મોટા પુરૂષોના નામો 'વૃષ્ણિઓ' ટુંકાણથી કહેલાં છે. આરંભમાં વૃષ્ણિઓ આવ્યા.તેમાં 'અક્રૂર, વસુદેવ અને આહૂક શબ્દોથી અનુક્રમે સાત્વિક,મોટા પુરૂષો અને રાજાઓ કહેલા છે.

તેઓ બીજા સ્થળોએ ગયા ન હતા. પરંતુ ભરત વંશમાં ઉત્પન્ન થયેલા અને બનાવેલા તીર્થમાં ગયા. વૃષ્ણિઓને પોતાને ઘેર જ શ્રીકૃષ્ણ હતા. તેથી ભગવાનની અવજ્ઞાનું પાપ થવાનું સંભવે એટલે તે પાપ દૂર કરવા ઈચ્છતા તેઓ ત્યાં આવ્યા. ત્રણ પ્રકારના વૃષ્ણિઓ આવ્યા અને તેમનાં નામો પણ જણાવેલ છે.(૫-૬)

*શ્લોકાર્થ -૬ ૧/૨ : રક્ષણ કરવા માટે અનિરૂદ્ધ અને સેનાપતિ કૃતવર્મા ત્યાં રહ્યાં.(૬ ૧/૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : અનિરૂધ્ધ યોગના પતિ હોવાથી યોગના અભ્યાસમાં લાગ્યા રહેનાર હોઈ તે ન આવ્યા. 'અને સેનાપતિ કૃતવર્મા' એટલે અનિરૂધ્ધના સેનાપતિ એવો અર્થ છે. જો કે આ યાત્રા બધાને સમાન હતી. છતાં પણ ભગવાનના ચરિત્રનું હોવાથી વર્ણન કરેલ છે. જેઓ આવ્યા તેઓ યાત્રાના નિયમ મુજબ આવ્યા છે કે શોભા સહિત આવ્યા તે શંકામાં હવે કહે છે.




**आस्तेऽनिरुद्धो रक्षायां कृतवर्मा च यूथपः।**
**ते रथैर्देवधिष्ण्याभैर्हयैश्च तरलप्लवैः ॥७॥**

अनिरुद्धो योगपतिरिति योगाभ्यासपरस्याप्यनागमनमुक्तम्। कृतवर्मा च यूथप इति। तस्य सेनापतिरित्यर्थः। योऽपि तस्योत्तरसाधकः सोऽपि नागच्छेदिति यद्यपीयं यात्रा सर्वसाधारणा तथापि भगवच्चरित्रस्य प्रकरणित्वात् मुख्यतया यादवा वर्ण्यन्ते। ये समागतास्ते किं यात्रानियमेन आहोस्विच्छोभयेति संदेहे निरूपयति ते रथैर्देवधिष्ण्याभैरिति। 'कृत्वा कार्पटिकं वेषम्' इति नियमः यात्रायां देशमात्रप्राधान्ये स नियमः, कालप्राधान्ये तु न नियम इति। चतुरङ्गसेनया महत्या सहितास्ते व्यराचन्तेति रक्षा शोभाविषयश्च निरूप्यते। रथादयो वाहनरूपा इति केचित्। देवधिष्ण्यानि विमानानि। जगन्नाथदिदेवस्थानयात्रानिमित्तदेवासनरथदृशा वा नानालंकरणोपेताः तैर्व्यरोचन्तेत्यग्रिमेण संबन्धः। ते गदादयः सर्व एव वा लोकाः तथा हया अपि तरलवत्तङ्गवत् प्लवः प्लवः गतिर्येषाम्। हयानां गतिरेव गुणः॥७॥

**गजैर्नदद्भिरभ्राभैर्नृभिर्विद्याधरद्युभिः।**
**व्यरोचन्त महातेजाः पथि काञ्चनमालिनः॥८॥**

गजाश्च नदन्तः, अभ्राभाः अत्युच्चाः, नादेनान्तस्तोषो मत्तता वा निरूप्यते। नृभिः पदातिभिः दोलावाहकैर्वा, तेषां कान्तिर्विद्याधरसदृशी। ते हि नानाविद्यया नानारूपा भवन्ति अलंकृताश्च। प्रतिक्षणमन्यथान्यथारूपमिति ज्ञापयितुं विद्याधरकान्तितुल्यता। स्वयमपि महातेजा महत्तेजो येषामिति समासान्तोऽत्र टच्। तेन टिलोपान्महातेज इत्यकारान्तो भवति। अनेन सहजोत्कर्षस्तेषामुक्तः। आगन्तुकमाह पथि काञ्चनमालिन

इति। अनेन सर्वदेशस्वास्थ्यं सर्वनिर्मलचित्तता च निरूपिता। अन्यथा साभरणा निर्भयाश्च सर्वे सर्वतो नागच्छेयुः ॥८॥

दिव्यस्रग्वस्त्रसंवाहा इति।

<u>શ્લોકાર્થ -૭-૮ :</u> દેવોના આસનો જેવા રથો સાથે અને તરંગના જેવી ગતિવાળા અશ્વો સાથે નાદ કરતા, વાદળા જેવા હાથીઓ સાથે, વિદ્યાધરોની કાંતિવાળા પુરૂષો સાથે માર્ગમાં સુર્વણની માલાઓવાળા દિવ્ય વસ્ત્રો અને કવચવાળા તેઓ સ્ત્રીઓ સાથે ઘણું શોભતા હતા.(૭-૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> યાત્રામાં યાત્રાળુનો વેશ ધારણ કરીને આવ્યા. તેવો નિયમ હોય છે. પરંતુ કાલનું મુખ્યપણું હોય ત્યાં આ નિયમ હોતો નથી. તેથી ચાર અંગોવાળી મોટી સેના સાથે તેઓ શોભતા હતા. રથો વિગેરે વાહનરૂપ હતા એમ કેટલાક કહે છે.

(૧) વિમાનો અથવા જગન્નાથ દેવના સ્થાનોની યાત્રાના કારણરૂપ દેવોના આસનરૂપ રથો અલંકારવાળા હોઈ ઘણું શોભતા હતા.

'તેઓ' એટલે ગદ વિગેરે સર્વ લોકો શોભતા હતા. તે પ્રમાણે અશ્વો પણ તેની તરંગના જેવી ગતિ હતી એ ગતિ જ અશ્વોનો ગુણ છે.

હાથીઓ નાદ કરતા. વાદળાં જેવા ઘણા ઉંચા હતા. નાદથી મદવાળા જણાવેલ છે.

પુરૂષો પગે ચાલનારા સૈનિકો અથવા પાલખી ઉપાડનારા તેઓની કાંતિ વિદ્યાધરોના જેવી હતી. દરેક ક્ષણે જુદું જુદું રૂપ હતું.

પોતે પણ ઘણું તેજ હતું જેઓનું તેવા હતા. માર્ગમાં સુર્વણની માલાવાળા વિશેષણથી ઉત્તમપણું કહેલું છે. સ્વસ્થપણું અને નિર્મળ ચિત્તવાળા હોવાનું કહેલ છે. બધા આભરણો સાથે પણ ભય રહિત આવ્યા. (૭-૮)




दिव्यस्रग्वस्त्रसंवाहाः कलत्रैः खेचरा इव।
तत्र स्नात्वा महाभागा उपोष्य सुसमाहिताः ॥९॥

ભાવાર્થ, સુબોધિનીજી : ૮ લોકમાં આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવા અલૌકિક વસ્ત્રો, અશ્વો અને કવચો વિગેરે હતા.

બધાએ સ્ત્રીઓ સહીત આવ્યા કારણ કે પ્રવૃત્તિ કરવામાં સ્ત્રીઓ સાથે હોય તો જ અધિકાર હોય છે. સ્ત્રીઓ ઘણી હતી એટલે શોભા પણ ઘણી થઈ એ જણાવવા 'દેવોની પેઠે' એવું દષ્ટાંત કહેલું છે. એવી રીતે બધાને આવવાનું કહી અમાવસ્યામાં ગ્રહણના દિવસે જેટલા આવવાનું સંભવતું હતું તેઓનું નિરૂપણ કરી, પછી તેઓને તીર્થમાં સ્નાન વિગેરે કર્યા તે નીચેના શ્લોકથી કહે છે.

'મહાભાગ્યવાળાઓને' શબ્દથી તીર્થ પ્રાપ્ત થવાનું ભાગ્ય અને દાન માટેનું ધન કહેલું છે. પછી ઘેરાયેલો સૂર્ય આથમવાનો હતો તેથી તે દિવસે બધાએ ઉપવાસ કર્યો. પરંતુ તીર્થ આવ્યાના કારણથી ઉપવાસ કર્યો ન હતો. કારણ કે કુરૂક્ષેત્રમાં તેવા ઉપવાસ કરવાની શાસ્ત્રમાં મના છે. 'શાંત ચિત્તવાળા થઈ' શબ્દથી સર્વ ભોગ બંધ રાખ્યાનું અને બધા દોષ દૂર થયાનું કહેલું છે. પછી ગ્રહણના સમયે વસ્ત્રો, માલાઓ અને સુવર્ણની માલાઓવાળી અને અંલકારોવાળી ગાયો બ્રાહ્મણોને આપી. ત્યાં એક સરોવર મુખ્ય છે અને બીજા નવ ધરા છે. લોહીના પ્રવાહના નવ ધરાઓ પરશુરામે બનાવેલ ધરાઓ છે. પછી પરશુરામના ધરાઓ પણ ફલ પ્રાપ્ત કરાવનારા હોવાથી તેઓમાં પણ વિધિ પ્રમાણે સ્નાન કર્યું.(૯-૧૦)

**ददुः स्वर्णं द्विजाग्र्येभ्यः कृष्णे नो भक्तिरस्त्विति ।**
**स्वयं च तदनुज्ञाता वृष्णयः कृष्णदेवताः ॥११॥**




तत्रापि स्वर्णं ददुः स्नानपूर्त्यर्थम्, दानाभावे स्नानं विफलं स्यात्। कामनामाह कृष्णे नो भक्तिरस्त्विति। तीर्थसुवर्णदानयोरुभयोरपि सार्वकामिकत्वात्। एतत्स्नानं द्वितीयदिवस एवेति केचित्। पुनःपदाद्द्वितीयदिवसेऽपि दानं च। ततो ब्राह्मणानुज्ञया कृष्ण एव देवता येषाम् ॥११॥

ततस्तस्य सायुज्यं जातमित्याह ततः सूक्ष्मतरं ज्योतिरिति।

શ્લોકાર્થ - ૧૧ : 'શ્રીકૃષ્ણમાં અમારી ભક્તિ હો' એવી કામનાઓથી ઉત્તમ બ્રાહ્મણોને સુવર્ણ આપ્યું. શ્રીકૃષ્ણ જેમના દેવ હતા તેવા વૃષ્ણિઓ, તેમની પરવાનગી લઈ. (૧૧)

ભાવાર્થ, સુબોધિનીજી : ત્યાં પણ સ્નાનનું ફલ મળે તે માટે સુર્વણનું દાન આપ્યું. દાન ન કરે તો સ્નાન નિરર્થક થાય. 'શ્રીકૃષ્ણમાં અમારી ભક્તિ હો' એ શબ્દોથી પોતાની કામના કહેલી છે. તીર્થ અને સુવર્ણનું દાન બંને પણ કામનાઓ પૂર્ણ કરવામાં છે. આ સ્નાન ગ્રહણના બીજા દિવસે કહેલું. 'ફરીથી' શબ્દ હોવાથી બીજા દિવસે કરેલું કહેલું છે.(૧૧)

આટલા સમય સુધી, તીર્થના કાર્યમાં રોકાયેલા હોવાથી તેઓને સ્થાન જોવાનો અવકાશ ન હતો. પછી યાદવોએ પોતે બીજા સ્થળે ગયા વિના જ ભગવાન ત્યાં હોવાથી ત્યાં આવેલા બધાને જોયા તે નીચેના શ્લોકથી કહે છે.

भुक्त्वोपविविशुः कामं स्निग्धच्छायाङ्घ्रियाङ्घ्रिषु ।
तत्रागतांस्ते ददृशुः सुहृत्संबन्धिनोऽपरान्॥१२॥

तत्र तीर्थे कृष्णं पूजयित्वा भोजनार्थमुपविष्टे भुक्ते वा भगवति भगवता वानुज्ञाताः स्निग्धच्छायाप्रयुक्तेष्वङ्घ्रिपेषु भुक्त्वा समुपविविशुः। एतावत्पर्यन्तं तीर्थवैयग्र्याल्लोकदर्शनार्थं नावकाशः। ततो यादवाः स्वयमन्यत्रागत्वैव भगवांस्तत्र वर्तत इति तत्रैव समागतान् सर्वान् ददृशुरित्याह तत्रागतांस्ते ददृशुरिति। सुहृदो मित्राणि संबन्धिनः विवाह्यान् अपरानुदासीनांश्च भगवद्दर्शनार्थमागतान्, नृपानिति वा ॥१२॥

नानादेशस्थास्ते इति देशभेदान्निरूपयति मत्स्येति।

मत्स्योशीनरकौसल्यविदर्भकुरुसृञ्जयान्।
काम्बोजकैकयान्मद्रान्कुन्तीनारदकेरलान्॥१३॥

**अन्यांश्चैवात्मपक्षीयान्परांश्च शतशो नृप।**
**नन्दादीन्सुहृदो गोपान्गोपीश्चोत्कण्ठिताश्चिरम्॥१४॥**

**नारददेशः** कौंकणदेशः। अन्ये तु प्रसिद्धाः एकादश निरूपिताः। तत्तन्मनो वृत्तिप्राधान्यख्यापनाय। अनुक्तसमुच्चयार्थमाह **अन्यांश्चेवेति।** **परान्** शत्रुपक्षीयान्। **शतश** इति शत्रुबाहुल्यं सूचितम्। तेपि द्रष्टुं समागता इति भगवतोऽचिन्त्य सामर्थ्यं निरूपितम्। एते सर्वे क्षत्रिया एव सजातीया निरूपिताः। विजातीयान् निरूपयन् प्रथमं नन्दादीनपश्यन्। **गोपान् गोपीश्च उत्कण्ठिता** इति। भगवद्विषयिणी उत्कण्ठा भगवदीयान्वा सर्वान् सुसमृद्धान् एतावान् भगवतो विलास इति द्रष्टुं तासामुत्कण्ठा। उत्कण्ठायामेव चिरमिति विशेषणम्॥१४॥

ततस्तेषामन्योन्यसंभाषणादिकं लौकिकभाषया निरूपयति **अन्योन्येति।**

*<u>શ્લોકાર્થ-૧૨-૧૩-૧૪ :</u> ભોજન કરી, શીતલછાયાવાળા વૃક્ષોના મૂલ પાસે ઈચ્છા પ્રમાણે બેઠા. હે નૃપ ! તેઓએ ત્યાં આવેલા મિત્રો, સંબંધિઓ અને બીજાઓને મત્સ્ય, ઉશીનર, કૌશલ્ય, વિદર્ભ, કુરૂ, સંજય, કાંબોજ, કૈકય, મદ્ર, કુંતિ, નારદ, કેરલ અને બીજાઓને અને પોતાના પક્ષના અને શત્રુના પક્ષનાઓને અને નંદ વિગેરે ગોપમિત્રોને અને લાંબા સમયની ઘણી અભિલાષાવાળી ગોપીઓને જોયાં.(૧૨-૧૩-૧૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી બ્રાહ્મણોની પરવાનગી લઈ શ્રીકૃષ્ણ જ જેમના દેવ હતા તેવા વૃષ્ણિઓએ ત્યાં તીર્થમાં ઉત્તમ બ્રાહ્મણોને દાન આપ્યા. કૃષ્ણમાં અમારી ભક્તિ રહો એવી યાચના કરી. શ્રીકૃષ્ણની પૂજા કરી. ભગવાન ભોજન માટે બેઠા ત્યારે અથવા ભગવાને ભોજન કર્યું ત્યારે ભગવાનની પરવાનગી લઈ શીતળ છાયાવાળા વૃક્ષોની નીચે ભોજન કરીને ભેગા થઈ બેઠા. મિત્રો,

સંબંધિઓ અને બીજાઓ એટલે તટસ્થ રહેલા બધા ભગવાનના દર્શન માટે આવેલાને અથવા નૃપોને જોયા.

તેઓ જુદા જુદા દેશમાં રહેનારા હતા. તેથી જુદાજુદા દેશો જણાવે છે. નારદ દેશ એટલે કૌકણદેશ. બીજા અગીયાર પ્રસિદ્ધ દેશો. જુદા દેશવાળાની મનોવૃત્તિ જણાવવા કહેલા છે 'અને બીજાઓને' શબ્દ યોજેલ છે. શત્રુના પક્ષવાળા ઘણા આવ્યાનું સૂચવેલ છે. તેઓ પણ દર્શન કરવા આવેલ હોવાથી ભગવાનનું ચિંતન થઈ ન શકે તેવું સામર્થ્ય જણાવેલું છે. બધા જ ક્ષત્રિયો જ કહ્યા છે. પ્રથમ નંદ વિગેરેને અને ગોપોને અને ઘણી ઈચ્છાવાળી ગોપીઓને જોયાં. ભગવાનના દર્શનની તેમને ઈચ્છા હતી. ભગવાનનો આટલો વિશ્વાસ છે. એમ ઘણી સમૃદ્ધિવાળા ભગવદીઓને જોવાની તેમને ઘણી ઈચ્છા હતી. 'લાંબા સમયની' એ વિશેષણ ઘણી ઈચ્છાનું છે.(૧૨-૧૩-૧૪)

પછી લૌકિક ભાષાથી તેઓની પરસ્પર વાતચીત નીચેના શ્લોકથી જણાવે છે.

**अन्योन्यसंदर्शनहर्षरंहसा**
**प्रोत्फुल्लहृद्वक्त्रसरोरुहश्रियः ।**
**आश्लिष्य गाढं नयनैः स्रवज्जला**
**हृष्यत्त्वचो रुद्धगिरो ययुर्मुदम् ॥१५॥**




भगवद्भक्तैः सह साक्षात्परंपरया वा सर्वेषामासक्तिरस्तीति सर्वे भगवदीया एवेति प्रमेयत्वं तेषाम् । अन्यथा तन्निरूपणे अधर्मः स्यात् । प्रकरणं च विरुध्येत । अतस्तदुक्तार्थमेव अन्योन्यदर्शनेन प्रेमाधिक्यं निरूप्यते। हर्ष आन्तरः तस्य तादृशो वेगः यो बहिरपि स्वानुभावं प्रकाशयति । अतो हृद्वक्त्र सरोरुहयोः उत्फुल्लयोः श्रीर्येषां दूराद्दर्शनस्यैतावत् । आश्लेषस्य ततोऽप्यधिकत्याह आश्लिष्येति । कायवाङ्मनसां सर्वेन्द्रियाणां च भाव उत्पन्न इति निरूपयति । तत्र प्रथमं सर्वेन्द्रियोपलक्षणार्थं हृष्यत्त्वच इति कायिकः संतोषः रुद्धगिर

इति वाचिकः। मुदं ययुरिति मानसः ॥१५॥

एवं पुरुषाणामन्योन्यं स्त्रीणामप्याह स्त्रियश्च संवीक्ष्येति।

શ્લોકાર્થ -૧૫ : એકબીજાના દર્શનથી થયેલ હર્ષના વેગથી ખીલી ઉઠેલાં હૃદય અને મુખરૂપી કમલની કાન્તિવાળા આંખોથી આસું ટપકાવતાં, તેઓ ગાઢ આલિંગન કરી, રોમાચિંત થઈ, રૂંધાયેલી, વાણીવાળા થઈ આનંદ પામ્યા.(૧૫)

ભાવાર્થ, સુબોધિનીજી : સીધી રીતે અથવા પરંપરાથી ભગવાનના ભક્તો સાથે બધાની આસક્તિ હોવાથી બધા ભગવદીઓ જ હતા. તેથી તેઓ જાણવા યોગ્ય છે. જો તેમ ન હોય તો એટલે ભગવદીય ન હોય તેમનું વર્ણન કરવાથી અધર્મ થાય અને પ્રકરણનો વિરોધ થાય. તેથી એકબીજાના દર્શનથી અધિક પ્રેમ થવાનું કહેલ છે. હર્ષ એ અંદરનો ગુણ છે. તેનો વેગ બહાર પણ પોતાનો પ્રભાવ જણાવતો હતો. તેથી ખીલી ઉઠેલાં હૃદય અને મુખરૂપી કમલોની કાંતિ હતી જેમની તેવા તે થયા. આટલું દૂરથી દર્શન કરવાથી થયું. આલિંગનથી અધિક થયું. કાયા, વાણી અને મનને અને સર્વ ઈંદ્રિયોને પ્રેમ ઉત્પન્ન થયો તે જણાવવા સર્વ ઈંદ્રિયોનો પ્રેમ જણાવવા 'રોમાચિત' થયાનું કહેલું છે. રૂંધાયેલી વાણીવાળા વિશેષણથી વાચાનો આનંદ પામ્યા અને શબ્દોથી મનનો સંતોષ કહેલ છે.(૧૫)

એવી રીતે પુરૂષોનો પરસ્પર વ્યહવાર કહ્યો. હવે નીચેના શ્લોકથી સ્ત્રીઓનો વ્યહવાર કહે છે.




स्त्रियश्च संवीक्ष्य मिथोऽतिसौहृद-
स्मितामलापाङ्गदृशोऽभिरेभिरे।
स्तनैः स्तनान्कुङ्कुमपङ्करूषितान्
निहत्य दोर्भिः प्रणयाश्रुलोचना ॥१६॥

तासां भावः प्रकटो जात इति ख्यापयितुं स्मितामलापाङ्गनिरूपणम्। अतिसौहृदमान्तरं, स्मितं मध्यस्थं, अमलापाङ्गा बाह्याः, एतत्सहिता दृष्टयो यासाम्। अभितः

आन्तरमानसव्यवधानराहित्येन रमणं वाचनिकम्। स्तनैः स्तनानिति। कायिको गाढाश्लेषः। प्रणयेनाश्रुलोचना इति सर्वेन्द्रियसंश्लेषः। एवमुभयेषामेकता निरूपिता ॥१६॥

अतः सर्व एव भगवदीयाः भगवदीयाश्च भगवानिति प्रमेयं भगवानेव निरूपितो भवतीति तेषामर्थाद्भगवदीयत्वं निरूप्य साक्षान्निरूपयति ततोऽभिवाद्येति।

*શ્લોકાર્થ -૧૬ : સ્ત્રીઓ પણ એકબીજાને જોઈને, ઘણા સ્નેહ સ્મિત અને સ્વચ્છ કટાક્ષવાળા દષ્ટિવાળી થઈ પ્રેમને લીધે આંખમાં સ્નેહના આંસુવાળી થઈ. કેસરના લેપથી ખરડાયેલ સ્તનો એકબીજા સાથે દબાયા એમ હાથોથી એકબીજાને ભેટી.(૧૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : તેઓનો પ્રેમ પ્રગટ થયો એમ જણાવવા સ્મિત અને સ્વચ્છ કટાક્ષ કહેલા છે. ઘણો સ્નેહ આદરનો ગુણ છે. સ્મિતે મધ્યે રહેલું અને સ્વચ્છ કટાક્ષો બહારનાં છે. આ ત્રણથી યુક્ત દષ્ટિઓ હતી. જેઓની તેવી થઈ. અંદર મનના આવરણ વિનાના રમણ વાણીનું કાર્ય છે. 'સ્તનોને સ્તનો સાથે દબાવી' શબ્દોથી કાયાથી ગાઢ આલિંગન કરેલ જણાવેલ છે. 'પ્રેમને લીધે આંખમાં આંસુવાળી થઈ' શબ્દથી સર્વ ઇંદ્રિયોનો સંબંધ જણાવેલ છે. એ પ્રમાણે બંને ભેટનારીઓનું એકપણું કહયું.(૧૬)

તેથી બધાએ ભગવદીઓ હતા અનેભગવદીઓ ભગવાન હોવાથી, જ્ઞાન પ્રાપ્ત કરવા ભગવાનનું જ વર્ણન થયું. એવી રીતે સંજોગ પ્રમાણે તેમના ભગવદીયપણાનું વર્ણન કરી નીચેના શ્લોકથી સ્પષ્ટ વર્ણન કરે છે.

**ततोऽभिवाद्य ते वृद्धान् यविष्ठैरभिवादिताः।**
**स्वागतं कुशलं पृष्ट्वा चक्रुः कृष्णकथां मिथः ॥१७॥**

वृद्धाभिवादनं धर्मः कीर्तनाङ्गं, यविष्ठैरभिवादिता इति हीनानां परिग्रहः। एवमुचनीचार्थं परिगृह्य सर्वोपकारार्थं कृष्णकथां मिथः

चक्रुः। एतदेव परमवैष्णवलक्षणं 'तेन्योन्यतो भागवताः प्रसज्य सभाजयन्ते मम पौरुषाणि' इति वाक्यात् ॥१७॥

एवं साधारणानां निरूप्य असाधारणानां स्वभावत एवासक्तियुक्तानामन्योन्यवैमनस्यलक्षणं दोषं परिहर्तुमुपालम्भ-परिहारौ निरूप्येते पृथा भ्रातॄनिति।

श्लोकार्थ -१७: પછી નાનાઓએ પ્રણામ કરેલા, વૃધ્ધોને પ્રણામ કરી સ્વાગત અને કુશલના પ્રશ્ન કરીને પરસ્પર શ્રીકૃષ્ણની કથા કરવા લાગ્યા.(૧૭)

ભાવાર્થ, સુબોધિનીજી : વૃધ્ધોને પ્રણામ કરવા એ કિર્તનના અંગરૂપ ધર્મ છે. 'પ્રણામ કરેલાં' વિશેષણથી નાનાઓ ઉપર કૃપા જણાવી છે. એવી રીતે મોટા નાનાઓનો સ્વીકાર કરી, બધાનું હિત થાય તે માટે તેઓ પરસ્પર શ્રીકૃષ્ણની કથા કરવા લાગ્યાં. તે ભગવદીયો પરસ્પર ભેગા થઇ મારા પુરૂષાતનનો આદર કરે છે. ('જે પરસ્પર ભગવદીય વૈષ્ણવો પ્રભુના ચરિત્રો ગાન કરે છે.'૩-૨૫-૩૪) એ વાક્ય પ્રમાણે આજ મુખ્ય લક્ષણ વૈષ્ણવોનું છે. (૧૭)

એવી રીતે સાધારણ પુરૂષોનું ભગવદીયપણું વર્ણવાન સ્વભાવથી જ ભગવાનમાં આસક્તિવાળા એકબીજાના આદરરૂપ દોષને દૂર કરવા નીચેના શ્લોકથી કહે છે.




**पृथा भ्रातॄन्स्वसॄर्वीक्ष्य तत्पुत्रान्पितरावपि ।**
**भ्रातृपत्नीर्मुकुन्दं च जहौ संकथया शुचः ॥१८॥**

भ्रातरो वसुदेवादयः। स्वसारः श्रुतदेवाद्याः। तत्पुत्राः बलशिशुपालादयः। पितरौ मारिषाशूरौ। भ्रातृपत्नीः देवक्याद्याः। मुकुन्दः सर्वेषां मोक्षदानार्थमागतो भगवान्। चकारात्तस्य सर्वसंबन्धो निरूपितः। एवं संकथया शुचो जहौ। सामान्यप्रश्नेनैव शोकलक्षणो दोषो निवृतः॥१८॥

विशेषनिराकरणार्थमुपालम्भमाह आर्य भ्रातरिति।

શ્લોકાર્થ -૧૮ : કુંતીએ ભાઈઓ, બહેનો તેમના પુત્રો અને માતાપિતાને ભાઈની પત્નીઓને અને મુકુંદને જોઈને, તેમની સાથે વાત ચિતથી શોકનો ત્યાગ કર્યો. (૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : વસુદેવ વિગેરે ભાઈઓ, શ્રુતદેવા વિગેરે બહેનો, બલભદ્ર અને શિશુપાલ વિગેરે તેમનાં પુત્રો, મારિયા અને શૂર માતા અને પિતા, દેવકી વિગેરે ભાઈઓની પત્નીઓ અને સર્વને મોક્ષ આપનાર ભગવાન મુકુંદને જોયા. 'ચ અને' સંબંધથી મુકુંદનો સંબંધ કહેલો છે. તે પ્રમાણે તેમની જોડે વાતચીત કરી શોકનો ત્યાગ કર્યો.(૧૮)

कुन्त्युवाच-

आर्य भ्रातरहं मन्ये आत्मानमकृताशिषम्।
यद्वा आपत्सु मद्वार्तां नानुस्मरथ सत्तमाः॥१९॥

सुहृदो ज्ञातयः पुत्रा भ्रातरः पितरावपि।
नानुस्मरन्ति स्वजनं यस्य दैवमदक्षिणम्॥२०॥

दुष्टस्तु न पृच्छत्येव त्वं त्वार्यः। तथापि न पृच्छसि इत्याश्चर्यम्। तत्र स्वयमेव हेतुं कल्पयति अहमात्मानमेव अकृताशिषं अल्पभाग्यं मन्ये। न कृताः आशिषो भाग्यहेतुयुक्ता इति। न तु त्वामुपेक्षकं मन्ये। भाग्याभावे बन्धूनां प्रश्नाद्यभावः लोकेऽपि सिद्ध इति तं निरूपयति सुहृद इति। अस्माकं तु आपत्सु एकस्या अपि वार्तां नानुस्मरन्तीति किमाश्चर्यम्। यस्य दैवमदक्षिणं तं सुहृदादयः केऽपि न स्मरन्ति सर्वदैवापदेत्यापत्स्वेवेति न वक्तव्यम्। दैवमदृष्टाभिमानिनी देवता। अदक्षिणं प्रतिकूलम्॥१९॥२०॥

उपालम्भं परिहरति वसुदेव अम्बेति ।

શ્લોકાર્થ -૧૯-૨૦ : હે આર્ય ! હે ભાઈ ! હું પોતાને અલ્પ ભાગ્યવાળી માનું છું. કારણ કે આપત્તિઓમાં પણ, સર્વથી ઉત્તમ પુરૂષો તમે મને યાદ કરતા નથી.જે સગાનું દૈવ પ્રતિકુલ હોય છે તેને મિત્રો, સંબંધિઓ, પુત્રો, ભાઈઓ અને માતાપિતા પણ સંભારતા નથી.(૧૯-૨૦)

ભાવાર્થ, સુબોધિનીજી : દુષ્ટ તો ખબર ન જ પૂછે પરંતુ તું તો આર્ય છે. છતાં પણ પૂછતો નથી એ આશ્ચર્ય છે. 'હું પોતાને જ અલ્પ ભાગ્યવાળી માનું છું. નથી કરેલી ભાગ્યના નિમિતવાળા આશિષો જેને તેવી હું છું. પરંતુ તું ઉપેક્ષા કરે છે એમ માનતી નથી. (૧૯)

ભાગ્ય ન હોય ત્યારે બંધુઓ એ તો લોકમાં જાણીતું છે પણ ખબર અંતર પૂછતા નથી. અમારી તો આપત્તિઓમાં એકનું પણ કોઈ પણ સ્મરણ કરતા નથી. તેમાં શું આશ્ચર્ય ? જેનું દૈવ પ્રતિકુલ હોય છે. તેનું મિત્રો વિગેરે કોઈ પણ સ્મરણ કરતા નથી. આપત્તિઓ સદા હોય છે. તેથી આપત્તિઓમાં સ્મરણ કરતા નથી એમ કહેવું યોગ્ય નથી. દૈવ એટલે અદષ્ટના અભિમાનવાળી દેવતા. 'अदक्षिणम्' એટલે પ્રતિકુલ.(૨૦)

નીચેના શ્લોકથી વસુદેવ આક્ષેપ દૂર કરે છે.




**वसुदेव उवाच -**

**अम्ब मास्मानसूयेथा देवक्रीडनकान्नरान् ।**
**ईशस्य हि वशे लोकः कुरुते कार्यते हि वा ॥२१॥**

कनिष्ठभगिनी स्नेहान्मातृनामा संबोधयति । अस्मान् भ्रात्रादीन् मा असूयेथाः दोषारोपणेन मा द्राक्षीः। तत्र हेतुः देवक्रीडनकानिति। देवोऽत्र कालः स एवावतीर्णः अतो देवपदम्। तत्रापि नरान् । मनुष्याः सर्वसेवका इति कथमेवमिति चेत्तत्राह ईशस्य हि वशे लोक इति। प्रयोजककर्तृत्वे साक्षात्कर्तृत्वे च ईशस्य नियन्तुः

कालस्यैव वशे। युक्तश्चायमर्थः। तदुदर एवो-त्पन्नत्वात्। यो हि यस्य गृहे उत्पद्यते स तस्य वशे भवति। हीति समुच्चयार्थे। वेत्यनादरे। सर्वाः क्रियास्तदधीना इत्यर्थः ॥२१॥

एवं सामान्यतः पराधीनत्वमुक्त्वा विशेषतोऽप्याह कंसप्रतापिता इति।

<u>શ્લોકાર્થ -૨૧ :</u> *હે મા! અમને દેવના રમકડાંરૂપ માણસોને દોષ ન દો. કારણ કે ઈશ્વરને વશ રહીને લોક કાર્ય કરે છે અથવા કરાવે છે. (૨૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> નાની બેનનું સ્નેહને લીધે 'મા' નામથી સંબોધનથી છે. 'અમને દોષ આપો નહિ' તેનું કારણ 'દેવના રમકડાંરૂપ' શબ્દથી કહેલ છે. અહીં દેવ એટલે કાલ છે. તેણે જ અવતાર લીધો છે. તેથી 'દેવ' શબ્દ યોજેલ છે. તેમાં પણ માણસોને દોષ ન દો કારણ કે માણસો સર્વના સેવકો છે. કારણ કે 'ઈશ્વરને વશ રહીને લોક' એમ કહેલ છે. કોઈના કરાવ્યાથી અને સ્વતંત્ર રીતે કરવામાં લોક કાલનેજ વશ છે. લોક તે કાલના ઉદરમાં જ ઉત્પન્ન થયેલ હોવાથી આ અર્થ યોગ્ય જ છે. કારણ કે જેના ઘરમાં ઉત્પન્ન થાય છે. તે તેને વશ હોય છે. 'हि' શબ્દ યોજેલ છે. 'वा' શબ્દ અનાદર દર્શાવે છે. બધી ક્રિયાઓ તે કાલને આધીન છે. બધી ક્રિયાઓ તે કાલને આધીન છે એવો અર્થ છે. (૨૧)

એવી રીતે સામાન્ય રીતે પોતાનું પરાધીનપણું કહીને નીચેના શ્લોકથી વિશેષ પ્રકારો પોતાનું પરાધીનપણું કહે છે.

**कंसप्रतापिताः सर्वे वयं याता दिशं दिशम्।**
**एतर्ह्येव पुनः स्थानं दैवेनासादिता स्वसः ॥२२॥**

प्रकर्षेण तापं प्रापिताः सर्व एव यादवाः दिशं दिशमष्टदिशु याताः एतर्ह्येव इदानीमेव भोगेन कालो न स्मृतः। ततः कंसवधं सांप्रतमेव जातमिति मन्यते। पुनःस्थानं यथा प्रतापनात्पूर्वं दैवेन भगवता कालेनासादिताः। स्वस इति संबोधनमप्रतारणाय ॥२२॥

एवं दोषपरिहारमुक्त्वा गुणान्वक्तुं प्रथमतो मानसमाह वसुदेवोग्रसेनाद्यैरिति।

શ્લોકાર્થ -૨૨ : હે બહેન ! કંસે દુઃખી કરેલા અમે સર્વે જુદી જુદી દિશામાં ગયેલા, દૈવે હમણાં જ પાછા પોતાના સ્થાને પહોંચાડેલા છે.(૨૨)

ભાવાર્થ, સુબોધિનીજી : 'ઘણા જ દુઃખી કહેલા બધાએ યાદવો જુદી જુદી આઠ દિશામાં ગયેલા, હમણાં જ દૈવસ્થાને પહોંચાડેલ છે. ભોગને લીધે વસુદેવને કાલનું સ્મરણ રહ્યું નહિ. તેથી કંસનો વધ હમણાં જ થયો એમ એ માનતા હતા. પાછા દેવને કાલને કંસે દુઃખ દીધું તે પહેલાનું જે સ્થાન હતું ત્યાં અમને પહોંચાડેલ છે. હે બહેન ! એ સંબોધન હું ઠગતો નથી એમ જણાવવા યોજેલ છે.(૨૨)

એમ દોષ દૂર કરવાનું કહીને ગુણો જણાવવા હવે કહે છે.




श्रीशुक उवाच-

वसुदेवोग्रसेनाद्यैर्यदुभिस्तेऽर्चिता नृपाः।
आसन्नच्युतसंदर्शपरमानन्दनिर्वृताः ॥२३॥

वसुदेवोऽलौकिको महान्। उग्रसेना लौकिकः तौ आदिभूतौ येषां यदूनां तैरग्रे वक्ष्यमाणाः सर्व एवार्चिताः सन्तः महत्पुरस्कारेण गतमूलदोषाः। अच्युतसंदर्शनेन यो जातः परमानन्दः तेन निर्वृता आसन्, निर्वृतिर्मानसी ॥२३॥

तान् गणयति भीष्म इति त्रिभिः।

શ્લોકાર્થ -૨૩: વસુદેવ, ઉગ્રસેન વિગેરે યાદવોથી પૂજાયેલા તે રાજાઓ અચ્યુતના દર્શનથી થયેલા પરમાનંદથી સુખી થયા.(૨૩)

ભાવાર્થ, સુબોધિનીજી : વસુદેવ ઘણા અલૌકિક હતા. ઉગ્રસેન લૌકિક હતો.તે બે પ્રથમ હતા. જે યાદવોમાં આગળ કહેવામાં આવશે. તે બધાએ પૂજાઈ તેમના મુખ્ય દોષો દૂર થયેલા એવા થયા. અચ્યુતના દર્શનથી જે પરમાનંદ થયો તેનાથી

સુખી થયા. સુખ મનનો ગુણ છે.(૨૩)

નીચેના શ્લોકથી આરંભી ત્રણ શ્લોકથી નામો કહે છે.

**भीष्मो द्रोणोऽम्बिकापुत्रो गान्धारी ससुता तथा।**
**सदाराः पाण्डवाः कुन्ती सृञ्जयो विदुरः कृपः ॥२४॥**

सात्त्विका राजसास्तामसाश्च क्रमान्निरूपिताः। अम्बिकापुत्रो धृतराष्ट्रः। ससुता दुर्योधनादिसहिताः। तथेति तस्याः सात्त्विकत्व-संदोहव्युदासः। नव भेदाः सात्त्विकाः॥२४॥

तथैव नवविधान् राजसान् निरूपयति कुन्तिभोज इति।

**कुन्तिभोजो विराटश्च भीष्मको नग्नजिन्महान्।**
**पुरुजिद्द्रुपदः शल्यो धृष्टकेतुः सकाशिराट्॥२५॥**
**दमघोषो विशालाक्षो मैथिलो मद्रकेकयौ।**
**युधामन्युः सुशर्मा च ससुता बाल्हिकादयः ॥२६॥**

महानिति नग्नजितो विशेषणम्। दमघोषादयस्तामसाः मद्रदेशाधिपतिः केकयदेशाधिपतिश्च। ससुता इति भूरिश्रवादयो भिन्नतया निरूप्याः। अतस्तेऽपि नवविधाः॥२५॥२६॥

निर्गुणान्परमसात्त्विकान्वा संबन्धाभावान्निरूपयति राजान इति।

શ્લોકાર્થ-૨૪-૨૫-૨૬: ભીષ્મ, દ્રોણ, અંબિકાનો પુત્ર, પુત્રો સાથે ગંધારી પત્નીઓ સાથે પાંડવો, કુંતી, સૃંજય, વિદુર, કૃપ, કુંતિભોજ, વિરાટ, ભીષ્મક, ઉદાર નગ્નજીત, પુરૂજીત, દ્રુપદ, શલ્ય, ધૃષ્ટકેતુ, કાશીરાજ, દમઘોષ, વિષાલાક્ષ મૈથિલ, મદ્ર, કૈકય, યુધ્ધામન્યુ, શુશર્મા, પુત્રો સાથે બાલ્હિક વિગેરે.(૨૪-૨૫-૨૬)

ભાવાર્થ, સુબોધિનીજી : ત્રણ શ્લોકમાં અનુક્રમે સાત્વિક, રાજસ અને તામસ કહેલ છે. અંબિકાનો પુત્ર ધૃતરાષ્ટ્ર પુત્રો સાથે એટલે દુર્યોધન સાથે ગાંધારી 'ચ અને' શબ્દથી ગાંધારી સાત્વિક હોવામાં સંદેહ દૂર કરે છે. નવ પ્રકારના સાત્વિક કહ્યા.

નવ પ્રકારના રાજસ્ અને નવ પ્રકારના તામસ્ છે. મદ્ર દેશનો રાજા અને કૈકય દેશનો રાજા પુત્રો સાથે શબ્દથી ભૂરિશ્રવા વિગેરે જુદા કહેલ છે. તેથી તામસો પણ નવ પ્રકારના છે.(૨૪-૨૫-૨૬)

નિર્ગુણ જેઓને ભગવાન સાથે સંબંધ ન હતો તેઓનું નિરૂપણ નિચેના શ્લોકથી કહે છે.

**राजानोन्ये च राजेन्द्र युधिष्ठिरमनुव्रताः।**
**श्रीनिकेतं वपुः शौरेः स्त्रीकं वीक्ष्य विस्मिताः ॥२७॥**

**अथ ते रामकृष्णाभ्यां सम्यक्प्राप्तसमर्हणाः।**
**प्रशशंसुर्मुदा युक्ता वृष्णीन्कृष्णपरिग्रहान् ॥२८॥**

अन्ये पूर्वोक्तव्यतिरिक्ताः चकारात्तत्संबन्धिनश्च। नन्वेते संबन्धिनस्ते त्रिगुणा जाताः अन्ये कथं निर्गुणाः परमसात्त्विका वा जातास्तत्राह युधिष्ठिरमनुव्रता इति। परमवैष्णवसङ्गात् तच्छीलेन शिक्षिताः। एवं चतुर्विधा अप्येते श्रीनिकेतं भगवतो वपुर्दृष्ट्वा विस्मिताः। इदं वपुर्ध्यानगम्यं कथं दृश्यत इति ध्यानगम्ये नियामकं श्र्चर्यमिति। सस्त्रीकमिति सहजभार्यायां विद्यमानायां पुनरन्यासां परिग्रहोऽप्याश्चर्यमिति। तासामैकमत्यं कान्त्यतिशयं वा दृष्ट्वा विस्मितानां निरन्तरस्मरणेन ज्ञानोत्पत्तौ मुक्तिः स्यादिति तत्सांप्रतमनभिप्रेतमिति कृष्णरामाभ्यां तेषां पूजा समारब्धा।

सम्यक् प्राप्तं समर्हणं येषामिति। ततो भगवदिच्छया भक्ता एव भूत्वा भगवत्स्तोत्रं कृतवन्त इत्याह प्रशशंसुरिति। मुदा युक्ता इत्यन्तस्तोषः केवलवाचिकत्वं व्यावर्तयति। भगवांस्तु सर्वैरेव स्तूयते। ते विरलाः ये भगवत्परिगृहीतान् स्तुवन्ति। अतः कृष्णपरिगृहीतान् वृष्णीन् प्रशशंसुः॥२७-२८॥

प्रशंसामाह त्रिभिः सात्त्विकादिभावेन अहो इति।

*શ્લોકાર્થ-૨૭-૨૮: હે ઉત્તમ રાજા ! યુધિષ્ઠિરને અનુસરેલા બીજા રાજાઓ સ્ત્રીઓ સહિત શૌરિના લક્ષ્મીના ધામરૂપ દેહને જોઈને વિસ્મય પામ્યા. શ્રીકૃષ્ણ અને બલભદ્રથી સારી રીતે સત્કાર પામેલા તેઓએ આનંદ પ્રાપ્ત કરી શ્રીકૃષ્ણે અનુગ્રહ કરેલા વૃષ્ણિઓની પ્રશંસા કરી. (૨૭-૨૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : બીજા એટલે પહેલાં કહેલાં તે સિવાયના 'ચ અને' પહેલાં કહેલાં ત્રણ ગુણવાળા થયા. ત્યારે નિર્ગુણ અથવાપરમ સાત્વિક કેમ થયા? એવી શંકા થાય તેથી 'યુધિષ્ઠિરને અનુસરેલા' વિશેષણ યોજેલું છે. પરમ વૈષ્ણવના સંગને લીધે તેઓ શિક્ષિત થયા હતા. એ પ્રમાણે આ ચારેય પ્રકારનાઓ લક્ષ્મીના ધામરૂપ ભગવાનના દેહને જોઈને વિસ્મય પામ્યા. આ ધ્યાનથી પ્રાપ્ત થાય તેવા દેહનાં દર્શન કેમ થાય છે. એમ વિસ્મય પામ્યા. કારણ કે ધ્યાનથી પ્રાપ્ત થાય તેવો હોવાનું જણાવનાર લક્ષ્મીના ધામરૂપ છે. સ્ત્રીઓ સહીત વિશેષણથી એમ કહેલ છે કે કુદરતી પત્ની (લક્ષ્મી) વિદ્યમાન હોય ત્યારે બીજીઓને ગ્રહણ કરવી એ પણ આશ્ચર્યકારક છે.

તે સ્ત્રીઓ એકમતવાળી હોવાપણું અથવા અતિકાંતિ જોઈને વિસ્મય પામેલા રાજાઓને નિરંતર સ્ત્રીઓ સાથે ભગવાનનું સ્મરણ થવાથી જ્ઞાન ઉત્પન્ન થતાં મોક્ષ પ્રાપ્ત થાય તેથી, અને હમણાં તેમને મોક્ષ અને બલભદ્રે તેઓની પૂજા કરવાનો આરંભ કર્યો. એમાં 'સારીરીતે આદર થયેલો છે જેમનો' શબ્દથી કહેલ છે. ભગવાનની ઈચ્છાથી જ ભક્તો થઈને તેઓએ ભગવાનની સ્તુતિ કરી એમ 'પ્રશંસા કરી' શબ્દથી કહેલ છે. 'મુદા યુક્ત' શબ્દોથી અંદરનો સંતોષ અને માત્ર

વાણીની સ્તુતિ નથી એમ જણાવેલું છે.(૨૭-૨૮)

આ આવો કેમ થયો? એવી શંકા થાય તેથી નિચેના શ્લોકથી તે કહે છે.

**अहो भोजपते यूयं जन्मभाजो नृणामिह ।**
**यत्पश्यतासकृत्कृष्णं दुर्दर्शमपि योगिनाम्॥२९॥**

भगवद्दर्शनं दुर्लभं मत्वा तत्तेषामनायासेन जायत इति हे **भोजपते** राजन् **यूयमेव जन्मभाजः** सुतरां **नृणां** मध्ये। वैकुण्ठवासिनां तु कदाचिद्भवतीति। योगः कदाचित्परिपक्वः सकृद्दर्शयति। भवन्तस्त्व-सकृद्वारं वारं **पश्यत**। पश्यथेति पाठे तादेशाभवश्छान्दसः॥२९॥

एवं भगवद्दर्शनं स्तुत्वा भगवतो गुणश्रवणादीन् धर्मान् स्तुवन्ति **यद्धिश्रुतिरिति** ।

*શ્લોકાર્થ-૨૯ : હે ભોજપાતે ! આ લોકમાં મનુષ્યોમાં તમે સાર્થક જન્મવાળા છો. કારણ કે યોગીઓને જેમનાં દર્શન દુર્લભ છે તેવાં શ્રીકૃષ્ણનાં તમે વારંવાર દર્શન કરો છો.(૨૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાનનાં દર્શન દુર્લભ છે એમ માનીને તે યાદવો પ્રયાસ વગરના થાય છે. તેથી હે ભોજપતિ રાજા ! તમે જ સાર્થક જન્મવાળા છે. ખાસ કરીને મનુષ્યોમાં કારણ કે વૈકુંઠમાં રહેનારાઓને તો કોઈ સમયે ભગવાનનાં દર્શન થાય છે. સિદ્ધ થયેલો યોગ કોઈવાર એકવાર દર્શન કરાવે છે. તમે તો વારંવાર દર્શન કરો છો. **'पश्यथ'** એવો પાઠ હોય ત્યારે તે વૈદિક પ્રયોગ છે.(૨૯)

એ પ્રમાણે ભગવાનના દર્શનની સ્તુતિ કરીને ભગવાનના ગુણોનું શ્રવણ કરીને પ્રશંસા કરે છે.

**यद्धिश्रुतिः श्रुतिनुतेदमलं पुनाति**
**पादावनेजनपयश्च वचश्च शास्त्रम् ।**
**भूः कालभर्जितभगापि यदङ्घ्रिपद्म-**



**स्पर्शोत्थशक्तिराभिवर्षति नोऽखिलार्थान् ॥३०॥**

विश्रुतिः कीर्तिः श्रुतिभिः सर्वैरेव वेदैर्नुता। अनेनाधिक्यं माहात्म्यं चोक्तम्। श्रुतिभिः श्रोत्रेन्द्रियैर्वा नुता अतिरसालत्वेनात्यादरं गृहीता। इदं जगदेवात्यर्थं पुनाति। भगवत्कीर्तेः विषयत्वेन भगवत्संबन्धः न तु साक्षात्। तादृश्यपि चेत्पुनाति तदा साक्षात्संबद्धो भगवान् किं वक्तव्य इति माहात्म्यं निरूपितं भवति । कीर्तिः सात्त्विकी। गङ्गा राजसी । शास्त्रं ततोऽन्यदिति । सर्वेषां तुल्यत्वायाह पादावनेजनपयः । शास्त्रं वचो गीता भागवतं च । एतद्द्वयमप्यलं पुनाति। एवं कीर्त्यादिद्वारापि भगवन्माहात्म्यमुक्त्वा प्रकारान्तरेण पुनः साक्षादेवाह भूरिति। कालेनातिबलिष्ठेन भर्जितभगापि गतदृष्ट-सामर्थ्यापि यदङ्घ्रिस्पर्शमात्रेणैव उत्थाः उत्थिताः सर्वा एव शक्तयो यस्याः तादृशी भूत्वा नोऽस्मभ्यं सर्वानेवार्थान् वर्षति। अनेन कालग्रस्तस्यापि भगवच्चरणस्पर्शे पुनः प्रत्यापत्तिर्निरूपिता। पूर्वस्माच्चाधिक्यं सर्वोपजीव्यत्वं च निरूपितम् ॥३०॥

एवं दर्शनस्पर्शनस्य माहात्म्यमुक्त्वा तादृशदर्शनादिकं सर्वं येषां मिलितं भवति तेषां भाग्यं किं वक्तव्यमित्याह तद्दर्शनेति।

**तद्दर्शनस्पर्शनानुपथप्रजल्प-**

**शय्याशनासनसयौनसपिण्डबन्धः।**

**येषां गृहे नरकवर्त्मनि वर्ततां नः**

**स्वर्गापवर्गविरमः स्वयमास विष्णुः॥३१॥**

तादृशं दर्शनं, स्पर्शनमनुपथं सहचलनं, प्रकृष्टजल्पाः इष्टकथाः, शय्या शयनं, अशनं भोजनम्, आसनमुपवेशनम्, सयौनं स्त्रीकृतः संबन्धः, सपिण्डो गोत्रसंबन्धः। एवंविधैर्नवविधैर्बन्धो यस्य साक्षात्संबन्धो भगवता सहास्तीति। सगुणस्तु संबन्धो दुर्लभ इति स एवोक्तः किंच। येषां भवतां नरकवर्त्मनि गृहे वर्ततां नरक आवश्यकः। साधारणगृहमात्रमेव नरकसाधनम्। सुतरां मर्यादारहितानामस्माकं, वो वा। स्वयमेव विष्णुः सर्वसंदेहनिवारकः। य एव संबन्धो नरकहेतुरन्येषां स एव भवतां विष्णुर्जात इति। ततोऽति किमित्याशङ्कां वारयितुं विष्णोः प्रकृतोपयोगिगुणमाह स्वर्गापवर्गयोरपि विगतरमणरूपः। भगवति दृष्टे न कोऽपि स्वर्गे मोक्षे वा रमत इति। विरामो वा। तावदेव स्वर्गापवर्गौ प्राप्नोति यावद्भगवानेवं सबंद्धो न प्राप्यते। एवं तान् स्तुत्वा परमभक्त्याविष्टाः तूर्ष्णीं स्थिताः॥३१॥

एवमेकविधानां भगवत्परत्वं निरूपितम्, प्रमेयत्वाय द्वितीया-नामाह नन्दस्तत्रेति।

श्लोकार्थ - ३०-३१ : વેદોએ સ્તુતિ કરેલી જેમની કિર્તિ અને જેમનું ચરણોદક અને જેમની વાણી આ જગતને પવિત્ર કરે છે. પૃથ્વી કાલથી નાશ પામેલ સામર્થ્યવાળી હોવા છતાં પણ જેમનાં ચરણકમળના સ્પર્શથી ઉત્તમ શક્તિવાળી થઈ આપણને સર્વ પદાર્થો આપે છે. તેવાંના દર્શન, સ્પર્શ, સાથે ફરવાનું, વાતચિત, સાથે સૂવાનું, ખાનપાન, આસન, વિવાહનો સંબંધ અને ગોત્રના સંબંધવાળા તેવા વિષ્ણુ પોતે નરકના માર્ગરૂપ ઘરમાં રહેલા તમોને સ્વર્ગ અને મોક્ષના આનંદની આસક્તિ રહિત કરનાર થયા છે. (૩૦-૩૧)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાનની બધાએ દેવોએ સ્તુતિ કરેલી છે. આથી

કિર્તિ ઘણી ઉત્તમ હોવાનું કહ્યું. અથવા શ્રવણ કરનારી ઈંદ્રિયોએ ઘણી રસાલ હોવાથી ઘણા આદરપૂર્વક ગ્રહણ કરેલી ભગવાનની કીર્તિ આ જગતને પણ પવિત્ર કરે છે. ભગવાનની કીર્તિને કીર્તિના વિષય તરીકે ભગવાન તરીકે ભગવાન સાથે સંબંધ છે. પરંતુ સાક્ષાત્ સંબંધ નથી ત્યારે કીર્તિ જ્યારે પવિત્ર કરે છે તો સાક્ષાત્ સંબંધવાળા ભગવાનનું તો કહેવું જ શું? એમ ભગવાનનું મહાત્મ્ય કહેવાયું.

કીર્તિ સાત્વિક છે. ગંગા રાજસી છે. શાસ્ત્ર તેનાથી જુદુ છે. તેથી તે બધા સમાન છે તે જણાવવા 'ચરણોદક અને વાણી' શબ્દ યોજેલ છે. વાણી શાસ્ત્ર એટલે ગીતા અને ભાગવત. આ બે પણ જગતને પવિત્ર કરે છે. એવી રીતે કીર્તિ દ્વારા ભગવાનનું મહાત્મ્ય કહીને હવે પ્રત્યક્ષ મહાત્મ્ય કહે છે. ઘણાં બલવાન કાલથી જેનું જણાયેલ અને નહિ જણાયેલ સામર્થ્ય નાશ પામેલું છે. તેવી થયેલી હોવા છતાં જેના ચરણના માત્ર સ્પર્શથી બધી શક્તિઓ ઉત્પન્ન થયેલી છે તેવી આપણને બધા પદાર્થો આપે છે. આથી એમ જણાવ્યું કે કાલે ગળેલ હોય તે પણ ભગવાનના ચરણનો સ્પર્શ થતાં પાછું સજીવન થાય છે. ભૂમીનું પહેલાં કરતાં અધિકપણું અને જીવિકાપણું હોવાનું કહ્યું એવી રીતે ભગવાનના દર્શન વિગેરે જેમને એકસાથે થાય છે. તેઓના ભાગ્યનું શું કહેવું?

તેવું દર્શન અને સ્પર્શ, સાથે ફરવાનું, ઉત્તમ વાતચીત એટલે ઈચ્છેલી કથાઓ, સુવાનું ખાનપાન બેસવાનું, સ્ત્રીઓથી થતો સંબંધ 'સૈયૌનં' ગોત્રનો સંબંધ. એવી રીતે નવ પ્રકારથી જેને ભગવાન સાથે સંબંધ છે. તેવા તમો છો. ભગવાન સાથે સગુણ સંબંધ તો દુર્લભ છે. તેથી તે જ અહીં કરેલો છે.

વળી નરકમાં માર્ગરૂપ ઘરમાં રહેનારા જે તમો તેમને નરક પ્રાપ્ત થાય. સાધારણ ઘર માત્ર નરકનું સાધન છે. વિષ્ણુ પોતે જ સર્વ સંકટ દૂર કરનાર છે. જે સંબંધ બીજાઓને નરક પ્રાપ્ત કરાવનાર થાય છે તે જ તમારે વિષ્ણુ પોતે થાય છે.

તેથી શું? એવી શંકા દૂર કરવા વિષ્ણુનો ચાલુ પ્રસંગમાં ઉપયોગી ગુણ કહે છે. સ્વર્ગ અને મોક્ષમાં પણ સ્પૃહા રહિત કરનાર છે. કારણ કે ભગવાનના દર્શન થાય ત્યારે કોઈને પણ સ્વર્ગમાં અથવા મોક્ષમાં આનંદ થતો નથી. અથવા સ્વર્ગ અને મોક્ષમાં આનંદ બંધ કરાવનાર છે.



એવી રીતે સંબંધમાં આવેલા ભગવાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જ સ્વર્ગ અને મોક્ષ પ્રાપ્ત કરે છે. એવી રીતે વૃષ્ણિઓની પ્રશંસા કરી શાંત રહ્યા. (૩૦-૩૧)

એવી રીતે એક પ્રકારના રાજાઓ ભગવાનમાં આસક્તિવાળા હોવાનું કહ્યું. નીચેના શ્લોકથી બીજાઓની ભગવાનમાં આસક્તિ કહે છે.



**श्रीशुक उवाच -**

**नन्दस्तत्र यदून् प्राप्तान् श्रुत्वा कृष्णपुरोगमान्।**

**तत्रागमद्वृतो गोपैरनःस्थार्थैर्दिदृक्षया ॥३२॥**

स दूरे स्थितः पूर्वभागे, ते तु पश्चिमभागे स्थिताः अतः पश्चाच्छ्रुत्वा सर्वैः सहितस्तत्र गतः। तत्र कुरुक्षेत्रे यदून् प्राप्तान् कृष्णपुरोगमान् भगवानेव पुरोगमो येषामिति भगवदैश्वर्यं तत्र द्रष्टव्यमिमति । गोपैरनोभिश्च सर्वसामग्र्या वृतः भगवन्तं द्रष्टुं तत्रागतः॥३२॥

तस्मिन् यादवानां पूर्वापेक्षया विशेषानुवृत्तिमाह तं दृष्ट्वेति।

<u>શ્લોકાર્થ -૩૨ :</u> *શ્રીકૃષ્ણ જેઓમાં મુખ્ય હતા તેવા યાદવોને ત્યાં આવેલા સાંભળીને તેમને મળવાની ઈચ્છાથી ગોપો અને ગાડામાં રહેલા પદાર્થો સાથે નંદ ત્યાં ગયા.(૩૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે નંદ પૂર્વ ભાગમાં દૂર હતા અને યાદવો પશ્ચિમ ભાગમાં હતા. તેથી આવેલા સાંભળીને બધા સાથે ત્યાં ગયા. ત્યાં કુરૂક્ષેત્રમાં શ્રીકૃષ્ણ જ મુખ્ય હતા. એવા યાદવોને આવેલા સાંભળીને ભગવાનનું ઐશ્વર્ય જોવું જોઈએ એવા વિચારથી ગોપો અને ગાડાઓ તથા બધા પદાર્થોથી વીંટાયેલા નંદ ભગવાનના દર્શન કરવા આવ્યા.(૩૨)

તેમના પ્રતિ યાદવોએ પહેલા કરતાં અધિક આદર દર્શાવ્યો તે હવે નીચેના શ્લોકથી કહે છે.

**तं दृष्ट्वा वृष्णयो हृष्टास्तन्वः प्राणमिवोत्थिताः ।**

**परिषस्वजिरे गाढं चिरदर्शनकातराः॥३३॥**

दर्शनमात्रेणैव सर्ववृष्णयो हृष्टाः तेषां मनःप्रीतिर्जाता। ततो देहेनापि मनःप्रेरणरहितेनापि उत्थिता इत्याह **तन्वः प्राणमिवोत्थिता** इति। यथा प्राणेषु समागतेषु करचरणाद्यवयवाः स्वयमेवोत्थिता भवन्ति।अनेनैतावत्कालं यादवा मूर्च्छिता इव स्थिता इत्युक्तम्। अतः **परिषस्वजिरे** क्रमेण यथालाभम्। किंच। **चिरदर्शनेन** बहुकालजात-दर्शनेन कातराश्च जाताः। कदाचिदस्मान् त्यक्त्वा गमिष्यतीति॥३३॥

एवं साधारणानामुक्त्वा पूर्ववद्वसुदेवस्य विशेषमाह **वसुदेवः परिष्वज्येति**।

*<u>શ્લોકાર્થ -૩૩ :</u> તેમને જોઈને લાંબા સમયે થયેલ દર્શનને લીધે આકુલ થયેલા વૃષ્ણિઓએ પ્રસન્ન થઈ જેમ પ્રાણ આવે ત્યારે અંગો ઉભા થાય તેમ ઉભા થઈ તેમને ગાઢ આલિંગન કર્યું.(૩૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> માત્ર દર્શનથી જ બધા વૃષ્ણિઓ પ્રસન્ન થયા. તેમના મનમાં પ્રસન્નતા થઈ. મનની પ્રેરણા વિનાના દેહથી પણ તેઓ ઉભા થયા એમ 'જેમ પ્રાણ આવે ત્યારે અંગો ઉભા થાય તેમ ઉભા થઈ' શબ્દોથી કહેલ છે. જેમ પ્રાણ આવે ત્યારે હાથ, પગ વિગેરે અવયવો પોતાની મેળે જ ઉભા થાય છે. તેમ ઉભા થયા. આટલા સમય સુધી યાદવો જાણે કે મૂર્ચ્છા પામેલા હોય તેવા હતા. તેથી તેઓએ અનુક્રમે જેમ નંદ મળ્યા તેમ આલિંગન કર્યું. વળી લાંબા સમયે થયેલ દર્શનને લીધે કદાચ અમને તજીને જતા રહેશે એવા વિચારથી આકુલ થયા.(૩૩)

હવે નીચેના શ્લોકમાં પહેલાંની પેઠે વસુદેવનો આદર કરે છે.

**वसुदेवः परिष्वज्य संप्रीतः प्रेमविह्वलः।**
**स्मरन् कंसकृतान् क्लेशान् पुत्रन्यासं च गोकुले॥३४॥**

सम्यक् प्रीतः अन्तः प्रेम्णा च बहिर्विह्वलो जात इति तस्यैतावत्येवावस्था निरूपिता। विह्वलतायां हेतूनाह स्मरन्कंसकृतान् क्लेशानिति। पुत्रमारणादीन् गोकुले कृष्ण-बलभद्रयोः स्थापनं च ॥३४॥

ततो नन्दस्य साक्षाद्भगवद्दर्शनमाह कृष्णरामौ परिष्वज्येति।

શ્લોકાર્થ -૩૪ : વસુદેવ તેમને ભેટી, કંસે દીધેલ દુઃખનું અને પુત્રોને ગોકુલમાં રાખી તેમનું સ્મરણ કરતાં પ્રસન્ન થયા. અને પ્રેમથી વિહ્વલ થયા. (૩૪)

ભાવાર્થ, સુબોધિનીજી : વસુદેવ અંદરથી સારી રીતે પ્રસન્ન થયા. બહાર પ્રેમથી વિહ્વલ થયા. તેમની આટલી જ સ્વસ્થા કહેલી છે. પુત્રોને હણ્યા તે અને કંસે દીધેલ દુઃખો અને શ્રીકૃષ્ણ અને બલભદ્રને ગોકુલમાં રાખેલ તેનાથી વિહ્વલ થવાનાં કારણો કહેલ હતાં. (૩૪)

પછી નંદને સાક્ષાત્ ભગવાનના દર્શન થયાં તે કહે છે. (૩૪)




कृष्णरामौ परिष्वज्य पितरावभिवाद्य च।
न किंचनोचतुः प्रेम्णा साश्रुकण्ठौ कुरुद्वह ॥३५॥

उभौ प्रथमं परिष्वज्य पितरावित्यभिवाद्य आविर्भूतप्रेम्णा साश्रुकण्ठो भूत्वा न किंचनोचतुः तूष्णीं स्थितौ। नन्दे कायिकमानसिक एव व्यापारा भगवता प्रदर्शितः। न तु वाचनिक इति। कुरूद्वहेति विश्वासार्थं संबोधनम् ॥३५॥

ततो नन्दकृत्यमाह तावात्मासनमिति।

શ્લોકાર્થ -૩૫ : હે ઉત્તમ કૌરવ ! શ્રીકૃષ્ણ અને બલભદ્રે ભેટી માતપિતાને નમન કર્યું. અને પ્રેમને લીધે આંસુથી ભરેલા કંઠવાળા થઈ કાંઈ પણ બોલ્યા નહિ. (૩૫)

ભાવાર્થ, સુબોધિનીજી : બંને આરંભમાં ભેટી, યશોદા અને નંદ માતપિતા હોવાથી ભરેલ કંઠવાળા થઈ કાંઈ પણ બોલ્યા નહિ. શાંત રહ્યા. નંદ પ્રતિ ભગવાને કાયા અને મનની જ ક્રિયા દેખાડી. પણ વાણીથી દેખાડી નહિ. હે ઉત્તમ કૌરવ ! એ સંબોધન પરક્ષિતને વિશ્વાસ માટે છે. (૩૫)

નીચેના શ્લોકથી નંદનું કાર્ય કહે છે.

**तावात्मासनमारोप्य बाहुभ्यां परिरभ्य च ।**

**यशोदा च महाभागा सुतौ विजहतुः शुच ॥३६॥**

'ये यथा मां प्रपद्यन्ते' इति न्यायेन यशोदानन्दौ बालभावेनैव भगवद्भावनां कुरुत इति तयोर्बालत्वेनैवोपस्थितौ, अतः सूक्ष्मत्वात्स्वक्रोडे उपवेश्य आत्मैवासनमिति । ततो बाहुभ्यां परिरभ्य चकारादाघ्राणादिकमपि कृत्वा शुचः शोकाश्रूणि विजहतुः शोकं वा त्यक्तवन्तौ ॥३६॥

एवं पुरुषाणामन्योन्यसंबन्धमुक्त्वा स्त्रीणशमाह रोहिणीति ।

શ્લોકાર્થ -૩૬ : *નંદ અને મહાભાગ્યવાળી યશોદાએ તે બે પુત્રોને દેહરૂપી આસન પર બેસાડી તેને બે હાથથી ભેટી શોકનો ત્યાગ કર્યો. (૩૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : યશોદા અને નંદ બાલભાવથી જ ભગવાનનું ચિંતન કરતા હોવાથી, 'જેઓ મને જે પ્રકારે ભજે છે.' (ભગવદગીતા ૪-૧૧) એ નિયમ પ્રમાણે ભગવાન અને બલભદ્ર તેમની પાસે બાલક તરીકે જ આવ્યા. તેથી તેઓ નાના હોવાથી પોતાના ખોળામાં બેસાડી પછી બે હાથથી ભેટી, 'ચ અને' શબ્દ હોવાથી મસ્તક સૂંધવાનું પણ કરીને શોકનાં આંસુઓ પાડ્યા અથવા શોકનો ત્યાગ કર્યો. (૩૬)

એવી રીતે પુરૂષોનો સંબંધ કહીને નીચેના શ્લોકથી સ્ત્રીઓનો સંબંધ કહે છે.

**रोहिणी देवकी चाथ परिष्वज्य व्रजेश्वरीम् ।**

**स्मरन्त्यौ तत्कृतां मैत्रीं बाष्पकण्ठ्यौ समूचतुः॥३७॥**

अथ पूर्वाभ्यो भिन्नप्रक्रमेण। चकारात्तत्संबन्धिन्योपि। नन्वसमा कथं परिष्वक्तेत्याशङ्‌क्याह व्रजेश्वरीमिति । व्रजस्य सर्वगोधनस्य प्रभ्वीम्। अतो देवतारूपत्वात् असमेत्यर्थः। ततस्तत्कृतां मैत्रीं स्मरन्त्यौ बाष्पकण्ठ्यौ भूत्वा समूचतुः। अनयोः कायिकादित्रयव्यापारा उक्ताः॥३७॥

तयोर्वाक्यं श्लोकद्वयेनाह को विस्मरेतेति।

શ્લોકાર્થ -૩૭ : પછી રોહિણી અને દેવકીએ વ્રજેશ્વરીને ભેટી તેને કરેલ ઉપકારનું સ્મરણ કરતાં આંસુવાળા કંઠવાળી થઈ નીચે પ્રમાણે કહ્યું. (૩૭)

ભાવાર્થ, સુબોધિનીજી : 'પછી' એટલે પહેલાંની સ્ત્રીઓ કરતાં જુદા આરંભથી રોહિણી અને દેવકીએ સંબંધવાળી સ્ત્રીઓ પણ ભેટી પોતાની સમના નહિ તેવી યશોદાને તેઓ કેમ ભેટી? એવી શંકા થાય તેથી 'વ્રજેશ્વરીને' શબ્દ યોજેલ છે.

તે વ્રજ એટલે સર્વ ગાયોરૂપી ધનની માલીક હતી. તેથી દેવતારૂપ હોવાથી સમાન હતી એવો અર્થ છે. પછી તેને કરેલ ઉપકારનું સ્મરણ કરતાં આસુંવાળા કંઠવાળી થઈ. તેમને નીચે પ્રમાણે કહ્યું.(૩૭)

નીચેના શ્લોકથી આરંભી બે શ્લોકથી તે વચનો કહે છે.




को विस्मतरेत वां मैत्रीमनिवृत्तां व्रजेश्वरि।
अवाप्याप्यैन्द्रमैश्वर्यं यस्या नेह प्रतिक्रिया॥३८॥

वां युवयोर्नन्दयशोदयोः । अनिवृत्तां निवृत्तिरहितां प्रत्युपकाररहितामिति यावत्। व्रजेश्वरीति माहात्म्यार्थं संबोधनम्। नन्दोऽपि निकट एव तिष्ठति। क्षत्रियाणामेव दूरे व्यवहारः। कदाचित्प्रत्युपकारसमर्था अपि यादवाः प्रत्युपकारं न कृतवन्त इति यशोदाया हृदये कृतघ्नता भासेत तन्निवृत्त्यर्थमूचतुः

अवाप्याप्यैन्द्रमैश्वर्यमिति। ऐन्द्रमप्यैश्वर्य प्राप्य को वा विस्मरेतेति। यशोदानन्दाभ्यां यावानर्थो दत्तः सः स्वर्गादौ नास्त्येव। स एव विस्मारको भवेत् यो महान् भवेत् । अथ प्रत्युपकारः कर्तव्य इति तस्मिन्नपि पक्षे ऐन्द्रेऽपि पदे दत्ते न प्रत्युपकार इति इन्द्रपदकीर्तनम्। यस्याः मैत्र्याः इह जगति प्रतिक्रियैव नास्ति। अनेन सर्वयादवाः भवद्भ्यां मैत्र्या क्रीता इति निरुक्तं भवति ॥३८॥

तां मैत्रीं स्मारयति एतावदृष्टपितराविति ।

*<u>શ્લોકાર્થ -૩૮ :</u> હે વ્રજેશ્વરી! ઈંદ્રનું ઐશ્વર્ય પ્રાપ્ત કરીને પણ જેનો આ લોકમાં બદલો નથી તેવા બદલો ન વાળી શકાય તેવા તમારા ઉપકારને કોણ ભૂલે ? (૩૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તમે બે, નંદ અને યશોદાના ઉપકારનો બદલો ન વાળી શકાય તેવો સામો ઉપકાર ન થઈ શકે તેવા ઉપકારને કોણ ભૂલે? હે વ્રજેશ્વરી! એ સંબોધન યશોદાનું મહાત્મ્ય દર્શાવવા યોજેલ છે. નંદ પણ સમીપમાં જ ઉભા છે. દૂર થી વ્યવહાર ક્ષત્રિયોમાં જ હોય છે.

સામો ઉપકાર કરવા શક્તિવાળા હોવા છતાં યાદવોએ સામો ઉપકાર કરેલ નથી.એવું યશોદાના હૃદયમાં યાદવોનું કૃતઘ્નપણું જણાય તે દૂર થાય તે માટે 'ઈંદ્રનું ઐશ્વર્ય પ્રાપ્ત કરીને પણ કોણ ભૂલે?' એવો અર્થ છે.

યશોદા અને નંદે જે પદાર્થ આપેલ છે તે સ્વર્ગમાં પણ નથી. તે પદાર્થ જ ભૂલાવનાર હોઈ શકે કે જે તેથી ઉત્તમ હોય. હવે સામો ઉપકાર કરવો જોઈએ એવો તે મત પ્રમાણે પણ ઈંદ્રનું સ્થાન આપવામાં આવે તો પણ સામો ઉપકાર થતો નથી.તેથી ઈંદ્રની ઉત્તમ સ્થિતિ કહેલી છે.

જે ઉપકારનો જગતમાં સામો ઉપકાર જ નથી તેવો ઉપકાર તમે બંનેવ કરેલ છે. તમે બેએ ઉપકારથી બધા યાદવોને ખરીદ કરેલા છે.(૩૮)

નીચેના શ્લોકથી ઉપકારનું સ્મરણ કરાવે છે.




**एतावदृष्टपितरौ युवयोः स्म पित्रोः**
**संप्रीणनाभ्युदयपोषणलालनानि ।**
**प्राप्योषतुर्भवति पक्ष्म ह यद्वदक्ष्णो-**
**र्न्यस्तावकुत्र च भयौ न सतां परस्वः॥३९॥**

बाल्ये दर्शनमदर्शनमित्यदृष्टपितृत्वम्। युवयोरेव पित्रोः पितृभ्यां संप्रीणनादिकं प्राप्य युवयोरेवोषतुः। सम्यक् प्रीणनमलौकिकदान-हिताचरणादिभिः। अभ्युदयः शान्तिकादिभिः। पोषणं नवनीतादिभिः। लालनं स्तुतिचुम्बनादिभिः। एतच्चतुष्टयं प्राप्य यथा अक्ष्णोः पक्ष्म तथात्वमिति। भवतीति संबोधनम्। हे भवति त्वमनयोरक्ष्णोः पक्ष्मेव रक्षिकेति यशोदाया अधिका स्तुतिः। अत एव युवयोर्न्यस्तावेतावकुतभयौ। अत एव पूतनादीनां भयं निवृत्तमिति भावः। नन्वेवं रक्षा स्वकीयस्यैव क्रियत इति कृष्णोऽस्माकमेव अस्माभिश्च नेतव्य इति शङ्कायामूचतुः न सतां परस्व इति। परस्व इत्यसद्बुद्धिः सतां कदापि न भवति॥३९॥

एवं द्वितीयानामुक्त्वा तृतीयानामाह गोप्यश्चेति।

<u>શ્લોકાર્થ -૩૯ :</u> જેમણે પોતાના માતપિતાને જોયા ન હતા તેવા આ બે બાળકો હતા. તમો બે માતપિતા પાસેથી પ્રસન્નતા, સમુધ્ધિ પોષણ અને લાલન પ્રાપ્ત કરેલા હે આર્યે! જેમ આંખોનું રક્ષણ પાંપણો કરે છે. તેવી રીતે આ બેનું રક્ષણ તમે કરેલ છે. તમને સોંપેલા સર્વ તરફથી ભય રહીત હતા. સત્પુરૂષોને પોતાનો અને પારકો હોતો નથી.(૩૯)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બાલપણમાં જોયેલ હોય તે જોયેલ ન ગણાય.તેથી જેમણે માતપિતાને જોયાં ન હતાં તેવા તે હતા. ત્યારે બે જ માતપિતા હતા ત્યારે માતપિતા પાસેથી પ્રસન્નતા પ્રાપ્ત કરી. તમારી બેની પાસે જ રહેલા. તમારા

અલૌકિક દાન, કલ્યાણકારી આચરણથી પ્રસન્નતા શાન્તિકર્મથી સમૃદ્ધિ, માખણ વિગેરેથી પોષણ અને પ્રશંસા, ચુંબન વિગેરેથી લાલન આ ચાર પ્રાપ્ત કરી, જેમ આંખોનું રક્ષણ પાપણ કરે છે તેમ તમો આ બેનું રક્ષણ કરતા હતા. એવી યશોદાની સ્તુતિ કરેલી છે. તેથી તમો બેને સોંપેલા આ બે ભયરહિત હતા. તેથી જ પુતના વિગેરેના ભય દૂર રહ્યો. આ ભાવ છે.

એવી રીતે પોતાના હોય તેની જ રક્ષા કરવામાં આવે છે. તેથી શ્રીકૃષ્ણ અમારા જ છે અને અમારે લઈ જવાનાં છે એવી શંકા થાય તેથી 'સત્પુરૂષોને પોતાના અને પારકો હોતા નથી' એમ કહલું છે.

'પારકો અને પોતાનો' એવી દુષ્ટ બુદ્ધિ સત્પુરૂષોને કોઈ પણ સમયે હોતી નથી.(૩૯)

એમ બીજાઓની ભગવાનમાં આસક્તિ કહી નીચેના શ્લોકમાં ત્રીજાઓની આસક્તિ કહે છે.

**श्रीशुक उवाच-**

**गोप्यश्च कृष्णमुपलभ्य चिरादभीष्टं**

**यत्प्रेक्षणे दृशिषु पक्ष्मकृतं शपन्ति।**

**दृग्भिर्हृदीकृतमलं परिरभ्य सर्वा-**

**स्तद्भावमापुरपि नित्ययुजां दुरापम् ॥४०॥**

गोपीनां कृष्ण एव संभाष्यः न तु देवक्याद्याः तादृश्यः कृष्णमुपलभ्य सम्यग्दृष्ट्वा दृशि स्थितं भगवन्तं दृग्भिरेव हृदिकृत्य अन्तःकरणे समागतमात्मनैव देहादिव्यवधानरहितेनालमत्यर्थं परिरभ्य सर्वा एव तद्भावं कृष्णभावं प्राप्ताः। अन्तर्गते भगवति आलिङ्गनार्थं प्रवृत्ताः स्वजीवात्मानं तत्र संयोज्य भगवता सह ऐक्यं प्राप्ताः लिङ्गशरीरमपि तिष्ठतीति जीवधर्मापेक्षया भगवद्धर्मा बलिष्ठा इति जीवभावं परित्यज्य भगवद्भावं प्राप्ता इत्यर्थः।

चिरदाभीष्टमिति। सर्वभावेन प्राणनां तत्समीपगमने हेतुरुक्तः। अमीष्टतायाः परमसीमामाह यत्प्रेक्षणे दृशिषु पक्ष्मकृतं शपन्तीति। 'जड उदीक्षतां पक्ष्मकृतद्दृशाम्' इति। अक्षिरक्षार्थं पक्ष्मकरणं भगवद्दर्शनदशाया-मक्ष्मयुपधातकशङ्काभावात् पक्ष्म व्यर्थं प्रत्युत व्यवधानं करोतीति बाधकमतो ब्रह्मा भगवद्दर्शनयुक्तानां पक्ष्म कुर्वन् दर्शनरसानभिज्ञो जड एवेति वदन्त्यः भगवत्प्रेक्षणे दृशिषु यः पक्ष्मकर्ता तं शपन्ति । एवं दर्शनरसाभिज्ञाः ततो दृग्भिर्हृदीकृतं भगवन्तं बहिः शङ्कया आलिङ्गनबाधाद् अन्तरेव परिरभ्य तद्रूपा जाताः । अयं भावस्तासां कामेन जातः तत्राप्यनायासेन। साधनसहस्रस्यापि एतदशक्यमित्याह नित्ययुजामपि दुरापमिति। निरन्तरयोगरतानामप्यप्राप्यम्। असूयादिसर्वदोषपरिहारार्थं भगवान् उपायान्तरमलभमानः स्वभाव दत्तवान्। नतु तासां स्वभावे काचित्प्रतीतिरस्ति। अत एव श्रूयते।

'गोमति मतिमति किमिदं हरि हरि हरिणश कथं सङ्गः।
जातं पीतं वसनं मेचकमङ्गं गतोऽङ्गनाभावम्' इति।

अतः पूर्वविस्मरणार्थं भगवानेवं कृतवानिति तृतीयकक्षा-स्थानामत्युत्कर्ष उक्तः ॥४०॥

ततो भगवान् तद्भावदार्ढ्यार्थं किंचिदुपदेष्टुं तत उत्थाय एकान्ते गत्वा यथोचितं कृतवानित्याह भगवानिति।

श्लोकार्थ -४० : જેમનાં દર્શનના સમયે આંખોમાં પાંપણ બનાવનારની નિંદા કરતી હતી. તેવા લાંબા સમયથી ઈચ્છેલા શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરીને બધી ગોપીઓએ દૃષ્ટિથી હૃદયમાં પધરાવેલા તેમને ગાઢ આલિંગન કરી, નિત્ય યોગ

આચરણનારાઓમાં પણ પ્રાપ્ત ન થઈ શકે તેવો તદાત્મ્ય ભાવ પ્રાપ્ત કર્યો. (૪૦)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u>: ગોપીઓને શ્રીકૃષ્ણ જ વાતચીત કરવા યોગ્ય હતા. પરંતુ દેવકી વિગેરે તેવા ન હતા. તેથી ગોપીઓએ શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરી એટલે સારી રીતે જોઈને દૃષ્ટિમાં રહેલા ભગવાનને ચક્ષુઓથી હૃદયમાં પધરાવીને, અન્તઃકરણમાં પધારેલા ભગવાને દેહ વિગેરેના પડદા વિના આત્માથી જ અત્યન્ત ગાઢ આલિંગન કરીને બધીઓએ જ તેમનો ભાવ શ્રીકૃષ્ણની સ્થિતિ પ્રાપ્ત કરી. ભગવાન હૃદયની અંદર પધાર્યા ત્યારે આલિંગન કરવા તત્પર થયેલીઓએ પોતાના જીવાત્માનો તેમની સાથે સંબંધ કરાવી ભગવાન સાથે ઐક્ય પ્રાપ્ત કર્યું. જીવાત્મા સાથે સૂક્ષ્મ શરીર પણ હોય છે. તેથી જીવના ગુણો કરતાં ભગવાનના ગુણો ઘણાં બલવાન હોવાથી તેઓએ જીવભાવનો ત્યાગ કરી ભગવદ્ ભાવ પ્રાપ્ત કર્યો એવો અર્થ છે.

'લાંબા સમયથી ઇચ્છેલા' વિશેષણથી સંપૂર્ણ રીતે પ્રાણોનું ભગવાનની સમીપ જવાનું કારણ કહેલું છે. જેમના દર્શનના સમયે 'આંખોમાં પાપણ બનાવનારની નિંદા કરતી હતી' શબ્દોથી ઇચ્છેલા હોવાની ઉત્તમ સીમા કહેલી છે.

જ્યારે શ્રીકૃષ્ણનું દર્શન કરીએ છીએ ત્યારે આંખોની પાપણ કરનાર જડ જણાય છે. આંખોનું રક્ષણ કરવા પાપણ કરવામાં આવે છે. ભગવાનના દર્શન થતાં હોય ત્યારે આંખને કોઇ ઇજા કરનાર હોવાનો ભય રહેતો નથી. તેથી પાપણ નકામી છે. ઉલ્ટું દર્શનમાં આવરણ કરતી હોવાથી વિઘ્ન કરનારી છે. તેથી જેમને ભગવાનના દર્શન થાય છે. તેમની પાપણ બનાવનાર બ્રહ્મા દર્શનરસથી અજાણ જડ છે. એમ કહેતાં ભગવાનના દર્શન થાય ત્યારે આંખોમાં જેણે પાપણ કરી છે તે બ્રહ્માની ગોપીઓ નિંદા કરે છે. એ પ્રમાણે દર્શનના રસને જાણનારી ગોપીઓ, દૃષ્ટિથી ભગવાનને હૃદયમાં પધરાવી, બહાર ભયને લીધે આલિંગનમાં વિઘ્ન થાય તેથી અંદર જ આલિંગન કરીને તદ્રૂપ એટલે ભગવાનના ભાવવાળી થઈ. તેઓનો આ ભાવ કામભાવથી થયો અને તે પણ પ્રયાસ વિના, હજારો સાધનોથી પણ થઈ શકે નહિ એમ 'નિત્ય યોગ કરનારાઓને પણ પ્રાપ્ત ન થઈ શકે તેવો' શબ્દોથી કહેલ છે.

સદા યોગ આચરનારાઓને પણ પ્રાપ્ત ન થઈ શકે તેવો આ ભાવ છે. ઈર્ષ્યા

વિગેરે બધા દોષો મટાડવા માટે બીજો ઉપાય પ્રાપ્ત ન થવાથી ભગવાને તેમને પોતાનો ભાવ આપ્યો. પરંતુ તેમને પોતાના ભાવનું ભાન ન હતું. તેથી જ શાસ્ત્રમાં કહેલ છે કે હે ઇંદ્રિયવાળી, હે બુદ્ધિશાળી ! આ શું થયું? અરેરે હરિ સાથે મને સંગ કેમ થયો? મારૂં વસ્ત્ર પીળું થયું, શરીર કાળું થયું અને સ્ત્રીભાવ જતો રહ્યો.

તેથી પહેલાની સ્થિતિ ભૂલાવવા માટે ભગવાને તે પ્રમાણે કર્યું તેમ ત્રીજી કક્ષામાં રહેલીઓનું ઉત્તમપણું કહ્યું.(૪૦)

પછી ભગવાને તે ભાવ દઢ કરવા માટે અંને કંઇક ઉપદેશ આપવા ત્યાંથી ઉઠી, એકાંતમાં જઇ જે યોગ્ય હતું તે કર્યું તે નીચેના શ્લોકથી કહે છે.



**भगवांस्तास्थाभूता विविक्त उपसंगताः।**
**आश्लिष्यानामयं पृष्ट्वा प्रहसन्निदमब्रवीत् ॥४१॥**

**स्वमेवान्तर्वर्तत इति यदेव करिष्यति तदेव ता अङ्गीकरिष्यन्तीति विविक्ते एकान्ते उपसंगताः समीपमागताः गोपीः बहिः स्वयमेवाऽश्लिष्य बहिर्धर्मानपि स्वकीयांस्तासु बहिः स्थापयित्वा पश्चादनामयं पृष्ट्वा स्ववचनं स्मृत्वा प्रहसन्निदं वक्ष्यमाणमब्रवीत् ॥४१॥**

**स्वलीलां तासु स्थापयन्निवाह अपि स्मरतेति ।**

<u>શ્લોકાર્થ -૪૧:</u> *તેવી થયેલી એકાંતમાં સમીપ આવેલી તેઓને ભગવાને આલિંગન કરી, કુશલ પૂછી, હસતાં નીચે પ્રમાણે કહ્યું.(૪૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ભગવાન પોતે જ ગોપીઓની અંદર હોવાથી તે જે કરશે તેજ તેઓ સ્વીકારશે એવા આશયથી એકાંતમાં, 'उपसंगतः' સમીપ આવેલી ગોપીઓને બહારની પોતે જ આલિંગન કરીને, પોતાના બહારના ધર્મોનું તેઓમાં બહારથી સ્થાપન કરીને પછી કુશલ પૂછીને, પોતાના વચનનું સ્મરણ કરીને હસતાં 'આ' એટલે જે નીચે કહેવામાં આવે છે તે ભગવાને કહ્યું. (૪૧)

પોતાની લીલા તેઓમાં સ્થાપન કરતા હોય તેમ ભગવાન નીચેના શ્લોકથી આરંભી કહે છે.

**अपि स्मरत नः सख्यः स्वानामर्थचिकीर्षया ।**
**गतांश्चिरायितान् शत्रुपक्षक्षपणचेतसः ॥४२॥**

हे सख्यः । अपीति संभावनायाम् । नोऽस्मान् किं स्मरत । अस्मरणं तु भवतीनामेव दोष इति परिहासोक्तिः । स्वस्यापराधं परिहरति स्वानामर्थचिकीर्षया गतानिति । किं कर्तव्यार्थं गतं मथुरायां तत्र बन्धूनां हितकरणार्थं प्रवृत्तौ भूयान् कालो जातः । तेनैवानागमनं चित्तं तु भवतीष्वेवेत्यर्थः । चिरकालावस्थितौ हेतुमाह शत्रुपक्षक्षेपणचेतस इति । शत्रूणशं पक्षाः सर्व एव नाशनीया इति । अन्यथा समूला न नश्यन्तीति । स्त्रीभिः सह परिहासभाषया एतद्भगवतोक्तम् ॥४२॥

यस्तु सर्मानभिज्ञः स एतदङ्गीकरोति । न त्वभिज्ञ इति । अभिज्ञा गोपिकाभगवान् वञ्चयतीति भगवति अवध्यानबुद्धयो भवन्ति, अतस्तद्दोषपरिहारार्थं भगवानह अप्यवध्यायथेति ।

<u>શ્લોકાર્થ -૪૨:</u> હે સખીઓ ! બંધુઓનું હિત કરવાની ઈચ્છાથી ગયેલ અને શત્રુના પક્ષોનો નાશ કરવામાં રોકાયેલ ચિત્તવાળા લાંબા સમય સુધી બહાર રહેલ અમને તમો સંભારો છો ને? (૪૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> હે સખીઓ ! 'અપિ' શબ્દ સંભવ દર્શાવા યોજેલ છે. 'નઃ' અમને તમો સંભારો છો ને? ન સાંભારો તો તે તમારો દોષ ગણાય. 'બંધુઓનું હિત કરવાની ઈચ્છાથી ગયેલ' શબ્દોથી પોતાનો અપરાધ ન હોવાનું જણાવે છે.

શા માટે અપરાધ નહિ? કાર્ય માટે મથુરાં ગયાં. ત્યાં બધુંઓનું હિત કરવામાં

ઘણો સમય થયો. તેથી તમારી પાસે ગોકુલ અવાયું નહિ. પરંતુ ચિત્ત તો તમારામાં જ હતું એવો અર્થ છે.

'શત્રુઓના પક્ષોનો નાશ કરવામાં રોકાયેલ ચિત્તવાળા' વિશેષણથી લાંબા સમય સુધી ગોકુલથી દૂર રહેવાનું કારણ કહ્યું. શત્રુઓના બધા પક્ષનો નાશ કરવો જોઈએ કારણ કે તેમ કરવામાં ન આવે તો મૂલ સહીત શત્રુઓનો નાશ થાય નહિ. સ્રીઓ સાથે મશ્કરીમાં ભગવાને આ કહેલું છે.(૪૨)

પરતું જે મર્મ ન જાણતો હોય તે આ ખુલાસો છે. તે સ્વીકારે. પણ જાણતો હોય તે ન સ્વીકારે. મર્મ જાણનારી ગોપીઓ ભગવાન ઠગે છે એમ વિચારી, ભગવાન વિષે વિરૂધ્ધ વિચારતી થઈ. તેથી તે દોષ દૂર કરવા ભગવાન નીચેના શ્લોકથી કહે છે.



**अप्यवध्यायथास्मान्स्विदकृतज्ञा विशङ्कया।**
**नूनं भूतानि भगवान् युनक्ति वियुनक्ति च ॥४३॥**

**ध्यै चिन्तायामित्यस्य अवोपसर्गसहितस्य लोटि तादेशरहितस्य मध्यमपुरुषवचनं अवध्यायथेति। अवध्यानं विरुद्धध्यानम्। अपीति संभावनायाम्। अस्मान् बलभद्रोद्धवादिसाहित्येनावध्यानप्राप्तिं सूचयति अपि स्विदिति। अकृतज्ञा एते इति या विशिष्टशङ्का विरुद्धशङ्का वा स्वाधीनत्वे दोषोऽयं भवेत्। पराधीनं त्वेतदित्याह नूनं भूतानि भगवानिति। युनक्ति कदाचित् वियुनक्ति वियोजयति च ॥४३॥**

**यस्मिन् पक्षे भगवति जारबुद्धिः तदैवं वचनं प्राणिन एव जारा भवन्तीति कथं कालेन संयोगवियोगौ क्रियेते इति चेत् तत्राह वायुर्यथा धनानीकमिति।**

*<u>શ્લોકાર્થ -૪૩</u> : શું અમે કૃતઘ્ન નથી? એવી શંકાથી તમે અમારા વિષે વિરૂધ્ધ વિચાર કરો છો ને? ખરેખર ! ભગવાન પ્રાણીઓને ભેગા કરે છે અને*

*વિખૂટા પાડે છે.(૪૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : 'अवध्यानं' એટલે વિરૂધ્ધ ધ્યાન 'अपीति' શબ્દ સંભવ જાણાવવા યોજેલ છે. અમારા વિષે શબ્દ ભગવાન બલભદ્ર, ઉદ્ધવ વિગેરે સાથે હોવાથી તેમના વિષે વિરૂધ્ધ વિચાર થવાનું સૂચવે છે.

**'अपि स्विदि'** શું ? આ કૃતધ્ન નથી. એવી જે સ્પષ્ટ શંકા અથવા વિરૂધ્ધ શંકા ઉત્તરાર્ધથી એમ કહે છે કે પોતાને આધીન હોય તો આ દોષ થાય પરંતુ આ કૃતજ્ઞ થવું તે પરાધીન છે.

ભગવાન પ્રાણીઓને ભેગા કરે છે અને કોઈ સમયે વિખૂટા પાડે છે. જે પક્ષમાં ભગવાન વિષે જાર હોવાની બુદ્ધિ હતી તે પક્ષ પ્રમાણે એવા પ્રકારનું વચન કહેલું છે. કારણ કે પ્રાણીઓ જ જાર હોય છે. ભગવાન હોતા નથી. (૪૩)

**वायुर्यथा धनानीकं तृणं तूलं रजांसि च ।**
**संयोज्याक्षिपते भूयस्तथा भूतानि भूतकृत् ॥४४॥**

**यथा वायुः मेघसमूहं वियोजयति योजयति च । यथा तृणसमूहं वात्यारूपः । तूलं च कार्पासपिण्डं, रजो भूरेणुः, तृणादीनि राजससात्त्विकतामसानि निर्गुणा मेघाः, चतुर्विधा अपि वायुना स्वेच्छया नीयन्ते स्थाप्यन्ते वा। तथा भूतानि चतुर्विधान्यपि भूतानि। भूतकृत् कालः। योजयति वियोजयति च। अतः कालाधीनत्वात् योगवियोगार्थं कोपि नोपालभ्यः ॥४४॥**

**परमार्थबुद्धियुक्ताश्चेत्तत्राह मयि भक्तिर्हि भूतानामिति ।**

*<u>શ્લોકાર્થ -૪૪</u> : જેમ વાયુ વાદળાઓના સમુહને ઘાસ અને રૂને અને રજકણો ભેગો કરે છે અને વિખૂટા પાડે છે. (૪૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : જેમ વાયુ વાદળોના સમુહોને વિખૂટા પાડે છે અને ભેગા કરે છે. જેમ વંટોળીઆરૂપ વાયુ ઘાસના સમુહને અને રૂના જથ્થાને, ભૂમીના રજકણોને વિખેરે છે અને ભેગા કરે છે. આ રાજસ્ સાત્વિક અને તામસ છે.

વાદળાં નિર્ગુણ છે. ચારે પ્રકારનારને વાયુ પોતાની ઇચ્છા મુજબ ખેંચી જાય છે અને રાખે છે. તેવી રીતે કાલ ચારે પ્રકારના પ્રાણીઓને ભેગા કરે છે અને વિખૂટા પાડે છે. તેથી ભેગા થવું અને વિખૂટા પડવું કાલને આધીન હોવાથી તે માટે કોઈને પણ દોષ દેવો યોગ્ય નથી.(૪૪)

જો ગોપીઓ પરમ તત્વને જાણનારી હોય તો ? એવી શંકા થાય તેથી નીચેના શ્લોકથી કહે છે.

**मयि भक्तिर्हि भूतानाममृतत्वाय कल्पते ।**
**दिष्टया यदासीन्मत्स्नेहो भवतीनां मदापनः ॥४५॥**

**भक्तिः** शास्त्रीया आन्तरप्रेमसहिता सेवादिः, इन्द्रियाणशमहमहमिकया स्वाभाविकी वृत्तिर्वा । **अमृतत्वाय** मोक्षाय । **भूतानामिति** नात्रावान्तराधिकारभेदो वक्तव्यः यथा मर्यादायां ब्राह्मण एव मुच्यत इति न तथा भक्तिमार्गे । **कल्पत इति** असहायैव भक्तिर्मोक्षं दातुं समर्था न तु ज्ञानमिव कर्मापेक्षते अन्तःकरणशुद्धिं वा । अतो भक्तानां मोक्षः नात्यन्तं दुष्प्राप्यः । भवतीनां तु ततोऽपि विशेष इत्याह **दिष्ट्या यदासीन्मत्स्नेह** इति । स्नेहो लौकिकः स तु कामकृतो भवति 'काममयः पुरुषः' इति सहजोऽपि कृत्रिमो । वैधः सहजो भगवद्विषयको न भवतीति असंव्यवहार्यत्वाद्भगवतः । प्रकृते तु दैवगत्या मद्विषयो जातः तस्य च फलं **मदापन** इति मामेवापयति प्रापयतीति मद्भावं मत्सायुज्यं वा करोतीत्यर्थः । अमृतत्वं ब्रह्मभावः, पुरुषत्तमभावो मद्भावः । तद्वैलक्षण्यं पूर्वमेवावोचाम ॥४५॥

एवं तस्यापरादमुक्त्वा कर्तव्यमाह तं पापं जहीति ।

*<u>શ્લોકાર્થ -૪૫ :</u> મારા ઉપરની ભક્તિ પ્રાણીઓને મોક્ષ આપવાની શક્તિવાળી છે. તમારો મારી પ્રાપ્તી કરાવનારો જે મારામાં સ્નેહ થયો તે ભાગ્યથી*

थयो.(४५)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : ભક્તિ એટલે શાસ્ત્રમાં જણાવેલી અંદરના પ્રેમવાળી સેવા એટલે હું પહેલી, હું પહેલી એવી ઇંદ્રિયોની કુદરતી ક્રિયા. મોક્ષ આપવાની શક્તિવાળી છે. 'પ્રાણીઓને' શબ્દથી આ વિષયમાં અધિકાર વિગેરે ગૌણ ભેદ કહેવાના નથી. જેમ મર્યાદામાં બ્રાહ્મણોને જ મોક્ષ પ્રાપ્ત થાય એવું છે. તેવું ભક્તિમાર્ગમાં નથી. 'શક્તિવાળી છે' શબ્દથી કહેલું છે. બીજા કોઇની સહાય વિનાની ભક્તિ મોક્ષ આપવાની શક્તિવાળી છે. પરંતુ જ્ઞાનની પેઠે કર્મની અથવા અન્તઃકરણની શુદ્ધિની તેને જરૂર નથી. તમારામાં તો તેથી પણ ઉત્તમ ગુણ છે.

**अहं हि सर्वभूतानामादिरन्तोऽन्तरं बहिः।**

**भौतिकानां यथा खं वार्भूर्वायुर्ज्योतिरङ्गनाः ॥४६॥**

स्नेहस्य मत्प्रापणे आवरणनिराकरणमेव साध्यम्। न तु प्रयासान्तरमस्तीति वक्तुं भूतानां पूर्वापरबाह्याभ्यन्तरभेदेन प्रदेशचतुष्टये स्वस्यावस्थानं निरूप्यते । युक्तश्चायमर्थः। व्यापको हि परिच्छिन्नस्य एवमेव भवति। आदिरन्त इति उत्पत्तेः पूर्वं नाशानन्तरं च अहमेवेति कालपरिच्छेदे। उभयतः स्थितिमाह अन्तरं बहिरिति। देशपरिच्छेदे । संघाताभिप्रायमेतदणुजीवाभिप्रायेऽपि। तत्र पञ्चमहाभूतानि दृष्टान्तीकरोति भौतिकानामिति।खमाकाशं वार्जलं तामसराजसभावनिरूपणार्थं आकाशजलयोः क्रमो निरूपितः। तथैव भूवाय्वोः सृष्टिप्रलयभेदेन क्रमद्वयं निरूपितं भवति। मध्ये सात्त्विकं तेजः आद्यन्तयोस्तामसो तत्संलग्नौ राजसौ मध्ये सात्त्विकमिति यथा सर्वतो व्याप्तं शरीरं तत्संलग्ना इन्द्रियप्राणाः मध्ये चैतन्यमिति ज्ञापनार्थम्। अङ्गना इति संबोधनं उत्तमाङ्गवत्त्वेन विश्वासार्थम् ॥४६॥

**एवं परितो वेष्टनमात्रतया स्वस्य जीवानां जगतो वा भेदो निरूपितः तन्निराकुर्वन् केवलात्मप्रतिपत्तिमाह एवमिति ।**

<u>શ્લોકાર્થ -૪૬</u>: હે અંગનાઓ ! જેમ આકાશ, જલ, પૃથ્વી, વાયુ અને તેજ મહાભૂતોના બનેલા પદાર્થોના આરંભમાં અને અંતમાં અંદર અને બહાર છે. તેમ હું સર્વ પ્રાણીઓના આરંભમાં, અંતમાં અંદર અને બહાર છું. (૪૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : સ્નેહથી મને પ્રાપ્ત કરવામાં માત્ર આવરણ જ દૂર કરવાનું છે. પરંતુ બીજો પ્રયત્ન કરવાનો નથી. એમ કહેવા પ્રાણીઓના પહેલાં, પછી, અંદર, બહાર એવા ભેદથી ચાર પ્રદેશમાં ભગવાન પોતાની સ્થિતિ કહે છે. અને આ વિષય જ યોગ્ય છે. કારણ કે સર્વત્ર રહેનારા હદવાળાઓના સંબંધમાં એ પ્રમાણે રહેલ હોય છે. 'આરંભમાં અને અંતમાં' એટલે પ્રાણીઓની ઉત્પત્તિ પહેલાં અને નાશ પછી હું જ રહેલ હોઉં છું એમ કાલની હદના સંબંધમાં કહ્યું . અંદર અને બહાર શબ્દોથી દેશની હદમાં બંને પ્રકારે સ્થિતિ કહી.

જીવ અણુ છે. એવા અભિપ્રાય પ્રમાણે દેહને ધ્યાનમાં રાખી આ કહેલું છે. ઉત્તરાર્ધથી તે વિષયમાં પાંચ મહાભૂતોનું દૃષ્ટાંત કહેલ છે. આકાશ જલનોક્રમ તામસ અને રાજસ્ ભાવ જાણાવવા કહેલ છે. તેવી રીતે સૃષ્ટિ અને પ્રલયના ભેદથી ભૂમી અને વાયુનો ક્રમ કહ્યો. એ પ્રમાણે બે ક્રમો કહ્યા. મધ્યમાં સાત્ત્વિક તેજ છે. આરંભમાં અને એ તે તામસ આકાશ અને ભૂમી તેની સાથે બે રહેલા રાજસ વાયુ અને જલ અને મધ્યમાં તેજ સાત્વિક એમ કહેલ છે.

જેમ સર્વ બાજુએ પ્રસરેલું શરીર તેની સાથે રહેલા ઇંદ્રિયો અને પ્રાણો અને ચૈતન્ય જીવ છે એ જાણાવવા દૃષ્ટાંત કહેલું છે.

ગોપીઓ ઉત્તમ અંગવાળી હોવાથી તેમને આમાં વિશ્વાસ રહે તે માટે 'હે અંગનાઓ' એવું સંબોધન છે. એવી રીતે સર્વ તરફના ઢાંકણ તરીકે પોતાનો જીવોથી અથવા જગતથી ભેદ કહ્યો. નીચેના શ્લોકમાં તે ખોટો હોવાનું કહેતાં માત્ર આત્માનો જ અનુભવ કહે છે.

**एवं ह्येतानि भूतानि भूतेष्वात्मतया ततः।**
**उभयं मय्यथ परे पश्यताभातमक्षरे ।।४७।।**



अनेन प्रमेयं भगवानिति समर्थितं भविष्यति । पूर्वश्लोके भूतानि निरूपितानि । भौतिकानां कालपरिच्छेदे देशपरिच्छेदे च मध्याभवस्तु न निरूपितः । मध्यभावस्तु किमात्मक इत्याकाङ्क्षायामाह मध्येऽपि भूतान्येव भौतिकेषु वर्तन्ते । नदीनिमग्नघट इव स्थिता भविष्यन्तीति पिण्डकारणत्वेन च स्थिता भविष्यंन्तीति न जलात्मता घटस्य भविष्यतीति विशेषमाह आत्मात्मतयेति । आत्मनां भूतशब्दवाच्यानां घटपटादीनामात्मतया स्वरूपत्वेन महाभूतानि भौतिकेषु भवन्तीत्यर्थः । अनेन पञ्चमहाभूतात्मकत्वं जगतो निरूपितम् । ततः परमुभयविधस्य कार्यकारणभावापन्नस्य भूतजातस्य भगवानानद्यन्तयोरन्तर्बहिः तद्रूपश्चेति निरूपयति तत उभयं मयीति बोधनार्थम् । तत इति क्रमः आनन्तर्यार्थो निरूपितः । एतन्मयीति वचनं ब्रह्माण्डान्तर्वर्तिभूतभौतिकापक्षे पुरुषपरं ब्रह्माण्डपक्षे तु कालपरम् । अथ तदनन्तरम् । कालसहितस्य सर्वस्यापि कार्यजातस्य पूर्ववन्मयि परे अहं तेषशमाद्यन्तान्तरवर्तीत्यादि । एतावद्दूरे स्वरूपं निरूप्य तस्यानुभवं कारयति पश्यतेति । किं द्रष्टव्यमित्याकाङ्क्षायां क्रमनिरूपणं परित्यज्य फलमाह अक्षरे आभातमिति । अनेन ब्रह्मात्मभावोपि निरूपितो भवति । जीवानामप्यतिरिक्तभावस्य निराकृतत्वात्स्नेहस्य मदापनजनने अधिकार इव निरूपितः ॥४७॥

तेन को वाधिकारः संपन्न इत्याकाङ्क्षायामाह अध्यात्मशिक्षयेति ।

<u>શ્લોકાર્થ -૪૭</u> : એ પ્રમાણે આ મહાભૂતો ભૌતિક પદાર્થોમાં તેઓના આત્મા તરીકે રહેલા છે. પછી બંને મારામાં રહેલા છે અક્ષર પ્રકાશતાને જુઓ. (૪૭)

ભાવાર્થ, સુબોધિનીજી : **પ્રમેય** ભગવાન જાણવા યોગ્ય છે. એ નિર્ણય આથી દૃઢ થશે. શ્લોકમાં મહાભૂતો ભૌતિક પદાર્થોની સર્વ બાજુમાં હોવાનું કહયું. પરતું કાલની મર્યાદામાં અને દેશની મર્યાદામાં ભૌતિક પદાર્થોની વચમાંની સ્થિતિ કેવા પ્રકારની છે? એ જાણવાની ઈચ્છા થાય તેથી કહે છે. વચમાં પણ ભૌતિક પદાર્થોમાં મહાભૂતો જ રહેલા છે. મહાભૂતો ભૌતિક પદાર્થોમાં મહાભૂતો જ રહેલા છે. મહાભૂતો ભૌતિક પદાર્થોમાં નદીમાં ડુબેલા ઘડાની માફક રહેલા હશે તેથી અને ભૌતિક પદાર્થોના પિંડાના કારણ તરીકે રહેલા હશે એવો વિચાર આવે તેથી 'તેઓના આત્મા તરીકે' એવો પ્રકાર કહેલો છે. તેમના આત્માના સ્વરૂપ તરીકે મહાભૂતો ભૌતિક પદાર્થોમાં રહેલા છે. એવો પ્રકાર કહેલો છે. ઘડો, વસ્ત્ર વિગેરે ભૌતિક પદાર્થો કહેવાય છે. તેમના આત્માના સ્વરૂપ તરીકે મહાભૂતો ભૌતિક પદાર્થોમાં રહેલા છે એવો અર્થ છે. આથી એમ કહ્યું કે જગત પાંચ મહાભૂતરૂપ છે. ત્યારપછી કાર્ય અને કારણની સ્થિતિ પ્રાપ્ત કરેલા ઉભય પ્રકારના ભૂતોના સમુહના આરંભમાં, અંતમાં અંદર અને બહાર ભૂતરૂપ ભગવાન જ છે.

એમ જ્ઞાન થાય તે માટે 'પછી બંને મારામાં રહેલા છે' શબ્દોથી કહેલ છે. 'પછી' શબ્દથી પરંપરા જણાવવા ક્રમ કહેલ છે. આ 'મારામાં' શબ્દ બ્રહ્માંડમાં રહેલા મહાભૂતો અને ભૌતિક પદાર્થોના સમુહના સંબંધમાં પુરૂષના અર્થમાં યોજાય છે. 'अथ' ત્યારપછી કાલ સાથે બધાએ કાર્ય માત્ર પહેલાંની પેઠે 'मयी' ઉત્તમ મારામાં રહેલા છે. હું તેઓના આરંભમાં અંતમાં, અંદર, બહાર રહેલો છું. હું તેઓના આરંભમાં અંતમાં, અંદર, બહાર, રહેલો છું. આટલું બધું સ્વરૂપ કહીને 'જુઓ' શબ્દથી તેનો અનુભવ કરાવે છે. શું જોવાનું છે? એ જાણવાની ઈચ્છા થાય તેથી પરંપરા કહેવાનું પડતું મૂકી 'અક્ષરમાં પ્રકાશતાને' શબ્દથી ફલ કહે છે.

આથી બ્રહ્મ પોતે ભગવાન હોવાનું વાસ્તવીક સત્ય પણ કહેવાયું. જીવોની પણ ભગવાનથી જુદી સ્થિતિ નથી એમ સિદ્ધ કરેલ હોવાથી મારી ભગવાનની પ્રાપ્તિ કરાવવામાં સ્નેહનો અધિકાર છે તે કહ્યું. (૪૭)

તે ભગવાને આપેલ જ્ઞાનથી કયો અધિકાર પ્રાપ્ત થયો? એ જાણવાની ઈચ્છાથી હવે કહે છે.



श्रीशुक उवाच -

अध्यात्मशिक्षया गोप्य एवं कृष्णेन शिक्षिताः।
तदनुस्मरणध्वस्तजीवकोशास्तमध्यगन् ॥४८॥

अध्यात्मशिक्षा आत्मनो ब्रह्मत्वज्ञानबोधाय युक्तिपूर्वकनिरूपणं तेन गोप्य एवं भगवता शिक्षिताः ब्रह्मभावापन्ना अपि बोधकस्य भगवतः अनुस्मरणेन बोधितार्थानुस्मरणेन वा ध्वस्तजीवकोशाः सत्यः व्यवधायकं स्वकीयमुपाधिरूपं लिङ्गशरीरं परित्यज्य तमेवाध्यगन् भगवद्रूपा एव जाताः यथा भगवान् । तेनान्तःपूर्णो भगवानेव जातः। कोशस्थानीयो भगवानाधिदैविकः। सहजसर्वशक्तिर्वा देहस्त्ववशिष्यते व्याप्तभगवदंशः ॥४८॥

तस्य प्रतिबन्धकत्वाभावाय भगवन्तं विज्ञापयामासुः आहुश्चेति।

श्लोकार्थ - ४८ : એ પ્રમાણે શ્રીકૃષ્ણે અધ્યાત્મ શિક્ષાથી બોધ આપેલી ગોપીઓ તેમનાં અનુસ્મરણથી લિંગદેહનો ત્યાગ કરી તેમના સ્વરૂપવાળી થઈ. (૪૮)

ભાવાર્થ, સુબોધિનીજી: અધ્યાત્મ શિક્ષા એટલે આત્મા બ્રહ્મ છે તેવું ભગવાને બોધ આપેલી ગોપીઓ તેમને બ્રહ્મભાવ પ્રાપ્ત કરેલ હોવા છતાં, બોધ આપનાર ભગવાનના અનુસ્મરણથી 'भगवद्रूपा' થઈ એટલે આડે આવનાર ઉપાધિરૂપ પોતાના લિંગ શરીરનો ત્યાગ કરી 'तमेवाध्यायन्' જેવા ભગવાન તેવી ભગવદરૂપ જ થઈ. તેથી તેમની અંદર પૂર્ણ ભગવાન જ પ્રગટ થયા. લિંગ શરીરને સ્થાને આધિદૈવિક અથવા કુદરતી સર્વ શક્તિવાળા ભગવાન પ્રગટ થયા. પરંતુ જેમાં ભગવાનનો અંશ સર્વત્ર પ્રસરેલ છે તેવો દેહ તો બાકી રહ્યો. તેનાથી વિઘ્ન ન થાય. તે માટે ગોપીઓ વિજ્ઞપ્તિ કરે છે. તે હવે કહે છે.

आहुश्च ते नलिननाभ पदारविन्दं
योगेश्वरैर्हृदि विचिन्त्यमगाधबोधैः।



**संसारकूपपतितोत्तरणावलम्बं**
**गेहंजुषामपि मनस्युदियात्सदा नः॥४९॥**

भक्तानामेवं स्थितिः उत्तमा एवंभावश्च, ब्रह्मात्मभावोऽस्माकं जात एव। इन्द्रियवर्गश्चातीतः। अतः आधिदैविके मनसि तवावतीर्णस्य पुरुषोत्तमस्य पादयुगलं मनसि सर्वदा। स्फुरतु। तावता इयमवस्था स्थिरा भविष्यति। एतदभावे ब्रह्मभावापन्नस्यापि सर्वे दोषाः संभविष्यन्तीत्याशयेहनाहुः हे नलिननाभेति। पद्मनाभत्वादयं ब्रह्मादीनामुत्पादकः तदनुवृत्त्यैव जीवानां स्थितिर्वा ब्रह्मभावेन स्तब्धतायां कृतध्नता भवतीति तदभावार्थं प्रार्थित इत्यर्थः। उपायेनाविर्भावं संपादयन्त्विति चेत् तत्राहुः योगेश्वरैर्हृदि विचिन्त्यमिति। अगाधबोधैर्ज्ञानपूर्णैर्बहिर्योगरूपसाधनयुक्तैरपि हृदि विचिन्त्यमेव। नन्वेतादृस्याविर्भावे किं प्रयोजनमिति चेत् तत्राह संसारकूप-पतितोत्तरणशवलम्बमिति। संसारकूपे निर्गमोपायरहिते यः पतति दूरादुच्चैः स्थितः पातककर्मणा नीचत्वं प्राप्नोति तस्य वैकुण्ठपदारोहणे अवलम्बनं भवति। कर्म ज्ञानादिकं ऊर्ध्वकर्मणा नीचत्वं प्राप्नोति तस्य वैकुण्ठपदारोहणे अवलम्बनं भवति। कर्म ज्ञानाधिकं ऊर्ध्वगमनं मृग्यते।स्वस्य बाधान्तरसंभावनामाहुः गेहंजुषशमपीति। देहो वर्तत इति देहभागिनः गृहे योजयिष्यन्ति। ततो गृहासक्त्या पूर्ववदेव प्राकृतत्वं भविष्यति। अयमेव च कूपे पातः। अपीति कदाचित्त्वत्कृपया देहसंबन्धो न भवेत् तदा न काचिच्चिन्ता इत्यपि सूचितम्। मनसि स्वयमेवोदियात्। नोऽस्माकं सर्वासाम्। एवं निष्कामतया गोप्यो मुख्या भक्ता जाताः। कामनिवारणार्थं च

ज्ञानोपदेश इति निरूपितम् ॥४९॥

**इति श्रीभागवतसुबोधिन्यां**
**श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां**
**दशमस्कन्धोत्तरार्द्धविवरणे एकोनत्रिंशाध्यायविवरणम् ॥३३॥**

*શ્લોકાર્થ -૪૯ : તેમને કહ્યુ કે હે નલિનનાભ ! પૂર્ણ જ્ઞાનવાળા યોગેશ્વરોએ હૃદયમાં ચિંતન કરવા યોગ્ય અને સંસારરૂપ કુવામાં પડેલાઓને ઉપર ચઢવાના આધારરૂપ આપનું ચરણકમળ અમારા મનમાં સદા પ્રગટ રહો. (૪૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : ભક્તોની આવી સ્થિતિ ઉત્તમ છે. આવો ભાવ ઉત્તમ છે. બ્રહ્માત્મભાવ અમને પ્રાપ્ત થયો જ અને ઈંદ્રિયોના સમુહને અમે વશ કર્યો. તેથી અમારા આધિદૈવિક મનમાં અવતાર ધારણ કરેલ આપ પુરૂષોત્તમનાં ચરણયુગલ મનમાં સદા પ્રગટ રહો. તેટલાથી અમારી આ સ્થિતિ સ્થિર થશે. આ ન થાય તો બ્રહ્મભાવ પ્રાપ્ત કરેલાઓમાં પણ સર્વ દોષો પ્રગટ થવા સંભવ છે. એવા આશયથી હે નલિનનાભ ! એમ કહેલ છે. નાભિમાં કમલ હોવાથી આ ભગવાન બ્રહ્મા વિગેરેને ઉત્પન્ન કરનાર છે અને તેનું સ્મરણ કરવાથી જ જીવોની બ્રહ્મભાવની સ્થિતિ નભે. ચેતનહીન રહેવાથી કૃતઘ્નતા થાય. તેથી તે દોષ ન લાગે માટે પ્રાર્થના કરેલી છે એવો અર્થ છે.

ઉપાયથી મારા ચરણાવિંદનો આર્વિભાવ પ્રાપ્ત કરો એમ જણાવવામાં આવે તેથી યોગેશ્વરોએ હૃદયમાં ચિંતન કરવા યોગ્ય' વિશેષણ યોજેલ છે.

'अगाधबोधै' પૂર્ણ જ્ઞાનવાળા એ પણ હૃદયમાં ચિંતન કરવા યોગ્ય જ છે. એવા ચરણના આર્વિભાવનું શું પ્રયોજન છે? એવી શંકા થાય તેથી 'સંસારરૂપ કુવામાં પડેલાઓને ઉપર ચઢવાના આધારરૂપ' વિશેષણ યોજેલ છે. જેમાંથી બહાર નીકળવાનો ઉપાય નથી. તેવા સંસારરૂપ કુવામાં જે પડે છે. જે ઘણે ઉંચે રહેલો પતન કરાવનાર કર્મથી નીચે પડે છે. તેને વૈકુંઠસ્થાને ચઢવામાં ભગવાનનું ચરણ આધારરૂપ છે. ઉંચે લઈ જનાર કર્મ જ્ઞાન વિગેરે છે. તે આધાર ન હોય ત્યાં કાર્ય કરતો નથી તેથી સદા આધારરૂપ હોય તે માગવામાં આવે છે. 'ઘરમાં રહેલાઓના પણ' શબ્દોથી પોતાને બીજુ વિઘ્ન હોવાનું કહે છે. દેહ છે તેથી, દેહની અંદર

સંબંધ ધરાવનારાઓ ઘરમાં કામે લગાડશે પછી ઘરમાં આસક્તિ થતાં પહેલાંની પેઠે જ પ્રાકૃતપણું પ્રાપ્ત થશે. આ જ કુવામાં પડવાનું છે. 'अपी' પણ શબ્દ એમ સૂચવે છે કે કદાચ આપની કૃપાથી દેહનો સંબંધ ન થાય તો પણ ચિંતા નથી આપનું ચરણારવિંદ અમારા મનમાં પોતાની મેળે પ્રગટ રહો. એવી રીતે કામરહિત હોવાને લીધે ગોપીઓ મુખ્ય ભક્ત થઈ અને કામને દૂર કરવા ભગવાને જ્ઞાનનો ઉપદેશ કર્યો એમ કહેલું છે.(૪૯)

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૩૩ મો
સાત્ત્વિક ફલ પ્રકરણ
સંપૂર્ણ"



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।







## श्रीमद्वल्लभाचार्यचरणप्रणीता ।

(दशम-उत्तरार्ध-सात्त्विक-फल-प्रकरणम् ।)

## चतुस्त्रिंशोऽध्यायः ।

चतुस्त्रिंशे साधनानां मुख्यं साधनमीर्यते।
कीर्तनं सरसत्वाय स्त्रीभिः स्त्रीणां निरूप्यते।।१।।
सर्वसाधनसंपत्तिः कृष्णानुग्रहपूर्विका ।
तदभावे नैव सिद्ध्येदित्यनुग्रहवर्णनम्।।२।।
अनुग्रहस्य स्थिरता सद्बुद्ध्यैव हरौ भवेत् ।
माहात्म्यज्ञानतः पुष्टा स्तुत्या कार्यक्षमा भवेत् ।।३।।
सर्वशक्तियुतः कृष्णः श्रोतव्य इति सिध्यति ।
शक्तिनामप्यभीष्टश्च सज्ज्ञानस्तुतिभावितः।।४।।

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ
## "સાત્ત્વિક ફલ પ્રકરણ"
## અધ્યાય ચોત્રીસમો (૩૪)




કારિકાઓ :

કારિકા-૧ : ચોત્રીસમા અધ્યાયમાં સાધનોમાં મુખ્ય સાધન કહેવામાં આવે છે. કીર્તન રસવાળું થાય તે માટે સ્ત્રીઓ સાથે કરવાનું કહેવામાં આવે છે.(૧)

કારિકા-૨ : સર્વ સાધનની પ્રાપ્તિ શ્રીકૃષ્ણના અનુગ્રહપૂર્વક જ થાય છે. તે અનુગ્રહ ન હોય તો થતી નથી. તેથી અનુગ્રહનું વર્ણન કરેલું છે.(૨)

કારિકા-૩ : હરિમાં ઉત્તમ બુદ્ધિ રાખવાથી જ અનુગ્રહ સ્થિર થાય છે. મહાત્મ્યના જ્ઞાનથી પુષ્ટ થયેલી બુદ્ધિ સ્તુતિ કરવાથી કાર્ય કરવા શક્તિવાળી થાય છે.(૩)

કારિકા-૪ : સર્વ શક્તિવાળા અને શક્તિઓના પણ પ્રિય, ઉત્તમ જ્ઞાન અને સ્તુતિથી ચિંતન કરેલા શ્રીકૃષ્ણનું શ્રવણ કરવું એમ સિધ્ધ થાય છે. (૪)

पूर्वाध्याये गोपीनामुपदेश उक्तः प्रार्थना च। अनुग्रहस्त्ववशिष्यते। तदत्र तासामनुग्रहं कुर्वन् प्रसङ्गादन्येषामप्यनुग्रहं कृतवानित्याह तथानुगृह्येति।

**श्रीशुक उवाच -**

**तथानुगृह्य भगवान् गोपीनां स गुरुर्गतिः।**
**युधिष्ठिरमथापृच्छत्सर्वांश्च सुहृदोऽव्ययम् ॥१॥**

तथा तैर्यथा प्रार्थितं तथैव तत् हृदये स्वचरणारविन्दं स्थापयित्वा युधिष्ठिरमथापृच्छदिति संबन्धः। भगवतस्थानुग्रहे हेतुमाह गोपीनां स एव गुरुः गतिः फलं च। फलसाधनरूपत्वात्तासामन्य उपायो नास्तीति स्वचरणारविन्दं स्थापितवानित्यर्थः। गोपिका

उत्तमाधिकारिण्यः परं पुष्टिस्थाः। तदनु मर्यादायां युधिष्ठिरः श्रेष्ठः अतस्तदनन्तर युधिष्ठिरोऽनुगृहीतः। ततः सर्वांश्च सुहृदः अव्ययमपृच्छत्। अव्ययशब्देन कुशलं ज्ञानमप्युच्यते। तेन पूर्वं मनसा तेभ्योपि ज्ञानमुपदिष्टमिति लक्ष्यते। तस्य पुनः प्रश्नः स्थिरीकरणार्थः। अनेनोत्तमादयः सर्वे एवानुगृहीता इत्युक्तम् ॥१॥

ततस्ते स्वाधिकारं प्रकटयन्तः प्रत्युत्तरमुक्तवन्त इत्याह त एवमिति।

ગયા અધ્યાયમાં ગોપીઓને આપેલ ઉપદેશ અને તેમને કરેલી પ્રાર્થના કહી પાણ અનુગ્રહ કરવાનો તો બાકી રહ્યો. તેથી અહીં તેઓની ઉપર અનુગ્રહ કરતાં ભગવાને પ્રસંગને લીધે બીજાઓ ઉપર અનુગ્રહ કરતાં ભગવાને પ્રસંગને લીધે બીજાઓ ઉપર પર અનુગ્રહ કર્યો એમ નીચેના શ્લોકથી કહે છે.

<u>શ્લોકાર્થ -૧ :</u> *ગોપીઓના તે ગુરૂ અને ફલરૂપ ભગવાને તેમના પર અનુગ્રહ કરીને પછી યુધિષ્ઠિરને અને બધા સંબંધિઓને પૂછ્યું. (૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'તે પ્રમાણે' એટલે તેઓએ જેવી પ્રાર્થના કરેલી તેવા જ પ્રકારે તેમના હૃદયમાં પોતાના ચરણાવિંદનું સ્થાપન કરીને પછી યુધિષ્ઠિરને પૂછ્યું. એવો વાક્યનો સંબંધ છે. ગોપીઓના તે જ 'ગુરૂ અને ગતિ ફલરૂપ હતા'. એ શબ્દોથી ભગવાને તેવા પ્રકારે અનુગ્રહ કર્યો.

તેનું કારણ કહેલું છે. ભગવાન તેઓના ફલરૂપ અને સાધનરૂપ હોવાથી, બીજો ઉપાય નહિ હોવાથી ભગવાને પોતાના ચરણાવિંદનું સ્થાપન કર્યું એવો અર્થ છે. સંપૂર્ણ પ્રકારે પુષ્ટિમાર્ગમાં રહેલી ગોપીઓ ઉત્તમ અધિકારવાળી હતી. તેથી તેમની પછી ભગવાને યુધિષ્ઠિર ઉપર અનુગ્રહ કર્યો. પછી બધા સંબંધિઓને કુશલ પૂછ્યું. **'अव्यय'** શબ્દનો અર્થ કુશલ અને જ્ઞાન પાણ થાય છે. તેથી એમ સમજાય છે કે ભગવાને પહેલાં મન દ્વારા તેઓને પાણ જ્ઞાનનો ઉપદેશ કહેલો. તેને સ્થિર કરવા તે સંબંધી ફરી પ્રશ્ન કરે છે. આથી એમ કહેવાયું કે બધા ભક્તો ઉપર અનુગ્રહ કર્યો. (૧)

પછી તેઓએ પોતાના અધિકાર પ્રકટ થતાં પ્રત્યુત્તર આપ્યો એમ નીચેના શ્લોકથી કહે છે.




**त एवं लोकनाथेन परिपृष्टाः सुसत्कृताः।**
**प्रत्यूचुर्हृष्टमनसस्तत्पादेक्षाहतांहसः ।।२।।**

प्रश्नेनापि महान् संतोषो जात इति ज्ञापयति **लोकनाथेन परिपृष्टा** इति। महतः प्रश्नमात्रमपि संतोषजनकं प्रकृते त्वधिकमप्यस्तीत्याह **सुसत्कृता** इति। आसनादिकृतः सत्कारः, अनेन कायिकपूजा निरूपिता। ततः **प्रत्यूचुः**। पूजितवाणी निरूपितवन्तः। कायवाङ्मनसां गुणमुक्त्वा दोषाभावमाह **तत्पादेक्षाहतांहस** इति। भगवच्चणार-विन्दर्शनेन हतपापाः।।२।।

**यद्भगवता पृष्टं कुशलमस्तीति तत्रोत्तरमाहुः कुतोऽशिवमिति।**

*<u>શ્લોકાર્થ -૨ :</u> લોકોના નાથે તેમના ચરણના દર્શનથી પ્રસન્ન મનવાળા પાપનો નાશ થયેલ તેવા તેઓએ પ્રસન્ન મનવાળા થઈ નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.(૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'લોકના નાતે પૂછેલા' વિશેષણથી એમ નીચે જણાવે છે કે પ્રશ્નથી પણ ઘણો સંતોષ થયો. ઉત્તમનો માત્ર પ્રશ્ન પણ સંતોષ ઉત્પન્ન કરનારો છે. 'સારી રીતે સત્કાર કરેલા' વિશેષણથી ચાલું પ્રસંગમાં પ્રશ્નથી અધિક પણ કહેલું છે. આસન વિગેરેથી સત્કાર કરવામાં આવેલ આથી દેહથી થતી પૂજા કહી. પછી ઉત્તર આપ્યો એટલે આદરયુક્ત વાણી કહી. એ પ્રમાણે કાયા, વાણી અને મનના ગુણ કહી. 'જેમના દર્શનથી જેમનાં પાપનો નાશ થયેલો તેવા' વિશેષણથી તેમનામાં દોષ ન હોવાનું કહેલ છે ભગવાનના ચરણાવિંદના દર્શનથી તેમના પાપ નાશ પામ્યાં હતાં.(૨)

ભગવાને 'તમો કુશલ છો' એમ જે પ્રશ્ન કર્યો તેનો ઉત્તર નીચેના શ્લોકથી કહે છે.

कुतोऽशिवं त्वच्चरणाम्बुजासवं
महन्मनस्तो मुखनिःसृतं क्वचित्।
पिबन्ति ये कर्णपुटैरलं प्रभो
देहंभृतां देहकृदस्मृतिच्छिदम् ॥३॥

अशिवसंभावनायां कुशलप्रश्नः संगच्छते। अन्यथा निःसन्दिग्धे प्रश्नो व्यर्थः स्यात्। यद्यपि संसारित्वेनाकुशलं संभवति तथापि सर्वाकुशलनिवर्तकसाधनस्य निरन्तरमनुष्ठानात् कथमीवमित्यभिप्रायेणशहुः **कुतः अशिवमिति**। तत्किं साधनमित्याकाङ्क्षायामाह **त्वच्चरणाम्बुजासवं महन्मनस्तो मुखनिःसृतमिति**। परमानन्दस्य तव चरणो भक्तिमार्गप्रवर्तकः। अम्बुजं इति सुखसेव्यः। तत्रत्यो मकरन्दरसः रसात्मको भगवान् सर्वत्रैव वर्तत इति। ब्रह्मानन्द एव मार्गान्तरेण समानीतः देहाद्यभिमानवतामपि देहादिविस्मारकत्वेन आसवशब्दवाच्यो भवति स स्वभावत एव परमानन्दरूपो दोषान्तरविनिवर्तकश्च। तत्रापि यदि ततोऽप्युत्कृष्टरसेन संमिलितो भवेत्। तदाकिं वक्तव्यं रसान्तरेण पुष्टः सन् परमानन्दं प्रयच्छतीति वक्तुमाह **महन्मनस्त** इति। अत्र भक्तिमार्गस्यायं सिद्धान्तः। ब्रह्मानन्दं स्वच्छया वस्त्रमिव सङ्कुचितात्मा शतगुणित इव धनीभूतः परिणतदधिवदन्यूनः आनन्दधनो भवति तदात्मको भगवच्चरणः स यदा भक्तिमार्गेण गृहीतो भवति तदा भगवद्भक्तानां कायवाङ्मनोभिर्दृढं गृहीतः रसात्मकत्वाद्भक्तानामानन्दरूपं स्रवति। स भक्तिरस इत्युच्यते। सोपि शब्दब्रह्मणि भागवतादावुद्धृतः घटोद्धृतजलमिव महतां श्रवणस्मरणकीर्तनादिभिः इन्द्रियाधातैः

तच्छिद्रद्वारा स्वरसो हृद्ध्रदे विनिविशति। स तु भक्तिरसापेक्षयापि पुनभक्तेन्द्रियैः पावितत्वात् निर्गलितः ततोप्यधिकरसः। एवं सति यदा वारं वारं भगवद्गुणान् कीर्तयति चरणारविन्दमकरन्दरूपान् भक्तिमार्गानुसारेण गूढार्थरूपान तदा महन्मनस्त महन्मनसि स्थित्वा मुखनिःसृतं भवति। क्वचिदिति अत्यन्तभक्तसङ्गे रसाविर्भावे च कदाचिदेव वदतीति, तद्ये अलं कर्णपुटैरुत्तभितकर्णैः अलमत्यर्थं पिबन्ति। ननु दुर्लभोऽयं रसः कथं बहुपानसमर्थो भवेत्तत्राह प्रभो इति। स हि सर्वसमर्थः तादृशा भक्ताः कोटिशो भवन्ति, यथा सरधाभिः महता क्लेशेन पुष्परसोऽणुप्रमाणेन क्वचित्स्थाप्यते। प्रभूणां तु मधुपूरिताः कलशाः कोटिशो भवन्ति। अतो भगवदाश्रये भूयानेव तादृशो रसः पीयत इति। अशुभसंभावनापि का। अशुभं धर्मादेव निवर्तते। ततो ज्ञानं ततः सवासनाऽविद्यानिवृत्तिः ततः केवलात्मा भगवन्निष्ठो भवति, तदा आनन्दधनो भगवान् प्रकटो भवति। तत्र भक्त्या भक्तिरसः सर्वदोषनिवर्तकः नित्यं संसारविस्मरणहेतुः प्रादुर्भवति। सोपि पूर्वोक्तप्रणालिकया नित्यं पेपीयमानानाशुभसंभावनापि बाधिता, किंच, देहाभिमाने विद्यमानेपि प्रयत्नमात्रेण गृहीते देहकर्त्री या स्मृतिः तामपि छिनत्तीति मूले गते देहकृतसंभावनापि निरस्ता॥३॥

एवं प्रश्नोत्तरमुक्त्वा भगवति स्वचिकीर्षितं विज्ञापयन्ते हित्वेति।

<u>શ્લોકાર્થ -૩ :</u> હે પ્રભો! પ્રાણીઓને દેહ ધારણ કરાવનારી અસ્મૃતિઓનો નાશ કરનાર, ઉત્તમ પુરૂષના મનમાં રહી, મુખમાંથી કોઈ સમયે બહાર નીકળનાર આપના ચરણકમળની કથાનું રસનું જે આ કાનના છિદ્રોથી ઘણું પાન કરે છે.

તેઓને દુઃખ કયાંથી હોય?(૩)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> દુઃખનો સંભવ હોય ત્યાં કુશલ સંબંધિ પ્રશ્ન ઘટે છે. તેમ ન હોય તો સંદેહ વિનાના વિષયમાં પ્રશ્ન નિરર્થક થાય. જો કે સંસારી તરીકે દુઃખ સંભવે છે. તો પણ સર્વ દુઃખ દૂર કરનાર સાધન સદા આચરવામાં આવતું હોવાથી દુઃખ કયાંથી હોય? શબ્દ કહેલા છે. તે સાધન કયું? એ જાણવાની ઈચ્છા થાય તેથી ઉત્તમ પુરૂષના મનમાં રહી, 'મુખમાંથી કોઇ સમયે બહાર નીકળનાર આપના ચરણકમળની કથાનો રસ' શબ્દો કહેલા છે. આપ પરમાનંદના ચરણ ભક્તિમાર્ગમાં પ્રવૃત્તિ કરાવનારી છે.કમલરૂપ હોવાથી સહેલાઈથી સેવા કરી શકાય તેવો છે. તેમાં મકરંદ રસ રહેલો છે. કારણ કે રસરૂપ ભગવાન પોતાના કહેલ બ્રહ્માનંદ જ દેહ વિગેરેના અભિમાનવાળાઓને દેહ વિગેરેનું વિસ્મરણ કરાવનારો હોઇ 'રસ' શબ્દથી ઓળખાય છે. તે સ્વભાવથી જ પરમાનંદરૂપ અને બીજા દોષોને મટાડનારો છે. તેમાં પણ જો તેનાથી પણ ઉત્તમ રસ સાથે ભળે તો બીજા રસથી પુષ્ટ થઇ તે પરમાનંદ આપે તેમાં કહેવાનું જ શું? એ કહેવા માટે ઉત્તમ પુરૂષના મનમાં રહી 'મુખમાંથી કોઇ સમયે બહાર નીકળનાર' એમ કહેલું છે.

આ વિષયમાં ભક્તિમાર્ગનો સિદ્ધાંત નીચે પ્રમાણે છે બ્રહ્માનંદ પોતાની ઇચ્છાથી વસ્ત્રની પેઠે સંકેલેલા સ્વરૂપવાળો સો ગણો ઘટ્ટ થયો હોય તેવો દુધમાંથી વિકાર પામેલો દહિની પેઠે ઘાટા આનંદરૂપ થાય છે. ભગવાનનો ચરણ તે ઘાટા પરમાનંદરૂપ છે. જ્યારે ભક્તિમાર્ગ પ્રમાણે તે ભગવાનનો ચરણ પ્રાપ્ત કરવામાં આવે છે. ત્યારે ભગવાનના ભક્તોએ કાયા,વાણી અને મનથી દઢ પ્રકારે ગ્રહણ કરેલો તે રસરૂપ હોઇ ભક્તોને આનંદરૂપ રસનો સ્ત્રાવ કહે છે. તેને 'ભક્તિરસ' એમ કહેવાય છે.

શબ્દ બ્રહ્મરૂપ ભાગવત વિગેરેમાંથી કાઢેલો તે સ્વરસ ઘડામાંથી કાઢેલા જલની પેઠે ઉત્તમ પુરૂષોએ કરેલા શ્રાવણ, સ્મરણ, કિર્તન વિગેરેથી ઇંદ્રિયો સાથે અથડાવાથી તે ઇંદ્રિયોના છિદ્રો દ્વારા તેઓના હૃદયરૂપી ધરામાં પ્રવેશ કરે છે. તે તો પાછો ભકતોની ઇંદ્રિયોથી પાવન થયેલો હોય ભક્તિ રસ કરતાં પણ વધારે ગળાયેલાં હોય તેનાથી પણ અધિક રસવાળો હોય છે. આમ હોવાથી જ્યારે જ્યારે ઉત્તમ ભક્ત ચરણાવિંદના મકરંદરૂપ ભક્તિમાર્ગ પ્રમાણેને ગૂઢ અર્થરૂપ

ભગવાનના ગુણોનું વારંવાર કિર્તન કરે છે. ત્યારે ત્યારે ઉત્તમ પુરૂષના મનમાં રહીને તેમનાં મુખમાંથી તે ઉત્તમ રસ નીકળે છે. 'કોઈ સમયે' શબ્દથી ઘણા મોટા ભકતનો સંગ થાય અને રસનો આવિર્ભાવ થાય ત્યારે કોઈ સમયે જ ભગવાનના ગુણો કહે છે. તેનું જેઓ ઉંચા કરેલા કાનથી ઘણું પાન કરે છે. તેઓને દુઃખ ક્યાંથી હોય?

આ રસ દુર્લભ છે. તેનું પાન કરવા સમર્થ કેવી રીતે થાય? એવી શંકા થાય તેથી હે પ્રભો ! એવું સંબોધન કરેલ છે. કારણ કે પ્રભુ સર્વ કરવા સમર્થ છે. જેમ મધમાખીઓ ઘણા પ્રયાસથી પુષ્પનો રસ થોડા પ્રમાણમાં કોઈક સ્થળે સંગ્રહ કરે છે તેમ ભગવાનના ભક્તો કરોડો છે. શેઠીયાઓને તો મધથી ભરેલા કળશો કરોડો હોય છે. તેથી ભગવાનનો આશ્રય થાય ત્યારે તેવા ઘણા રસનું પાન થાય છે. તેથી અશુભનો સંભવ ક્યાંથી હોય ? અશુભ ધર્મથી જ દૂર થાય છે. ત્યારપછી જ્ઞાન થાય પછી વાસના સાથે અવિદ્યા જતી રહે પછી ભગવાનમાં સ્થિતી કરેલો માત્ર આત્મા રહે ત્યારે આનંદથી ભરપુર ભગવાન પ્રગટ થાય છે. તેથી ભક્તિથી સર્વ દોષને દૂર કરનાર ભક્તિરસ પ્રગટ થાય છે. તે પણ પહેલા પરંપરા પ્રમાણે નિત્ય પાન કરનારાઓને પણ અશુભનો સંભવ રહેતો નથી. દેહનું અભિમાન હોય તો પણ માત્ર પ્રયત્નથી તે રસ ગ્રહણ કરવામાં આવતાં દેહ ધારણ કરનારી જે અસ્મૃતિ (ભગવાનનું વિસ્મરણ) તેનો પણ તે નાશ કરે છે. એટલે દેહ જતા દેહથી થતાં દુઃખનો સંભવ પણ નાશ પામે છે. (૩)

એ પ્રમાણે પ્રશ્નનો ઉત્તર કહીને નીચેના શ્લોકથી પોતાના ઈચ્છેલા પદાર્થની ભગવાનને વિજ્ઞપ્તિ કરે છે.




**हित्वात्मधाम विधुतात्मकृतत्र्यवस्थ -**
**मानन्दसंप्लवमखण्डमकुण्ठबोधम् ।**
**कालोपसृष्टनिगमावनआत्तयोग -**
**मायाकृतिं परमहंसगतिं नताः स्म ॥४॥**

**आत्मधाम स्वगृहादिकं हित्वा देहं वा। परमहंसगतिं त्वां नताः**

स्म इति संबन्धः। यथा कश्चित्पूर्वभावं परित्यज्य उत्तरभावग्रहणार्थं तद्दातारं नमस्यति हि त्वा इति पदद्वयं वा। आत्मनोऽपि धाम्न तेजोरूपं त्वां तस्मिन् पक्षे दोषाभावः पूर्वोक्त एवानुसंधेयः। नन्ववस्थात्रये विद्यमाने किं भगवन्नमनेनेत्यत आह आत्मकृताः अन्तःकरणकृताः तिस्रोऽवस्था विधुताः दूरीकृता येन। यत्राहंकारमेव दूरीकरोति तत्र त्कृतानि स्थानानि दूरीकर्तुं कः प्रयासः। न केवलमवस्था-अनिवर्तकत्वमात्रम्। तथासति बीजभावेपि तदवस्थाभाव इति भगवतः को विशेषः स्यात् तत्राह आनन्दसंप्लवमिति। आनन्दस्य संप्लः महापूरो यस्य। सोपि चेत्परिच्छिन्नः स दोषस्तदवस्थ इति चेत् तत्राह अखण्डमिति। तथापि लोके अज्ञातः परमानन्दो न पुरुषार्थ इति। सुसुप्तौ तथोपालम्भादपुरुषार्थो भवेदित्याशङ्क्याह अकुण्ठबोधमिति। न कुण्ठितोऽकुण्ठः बोधो यस्येति। अनुभूयमानान्दरूप एवेत्यर्थः। नन्वेतादृशः श्रुत्यैकमात्रसमधिगम्यः स्वानुभवप्रकटः ब्रह्मानन्द एव भवति न तु परिदृश्यमानो भगवानिति चेत्तत्राह कालोपसृष्टनिगमावने आत्तयोगमायाकृतिमिति। कालेन वेदानां नाशे तत्प्रतिपाद्यधर्माणां तत्संबन्धिनां सर्वेषामपि अवने रक्षार्थं आत्ता योगमायया आकृतिर्येन स एव धर्मरक्षार्थमेव आविर्भूतो न त्वन्य इत्यर्थः। तर्हि कथं न सर्वैस्तथा ज्ञायत इति चेत् तत्राह परमहंसगतिमिति। ये संसारदात्मनः पृथग्भावं जानन्ति कर्तुं च शक्नुवन्ति ते हंसाः ततोऽपि ये जीवानां गतिं भगद्गतिं च विवेचितुं जानन्ति ते परमहंसाः। तेषामेव गतिर्गम्य इत्यर्थः।अतः स्वभजना-

नुकूलतया कियन्तो धर्मा ज्ञाता इति तथाभूताः भगवद्भावार्थं त्वां नता इत्यर्थः ॥४॥

एवं पुरुषाणां सर्वभावप्रपत्तिमुक्त्वा स्त्रीणामपि साक्षाद्भगवत्प्रपत्त्यर्थं पुरुषद्वारा जातायामपि तादृशी प्रतिपत्तिर्भगवत्स्त्रीषु दृश्यत इति तस्या मूलकारणं प्रष्टुं सर्वाःस्त्रियो मिलिताः ततस्ताभ्यः श्रुत्वा स्वयं च तथाजाता इति। सर्वाः स्त्रियः पुरुषवदेवेति यदुपाख्यानवृत्तं तदुपक्षिपति इत्युत्तमश्लोकेति।

*<u>શ્લોકાર્થ-૪</u> : અન્તઃકરણથી થતી ત્રણ અવસ્થાઓ જેમણે દૂર કરેલી છે તેવા આનંદના મહાપુરવાળા, અખંડ, અવિચ્છિન્ન અનુભવવાળા કાલથી નાશ પામતા વેદોના રક્ષણ માટે યોગમાયા વડે જેમણે આકૃતિ ધારણ કરેલી છે. તેવા, પરમ હંસોએ પ્રાપ્ત કરવા યોગ્ય આપને 'પોતાના ધામને' તજી અમે નમન કરીએ છીએ.(૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : 'પોતાના ધામને' એટલે પોતાના દેહને તજીને પરમ હંસોએ પ્રાપ્ત કરવા યોગ્ય આપને અમે નમન કરીએ છીએ. એવો વાક્યનો સંબંધ છે.

જેમ કોઇ પહેલાની સ્થિતિને ત્યજીને પછીની સ્થિતિ ધારણ કરવા માટે તે આપનારને નમન કરે છે. તેમ અમે તમને નમન કરીએ છીએ.

આત્માના તેજરૂપ આપને અમે નમન કરીએ છીએ. ત્રણ અવસ્થાઓ રહેલી છે ત્યારે ભગવાનને નમન કરવાથી શું વળે? એવી શંકા થાય તેથી કહે છે કે અન્તઃકરણથી થતી ત્રણ અવસ્થાઓ દૂર કરેલી છે. એવા આપ છો. જ્યારે ભગવાન અહંકારને જ દૂર કરે છે ત્યારે તેનાથી થતી અવસ્થાઓ દૂર કરવામાં તેમને કયા પ્રયત્નની જરૂર હોય?

ભગવાન માત્ર ત્રણ અવસ્થા જ દૂર કરે છે. એટલું જ નથી. જો તેટલું જ થાય તો અવસ્થાનું બીજ રહેવાથી તે અવસ્થાઓ રહે એટલે ભગવાનમાં શું ઉત્તમપણું ગણાય? તેમાં 'આનંદના મહાપુરવાળા' વિશેષણ કહેલું છે. આનંદનું મહાપુર છે. જેનું તેવા ભગવાન છે. તે પણ જો હદવાળા હોયા તો તે દોષ રહે એવી શંકા

થાય તેથી 'આનંદ' વિશેષણ કહેલું છે.

છતાંપણ લોકમાં નહિ જણાવેલ પરમાનંદ પુરૂષોત્તમરૂપ નથી. સુષુપ્તિમાં તેવો પરમાનંદ પ્રાપ્ત થતો હોવાથી તે પુરૂષાર્થરૂપ નથી. એવી શંકા થાય તેથી 'અવિચ્છિન્ન અનુભવવાળા' વિશેષણ છે ન રોકાયેલા અવિચ્છિન્ન થાય છે. અનુભવ જેમનો તેવા એટલે જેનો અનુભવ થાય છે તેવા આનંદરૂપ જ ભગવાન છે. માત્ર શ્રુતિથી જ જેનું જ્ઞાન થાય છે તેવા પોતાના અનુભવથી પ્રગટ થતો બ્રહ્માનંદ જ આવો છે. પરંતુ જેમનાં દર્શન થાય છે. તે ભગવાન આવા નથી એવી શંકામાં 'કાલથી નાશ પામતા વેદોના રક્ષણ માટે યોગમાયા વડે જેમને આકૃતિ ધારણ કરેલી છે તેવા' વિશેષણ યોજેલું છે.

યોગમાયા વડે જેમને આકૃતિ ધારણ કરેલી છે તેવા એટલે કાલથી વેદોનો નાશ થતાં તેમાં જણાવેલ ધર્મો અને તેમના સંબંધવાળા બધાનું રક્ષણ કરવા માટે ધારણ કરેલી છે. યોગમાયા વડે આકૃતિ એટલે કાયા જેમને તેવા ભગવાન છે. ધર્મનું રક્ષણ કરવા માટે આવા પ્રકારે દેહ ધારણ કરી પ્રગટ થયેલ બ્રહ્માનંદ જ આ છે. પરંતુ બીજા નથી. એવો અર્થ છે.

ત્યારે બધાને તે પ્રકારે કેમ જણાતા નથી? એવી શંકામાં 'પરમહંસોએ પ્રાપ્ત કરવા યોગ્ય' શબ્દો યોજેલ છે. જેઓ આત્માની સંસારથી જુદી સ્થિતિ જાણે છે. અને જુદી સ્થિતિ કરવા શક્તિવાળા છે તેઓ હંસો છે. તેથી પણ વધારે ભગવાનના પદના અને પોતાની સ્થિતિને ભેદને પારખી જાણે છે તેઓ પરમ હંસો છે.

તેઓએ પણ ગતિ પ્રાપ્ત કરવા યોગ્ય છે એવો અર્થ છે. ભજનને અનુકુલ થાય તે માટે કેટલાક ગુણો અમે જાણેલા હોવાથી, તેવું જ્ઞાન પ્રાપ્ત કરેલા અમે ભગવદ ભવ પ્રાપ્ત થાય તે માટે તમને નમન કરીએ છીએ.(૪)

એ પ્રમાણે પુરૂષોની સર્વભાવથી ભગવાનમાં ભક્તિ કહી સ્ત્રીઓને સાક્ષાત દર્શન થાય તે માટે પુરૂષો દ્વારા થયેલી ભક્તિમાં પણ તેવી ભક્તિની પ્રાપ્તિ ભગવાનની પત્નીઓમાં જોવામાં આવતી હોવાથી તે ભક્તિનું મૂલ કારણ ભગવાનની પત્નીઓને પૂછવા બધી સ્ત્રીઓ ભેગી થઇ. પછી તેમની પાસેથી ભક્તિના મૂલ કારણનું શ્રવણ કરીને પોતે તેવી ભક્તિવાળી થઇ એવી જે કથા થઇ તે હવે કહે છે.





ऋषिरुवाच -

इत्युत्तमश्लोकशिखामणिं
जनेष्वभिष्टुवत्स्वन्धककौरवस्त्रियः ।
समेत्य गोविन्दकथा मिथोऽगृणं -
स्त्रिलोकगीताः शृणु वर्णयामि ते ॥५॥

उत्तमैः श्लोक्यत इति उत्तमानां तदेव प्रयोजनमिति। ततोप्युत्तमत्वमेव कर्तव्यमिति उत्तमश्लोकशिखामणिं भगवन्तमेव स्तुवन्ति सर्वे जनाः। स्त्रीणां पुनस्तदभिज्ञत्वाभावात् तज्ज्ञानार्थं अन्धकानां यादवानां कौरवाणां च स्त्रियः समेत्य मिथः गोविन्दकथाः अगृणन्, तास्ते वर्णयिष्यामीति प्रतिजानीते। ननु तावता किं स्यादित्याशङ्क्याह त्रिलोकगीता इति। ताः कथाः लोकत्रयेपि गीताः, अतः सावधानतया शृण्विति सात्त्विकसाधनमिति नियोगः ॥५॥

तत्र प्रथमं द्रौपद्याः प्रश्नमाह हे वैदर्भीति।

श्लोकार्थ-५: એ પ્રમાણે ઉત્તમ પુરૂષોથી સ્તુતિ કરાયેલા ચૂડામણીની સ્તુતિ કરતા હતા ત્યારે અંધકો અને કૌરવોની સ્ત્રીઓ ભેગી થઈ ત્રણ લોકમાં ગવાએલી ગોવિંદની કથાઓનું પરસ્પર ગાન કરતી હતી. તેનું હું તારી પાસે વર્ણન કરીશ. સાંભળ.(૫)

ભાવાર્થ, સુબોધિનીજી : 'ઉત્તમ પુરૂષોથી સ્તુતિ કરાતા' શબ્દથી ઉત્તમ પુરૂષોનું તેજ પ્રયોજન છે તેથી પણ ઉત્તમ હોય તેજ કરવા યોગ્ય હોવાથી ઉત્તમ પુરૂષોની સ્તુતિ કરાતાઓના ચૂડામણિ ભગવાનની જ સર્વ પૂરૂષો સ્તુતિ કરતા હતા. પરંતુ સ્ત્રીઓ તે જાણતી ન હોવાથી તે કથાનું જ્ઞાન થાય તે માટે અંધકો એટલે યાદવો અને કૌરવોની સ્ત્રીઓ તે જાણતી ન હોવાથી તે કથાઓનું જ્ઞાન

થાય તે માટે અંધકો એટલે યાદવો અને કૌરવોની સ્ત્રીઓ ભેગી થઈ પરસ્પર ગોવિંદની કથાઓનું ગાન કરતી હતી. તે કથાઓનું હું તારી પાસે વર્ણન કરીશ એવી પ્રતિજ્ઞા કહે છે.(૫)

તે પૈકી નીચેના શ્લોકથી દ્રૌપદિનો પ્રશ્ન કહે છે.

**द्रौपद्युवाच -**

**हे वैदर्भ्यच्युतो भद्रे हे जाम्बवति कौसले ।**
**हे सत्यभामे कालिन्दि शैब्ये रोहिणि लक्ष्मणे ।।६।।**

अष्टस्त्रीणां प्रत्येकमन्यासां समुदायेन च संबोधनम् । सर्वभावेन भगवद्गुणज्ञानार्थम् । मूला प्रकृतिः लक्ष्मीः, ततोऽष्टप्रकृतयो रुक्मिण्याद्याः, ततः षोडशविकाराणां सहस्रशः कार्यप्रकृतयः ।सर्वासु भगवतो या लीलाः यथावा तासां परिग्रहः तदनुसंधानेन कृतार्थता भविष्यति तथा प्रश्नः । अच्युत इति सर्वास्वपि रममाणो न च्युतो भवतीति जीववैलक्षण्यं निरूपितम् । हे भद्रे हे जाम्बवति हे कौसले हे सत्यभामे हे कालिन्दीति हे शैब्ये मित्रविन्दे । षोडशसहस्रस्त्रीषु मुख्या रोहिणी । सैवाष्टमहिषीष्वपि कल्पान्तरे । अत एव क्रमदीपिकासु सैव गृहीता ।।६।।

**हे कृष्णपत्न्य एतन्नो ब्रूत वो भगवानयम् ।**
**उपयेमे यथा लोकमनुकुर्वन् स्वमायया ।।७।।**

हे कृष्णपत्न्य इति साधारणीनां संबोधनम् । एतदनुपदमेव प्रष्टव्यम् । नोऽस्मभ्यं ब्रूत । तत्किमित्याकाङ्क्षायामाह भगवान् अयं यथा उपयेम इति । आन्तरं भावमुत्पाद्य विवाहं कृतवानिति चेत्तत्राह यथा लोकमनुकुर्वन्निति । लोकानुकरणं बाह्यप्रकारेण। ननु सर्वान्तरो

भगवान् कथं बाह्यप्रकारं करिष्यतीति चेत्तत्राह स्वमाययेति। असाधारणमायया बहिरपि स्वभावं प्रकटयतीत्यर्थः॥७॥

तत्र प्रथमं वैदर्भी स्वविवाहप्रकारमाह चैद्याय मार्पयितुमिति।

શ્લોકાર્થ-૬-૭ : હે વૈદર્ભિ ! હે ભદ્રે! હે જાંબવતિ ! હે કૌશલે! હે સત્યભામા ! હે કાલન્દિ ! હે શૈબ્યે ! હે રોહિણી ! હે લક્ષ્મણા ! હે શ્રીકૃષ્ણની પત્નીઓ ! આ અમને કહો કે પોતાની માયાથી લોકોનું અનુકરણ કરતાં કયા પ્રકારે આ અચ્યુત ભગવાન તમને પરણ્યા. (૬-૭)

ભાવાર્થ, સુબોધિનીજી : સંપૂર્ણ રીતે ભગવાનના ગુણોનું જ્ઞાન થાય તે માટે આઠ સ્ત્રીઓ દરેકનું અને બીજીઓનું સમુહથી સંબોધન કરેલું છે.

મૂળ ઉત્પત્તિ સ્થાન લક્ષ્મી છે. તેમાંથી રૂક્મિણી વિગેરે આઠ પ્રકૃતિઓ થઇ. પછી એક હજાર પ્રકારે સોળ વિકારોના કાર્યની પ્રકૃતિઓ થઈ. આ બધીમાં ભગવાને જે લીલાઓ કરી અથવા જે પ્રકારે તેમની સાથે લગ્ન કર્યા. તેનું અનુસંધાન કરવાથી કૃતાર્થ થવાશે એવા આશયથી તેવો પ્રશ્ન કરે છે.

ભગવાન સર્વ સ્ત્રીઓ સાથે રમણ કરતા હોવા છતાં પણ તેમની ક્ષતિ થતી નથી. એવો 'અચ્યુત' શબ્દથી તેમનો જીવથી ભેદ કહેલો છે. હે ભદ્રે, હે જાંબવતિ, હે કૌશલે , હે સત્યભામા, હે કાલિન્દ , હે શૈલ્યે, એટલે મિત્રવિંદે સોળ હજાર રાણીઓમાં રોહિણી મુખ્ય હતી. બીજા કલ્પમાં તેજ આઠ પટરાણીઓ હતી. તેથી તેમનું નામ ક્રમદીપિકામાં એ જ ગ્રહણ કર્યું છે..(૬)

હે કૃષ્ણની પત્નીઓ ! એવું સાધારણ સંબોધન છે. 'આ' એટલે પછી તરત જણાવેલ તે 'નઃ' અમને કહો. તે શું? એ જાણવાની જરૂર રહે તેથી 'આ ભગવાન કયા પ્રકારે પરણ્યા' એમ કહેલું છે.

અંદર હૃદયનો સ્નેહ ઉત્પન્ન કરીને તેમણે વિવાહ કર્યો એમ કહેવામાં આવે તેથી 'લોકોનું અનુકરણ કરતાં કયા પ્રકારે' શબ્દો યાજેલ છે.

સર્વની અંદર રહેલા ભગવાન બહારનો પ્રકાર શા માટે કરે એવી શંકા થાય તેથી 'પોતાની માયાથી' શબ્દ યોજેલ છે. અસાધારણ માયા વડે ભગવાન બહાર

પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે એવો અર્થ છે.(૭)

તે પૈકી રૂક્મિણી પોતાનો વિવાહ પ્રકાર કહે છે.




रुक्मिण्युवाच -

चैद्याय मार्पयितुमुद्यतकार्मुकेषु
राजस्वजेयभयशेखरिताङ्घ्रिरेणुः।
निन्ये मृगेन्द्र इव भागमजावियूथा-
त्तच्छ्रीनिकेतचरणोस्तु ममार्चनाय॥८॥

राजा मत्पिता भ्राता वा। यावद्दास्यति ततः पूर्वमेव नेष्यतीति तन्निराकरणार्थमुद्यतकार्मुका राजानो जाताः। ततश्चैद्याय मामर्पयियति राजद्वारा एवं स्थिते अजेयभयशेखरिताङ्घ्रिरेणुः भगवान्निन्ये। न जेयो भटोपि येषां ते अजेयभटाः। भटः पदातिः कीर्तिवक्ता दूतरूपो वैतालिको वा। तेषां शेखरितः मुकुटेष्वधिरूढः अङ्घ्रिरेणुर्यस्य। तादृशं भगवन्तं जेष्यन्तीति दूरापास्तमत एव मां निन्ये। निःशङ्कार्थमाह मृगेन्द्र इवेति। एवमावश्यकनयने हेतुः भागमिति। अन्येषामप्रयोजकत्वमाह अजावियूथादिति। अजानामवीनां च समूहात्। येपि सात्त्विका येपि राजसाः ते उभयेप्यप्रयोजकाः। एवं पुरुषोत्तमत्वं प्रकटितमिति। मम सर्वपुरुषार्थसिद्ध्यर्थं तच्चरणो ममार्चनायास्तु। प्रत्यक्षमेव तत्र सर्वपुरुषार्थसत्त्वमिति। मम सर्वपुरुषार्थसिद्ध्यर्थं तच्चरणो ममार्चनायास्तु। प्रत्यक्षमेव तत्र सर्वपुरुषार्थसत्त्वमित्याह श्रीनिकेतेति। स्वभागत्वात् शरीरं स्वयमेव भोक्ष्यति। तत्र प्रसङ्गादागतो जीवः भगवद्भक्तिमेव वाञ्छतीति निरूपितम्॥८॥

**यद्यपि द्रौपदी परिगणनां व्यत्यासेन कृतवती। तथापि क्रमेणैव ताः स्त्रियः स्ववृत्तान्तं निरूपयन्ति। अतस्तदनन्तरभाविनी सत्यभामा स्ववृत्तान्तमाह यो मे सनाभीति।**

શ્લોકાર્થ - ૭-૮ : રાજાઓ મને શિશુપાલને આપવા માટે ધનુષ્ય સજ્જ કરેલા ત્યારે જેમણે વીર જીતવો રહ્યો નથી તેવાઓએ જેમના ચરણની રેણુ પોતાના મુકુટો ઉપર ચઢાવેલી છે તેવા ભગવાન જેમ સિંહ બકરાં અને ઘેટાનાં ટોળાઓમાંથી પોતાના ભાગને લઈ જાય તેમ મને લઈ ગયેલા. તેમનો લક્ષ્મીના ધામરૂપ ચરણ મારે પૂજન કરવા માટે હો. (૮)

ભાવાર્થ, સુબોધિનીજી : રાજા મારો પિતા અથવા ભાઈ મને શિશુપાલને આપે તે પહેલાં જ ભગવાન લઈ જશે. તેથી તેમનો મને લઈ જવામાં વિરોધ કરવા રાજાઓ ધનુષ્ય સજ્જ કરી રહેલો કે જેથી તેઓ દ્વારા મારા પિતા અગર ભાઈ મને શિશુપાલને અપાવશે. આવી સ્થિતિ હતી ત્યારે જેમણે ભટ્ટ જીતવો રહ્યો નથી તેવાઓએ જેમના ચરણની રેણુ પોતાના મુકુટો ઉપર ચઢાવેલી છે તેવા ભગવાન મને લઈ ગયા. જેમને ભટ્ટ પણ જીતવો રહ્યો નથી તેઓ '**अजेयभटाः**' છે. યોધ્ધા એટલે પગે ચાલનાર સૈનિક, કિર્તિ ગાનારો અથવા દૂતરૂપ યોધ્ધા તે અજેય યોધ્ધાના મુકુટ ઉપર ચઢેલી છે. ચરણની રેણુ જેમના તેવા ભગવાને, આ રાજાઓ જીતશેતે તો સંભવતું ન હતું. તેથી ભગવાન મને લઈ ગયા. તેમાં ભય ન હતો તે જણાવવા જેમ સિંહ બકરાં અને ઘેટાંના ટોળામાંથી પોતાનો ભાગ લઈ જાય એમ દૃષ્ટાંત આપેલું છે. 'બકરાં અને ઘેટાંના ટોળામાંથી' શબ્દથી બીજા રાજાઓ નમાલા હોવાનું કહેલું છે. જેઓ સાત્વિક અને રાજસ હતા તેઓ પણ બંને પકારના નમાલા હતા. એવી રીતે ભગવાને પુરૂષોત્તમપણું પ્રગટ કર્યું.

તેથી મને સર્વ પુરૂષાર્થ પ્રાપ્ત થાય તે માટે તેમનો ચરણ મારે પૂજા કરવા હો. તે ચરણમાં સર્વ પુરૂષાર્થો પ્રત્યક્ષ રહેલા છે. એમ 'લક્ષ્મીના ધામરૂપ' શબ્દથી કહેલું છે.

હું તેમનો પોતાનો ભાગ હોવાથી મારા શરીરનો ભગવાન જ ભોગ કરશે. ત્યાં પ્રસંગને લીધે આવેલ જીવ ભગવાનની ભક્તિની જ ઇચ્છા કરે છે. એમ કહેલું છે. (૮)

જોકે દ્રૌપદિએ શ્રીકૃષ્ણની પત્નીઓના નામ આડાઅવળા ક્રમથી કહેલા છે. હવે સત્યભામા પોતાનો વૃતાંત નીચેના શ્લોકમાં કહે છે.

सत्यभामोवाच -

यो मे सनाभिवधतप्तहृदा ततेन

लिप्ताभिशापमपमार्ष्टुमुपाजहार।

जित्वर्क्षराजमथ रत्नमदात्स तेन

भीतः पितादिशत मां प्रभवेपि दत्ताम् ॥९॥

सनाभिः सोदरो भ्राता तस्य वधो यद्यप्यन्यत्र जातः तथापि तप्तहृदयः मत्पिता तेन अविचार्यैव भगवति लिप्तोभिशापः तमपमार्ष्टुं ऋक्षराजं जित्वा। अथ भिन्नप्रकारेण स्वयं प्रतिगृह्य पारिबर्हतया दत्तं रत्नं तस्मै मत्पित्रे उपाजहार। ततो भीतो मत्पिता तेन रत्नेन सह मामादिशद्दत्तवान्। यद्यपि तस्य भार्याः सिद्धाः। तथापि प्रभुरिति। अन्यस्मै दत्तामपि वाग्दत्ताम्। 'दत्तामपि हरेत्कन्यां श्रेयांश्चेद्वर आव्रजेत्' क्षत्रियविषयमेतत्। 'नैतत्पूर्वर्षयश्चक्रुर्न करिष्यन्ति चापरे। यदन्यस्याप्यनुज्ञाय पुनरन्यस्य दीयते' इति मनुवाक्यं ब्राह्मणविषयं ऋषिपदप्रयोगात्। किंच। विवाहे बन्धूनामैकमत्यं मृग्यते तदैवाधिकारः। ततोधिकारसंपादनार्थमेव मां दत्तवान्। अतः प्रायश्चित्तार्थं जातेति स्वार्थं नावशिष्टेति न किंचित्कामये इत्यर्थः।अत एव भगवतः सा प्रिया। पित्रर्थमेव च व्यापृता। अत एव तस्याः स्वर्गो नास्तीति पारिजातापहरणं स्वर्गे च नयनम् ॥९॥

जाम्बवतीत्याह प्राज्ञायेति।

શ્લોકાર્થ -૯ : ભાઈના વધથી દુઃખ પામેલા હૃદયવાળા મારા પિતાએ કંલક દૂર કરવા, જેમણે રીંછોના રાજાને જીતી પછી રત્ન લાવી આપ્યું તે પ્રભુએ મારા ભય પામેલા પિતાએ બીજાને આપેલી હોવા છતાં મને તે રત્ન સાથે આપી.(૯)

ભાવાર્થ, સુબોધિનીજી : સગા ભાઈનો વધ જોકે બીજા સ્થળે થયો છતાં પણ તેણા વધથી મારા પિતા દુઃખી થયેલા હૃદયવાળા થયા. તેમણે વિચાર કર્યા વગર જ ભગવાન ઉપર કલંક ચઢાવ્યું. તે કંલકને દૂર કરવા, રીંછોના રાજાને જીતી, પછી દાયજા તરીકે તેણે આપેલા રત્નને પોતે ગ્રહણ કરી. તે રત્ન મારા પિતાને લાવીને આપ્યું. પછી ભય પામેલા મારા પિતાએ તે રત્ન સાથે મને તેમને કૃષ્ણને આપી. જોકે તેમને બીજી પત્નીઓ હોવા છતાં તે પ્રભુ હોવાથી મને બીજાને અક્રુરને વાણીથી આપેલી હોવા છતાં પણ આપી. કારણ કે વધારે સારો વર આવે તો વાણીથી આપેલી કન્યાનું તેની પાસેથી લઈ લેવી (યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ-૧-૩-૬૫) આ ક્ષત્રિયના સંબંધમાં કહેલું છે. જે બીજાની સાથે સગપણ કરીને પણ પાછી કન્યા બીજાને આપવામાં આવે છે. આ પહેલાંના ઋષિઓએ કરેલ નથી અને પછીના કરશે નહિ. એ મનુના વાક્યમાં 'ઋષિ' શબ્દ યોજેલ હોવાથી તે બ્રાહ્મણના સંબંધમાં કહેલું છે. વળી વિવાહ કરવામાં બંધુઓની સમંતિ લેવામાં આવે છે. ત્યારે જ અધિકાર પ્રાપ્ત થાય છે. તેથી પ્રાયશ્ચિત કરવા માટે આપેલી હું પિતાના પાપનો નાશ કરવાના ઉપાયમાં આવી. તેથી પોતાના કાર્ય માટે રહેલ નહિ હોવાથી કાંઈ પણ કામના કરતી નથી એવો અર્થ છે.

તેથીતે સત્યભામા ભગવાનને ઘણી પ્રિય હતી. પિતાના કાર્યમાં જ ઉપયોગમાં આવેલી છે.તેથી તેને સ્વર્ગ પ્રાપ્ત થવાનું નહિ હોવાથી તેના માટે ભગવાન પારિજાતને લઈ આવેલ અને તેને સ્વર્ગમાં લઈ ગયેલા.

જાંબવતિએ નીચે પ્રમાણે કહ્યું.




**जाम्बवत्युवाच -**

**प्राज्ञाय देहकृदमुं निजनाथदैवं**
**सीतापतिं त्रिणवहानयमुनाभ्ययुध्यत् ।**
**ज्ञात्वा परीक्षित उपाहरदर्हणं मां**

**पादौ प्रगृह्य मणिनाहममुष्य दासी ॥१०॥**

अज्ञाय अज्ञात्वा प्रकर्षेण अज्ञात्वा प्राज्ञाय कश्चिन्मनुष्य इति भगवन्तं ज्ञात्वा मम देहकृत् कन्यापिता। महता पापेनैव कन्यापितृत्वं भवतीति। अत एव दुःखायैवेति शास्त्रम्। अतो भगवन्तं न ज्ञातवान्। अमुमित्यग्रे प्रदर्श्याह वस्तुतस्त्वयं निजः आत्मा नाथः स्वामी दैवं पूज्यश्च। ननु तादृशो राम इति चेत्तत्राह सीतापतिमिति। पूर्वं सीतायै महद्दुःखं दत्त्वा ततस्तां बहुधा अवतार्य तदर्थं स्वयमप्यागत इत्यर्थः। अज्ञानं तावदेव यावद्भगवत सांनिध्यं न भवति। तत्र त्रिगुणानां भेदाः सप्तविंशतितत्त्वानीति तत्तद्व्यवधानात् भगवदज्ञानमिति। तन्नि-राकरणार्थममुनाभ्ययुध्यत्। ततो व्यवधानेषु गतेषु परीक्षिते परीक्षायां जातायां भगवानेवायमिति ज्ञात्वा अर्हणं पूजायोग्यं मां पादौ प्रगृह्य मणिना सह उपाहरत्।एवं विवाहमुक्त्वा कामनामाह अहममुष्य दासी। यो हि स्वतन्त्रो भवेत् स कामयेत। अहं तु दासी दास्यव्यतिरेकेणान्य-दस्याः कामिकं न भवति ॥१०॥

ततः प्राप्ता कालिन्दी स्ववृत्तान्तमाह तपश्चरन्तीमिति।

*શ્લોકાર્થ -૧૦ : પિતાએ આમને નિજનાથ દેવ સિતાપતિને ઓળખ્યા વિના આમની સાથે સત્તાવીશ દિવસ યુદ્ધ કર્યું. પરીક્ષા થતાં ઓળખીને ચરણો પકડી પૂજા કરવા યોગ્ય ભગવાનને જાણી સાથે મને આપી. હું આમની દાસી છું. (૧૦)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'अज्ञाय, प्राज्ञाय' ઓળખયા વગર જરાએ ઓળખયા વગર આ કોઈ મનુષ્ય છે એમ જાણીને મારા પિતાએ યુદ્ધ કર્યું. કારણ કે ઘણું પાપ કરેલ હોય ત્યારે જ કન્યાના પિતા થવાય છે.તેથી કન્યાના પિતા હોવું તે દુઃખકારક છે એમ શાસ્ત્ર કહે છે.

તેથી મારા પિતાએ ભગવાનને ઓળખ્યા નહિ. 'આમને' એટલે ભગવાનને દેખાડે છે. વાસ્તવિક રીતે તો આ પોતાના આત્મા-સ્વામી અને પૂજા કરવા યોગ્ય દેવ છે.

તેવા રામ છે એમ કહેવામાં આવે તેથી 'સીતાપતિ' એમ કહેલ છે. પહેલાં સીતાને ઘણું દુઃખ આપીને તેને ઘણા પ્રકારે અવતાર ધારણ કરાવીને તેને માટે પોતે પણ પધાર્યા. અવતાર ધારણ કર્યો એવો અર્થ છે. જયાંસુધી ભગવાનનું નિકટપણું પ્રાપ્ત ન થાય ત્યાંસુધી જ અજ્ઞાન રહે છે કારણ કે તેવા પ્રસંગે ત્રણ ગુણોના ભેદરૂપ સતાવીશ તત્વો હોવાથી, જુદું જુદું તત્વ આડુ આવતું હોવાથી ભગવાન ઓળખતા નથી.

તેને દૂર કરવા આમની સાથે યુદ્ધ કર્યું. પછી આડા આવતા ઢાંકણો દૂર થતાં પરીક્ષા થતાં 'આ ભગવાન જ છે' એમ ઓખળીને પૂજા કરવા યોગ્ય ભગવાનના ચરણો પકડી ભગિની સાથે મને આપી. આ પ્રમાણે વિવાહનું વર્ણન કરી 'હું આપની દાસી છું' શબ્દોથી કામના કહે છે. જે સ્વતંત્ર હોય તે કામના કરે હું તો દાસી છું. દાસ્ય સિવાય બીજા કોઈની તેમને કામના નથી.(૧૦)

હવે કાલન્દિ પોતાનો વૃંતાત કહે છે.

**कालिन्द्युवाच-**

**तपश्चरन्तीमाज्ञाय स्वपादस्पर्शनाशया ।**

**सख्योपेत्याग्रहीत्पाणिं याहं तद्गृहमार्जनी ॥११॥**

अर्जुनादिप्रेषणं व्याजार्थम्। वस्तुतस्तु स्वयमेवाज्ञाय सख्या सह उपेत्य पाणिमग्रहीत् । एवं विवाहमुक्त्वा कामनामाह याहं तद्गृहमार्जनीति। मम तु कामना नास्ति स्वभावत एवाहं कालिन्दी तद्गृहस्य मथुरायाः मार्जनी शोधिका। तद्गृहं वा सूर्यमण्डलं ततः शोधयित्वा वा निर्गता। अथवा। गृहदासीत्वं स्वस्याः कामितमेव जातमिति निरूपयति ॥११॥

ततोऽनन्तरा मित्रविन्दा स्ववृत्तान्तमाह यो मामिति ।

श्लोकार्थ -११ : પોતાના ચરણના સ્પર્શની આશાથી તપ કરતી મને જાણીને મિત્ર સાથે આવી મારા હાથ ઝાલ્યો. હું તેમનું ઘર સ્વચ્છ કરનારી છું.(૧૧)

ભાવાર્થ, સુબોધિનીજી : અર્જુનને આરંભમાં મોકલ્યો. એ યુક્તિ માટે વાસ્તવિક રીતે પોતે જ મને તપ કરતી જાણીને મિત્ર સાથે આવી મારો હાથ ઝાલ્યો. એ પ્રમાણે વિવાહ કરીને 'હું તેમનું ઘર સ્વચ્છ કરનારી છું' શબ્દોથી કામના કહે છે. મારે તો કામના નથી. હું કાલિન્દી સ્વભાવથી જ તેમના ઘર મથુરાની સ્વચ્છ કરનારી છું. અથવા તેમનું ઘર સુર્ય મંડળ છે. તેને શુધ્ધ કરીને હું તેમાંથી નીકળી છું. એટલે ઘરની દાસી હોવાથી પોતાનું ઈચ્છેલું પ્રાપ્ત થયું. (૧૧)

પછી મિત્રવિંદા પોતાનો વૃતાંત નીચેના શ્લોકથી કહે છે.

भद्रोवाच -

यो मां स्वयंवर उपेत्य विजित्य भूपान्निन्ये

श्वयूथगमिवात्मबलिं द्विपारिः ।

भ्रातृंश्च मेऽपकुरुतः स्वपुरं श्रियौक

स्तस्यास्तुमेऽनुभवमङ्घ्यवनेजनत्वम् ॥१२॥

स्वयंवरे उपेत्येति। पूर्वं स्वत एवासक्तापि भ्रात्रा निवार्य स्वयंवरे योजिता ततः स्वयंवरे स्वयमुपेत्य सर्वानेव विजित्य पैतृष्वस्रेय्ये-वाहमिति स्वभागत्वादन्यभागमन्यो गृह्णन् श्वा भवतीति श्वयूथगमिव द्विपारिः सिंहः धर्मभूरक्षकानपि राज्ञो जयतीति। एवं मे भ्रातृनपकुरुतः विजित्य। यद्यपि विन्दानुविन्दौ द्वावेव प्रतिकूलौ तथापि तत्पक्षपातिनोन्येपि गोत्रजा इति भ्रातृनिति बहुवचनम्। चकारादन्येपि प्रतिकूलाः सूचिताः। ततः स्वपुरं निन्ये द्वारकां मां नीतवान्। अनेन मध्ये विघ्नो निवारितः। श्रियौक इति पुरस्य सर्वसमृद्धिरुक्ता। ततः कामितमाह तस्य अङ्घ्यवनेजनत्वं अनुभवं

जन्मनि जन्मनि भवतु अङ्घ्रयवनेजनी पादप्रक्षालनकर्त्री। एतत्कामितम् ॥१२॥

नाग्नीजिती त्वाह सप्तोक्षण इति।

શ્લોકાર્થ -૧૨ : જેમણે સ્વયંવરમાં આવી રાજાઓને અને અપકાર કરનારા મારા ભાઈઓને જીતી જેમ સિંહ કુતરાના ટોળામાં રહેલા પોતાના ભાગને લઈ જાય તેમ મને લક્ષ્મીના ધામરૂપ પોતાનો નગરમાં લઈ ગયા. તેમના ચરણ ધોવારૂપ મને સેવાનો અનુભવ થાવ. (૧૨)

ભાવાર્થ, સુબોધિનીજી : પહેલા મિત્રવિંદા પોતે ભગવાનમાં આસક્ત હોવા છતાં ભાઈએ પરાણતાં અટકાવી સ્વયંવર કરાવ્યો. તેથી 'સ્વયંવરમાં આવ્યા' એમ કહેલ છે. પછી ભગવાને સ્વયંવરમાં આવી બધાને જીતી, હું કોઈની દિકરી હોવાથી પોતાનો ભાગ હોઈ, એકનો ભાગ બીજો લે તે કૂતરો થાય તેથી જેમ કુતરાના ટોળામાં રહેલ ભાગ સિંહ લઈ જાય તેમ મને લઈ ગયા.તેથી ધર્મ અને ભૂમીનું રક્ષણ કરનાર રાજાઓને પણ ભગવાને જીત્યા. તેથી અપકાર કરનારા મારા ભાઈઓને જીતી મને લઈ ગયા. જો કે વિંદ અને અનુવિંદ બે ભાઈઓ જ વિરોધ કરતાં હતા. છતાં બધા કુંટુંબીઓ પણ તેમનો પક્ષ કરનારા હતાં. તેથી 'ભાઈઓ' એવું બહું વચન છે. પછી પોતાના નગરમાં લઈ ગયા. એટલે મને દ્વારકા લઈ ગયા. આથી રસ્તામાં વિઘ્ન થયું ન હતું. એમ જણાવ્યું. 'લક્ષ્મીના ધામરૂપ' શબ્દથી શહેરની બધી સમુદ્ધિ કહેલી છે. તેમના ચરણ ધોવારૂપ સેવાનો અનુભવ મને જન્મો જન્મે હો. ચરણ ધોનારી બનું એ મારી કામના છે.(૧૨)

નાગ્નજીતી પોતાના વૃતાંત કહે છે.




सत्योवाच -

सप्तोक्षणोतिबलवीर्यसुतीक्ष्णशृङ्गान्
पित्रा कृतान् क्षितिपवीर्यपरीक्षणाय।
तान् वीरदुर्मदहनस्तरसा निगृह्य
क्रीडन् बबन्ध ह यथा शिशवोऽजतोकान् ॥१३॥

अतिबलं वीर्यं पराक्रमः सुतीक्ष्णे श्रृङ्गे च येषां तान् सप्त व्यसनात्मकान् अत एव क्षितिपवीर्यपरीक्षणार्थं पित्रा कृतान्। यो हि व्यसनग्रस्तो भवति स कुतो भोक्ता भविष्यतीति स्वकन्याया भोगः सिध्यत्विति पित्रा ते कृताः। व्यसनानि च त्रिगुणात्मकानि। अतो बलीवर्दास्तथानिरूपिताः। विर्यं सात्त्विकं, बलं तामसम्, श्रृङ्गे राजसे। किंच। व्यसनानि धर्मादिभिर्निराकर्तुमशक्यानीति ज्ञापयितुं तेषां विशेषणम्। वीरदुर्मदहन इति वीराः शूरा राजानः वीर्यं धर्मस्थानीयमुक्तं तथापि दुरभिमानजनकत्वात् न व्यसननाशने समर्थमित्यभिप्रायेणाह दुर्मदेति। वीराणां दुष्टं मदं ध्नन्तीति दुर्मदहनः। अतस्तरसा शीघ्रमेव निगृह्य यतो व्यसनानामेव व्यसनं भवति। ततः क्रीडन्निव निवारितवानिति लौकिकेपि प्रयासाभावायाह यथा शिशवोजतोकानिति। स्थूलाः अजबालकान् बिभ्रतीति बालका एवं बन्धनार्थं बिभ्रतीति। तथाप्येकेन न भवतीति बहुवचनम्। व्यसनशान्त्यर्थं सप्ततन्तुं यज्ञं बालकाः कुर्वन्तीति ध्वनितम् ॥१३॥

*श्લोકાર્થ-૧૩ : ઘણા બલ પરાક્રમ અને તીક્ષ્ણ શીંગડાવાળા સાત બળ છે. મારા પિતાએ રાજાઓના પરાક્રમની પરીક્ષા કરવા કહેલા અહો ! વીરોના દુષ્ટ મદને હણનારા તેઓએ ઝડપથી વશ કરી જેમ બાળકો બકરીના બચ્ચાઓને બાંધે તેમ રમતાં ભગવાને બાંધ્યા.(૧૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : ઘણું બલ પરાક્રમ અને ઘણા તીક્ષ્ણ શીંગડાઓ હતા. જેઓના તેવા સાત આખલાઓ વ્યસનરૂપ હતાં. મારા પિતાએ રાજાઓના પરાક્રમની પરીક્ષા કરવા કરેલા કારણ કે જે વ્યસનથી ઝડપાયેલા હોય તે ભોગ કરનાર કેમ થઈ શકે? તેથી પોતાની કન્યાને ભોગ પ્રાપ્ત થાય તે માટે મારા પિતાએ તેમને તેવા કરેલા.

વ્યસનનો ત્રણ ગુણોના બનેલા હોય છે. તેથી 'આખલા' કહેલા છે. પરાક્રમ

સાત્વિક છે. બલ તામસ્ છે. શીંગડાઓ રાજસ્ છે. વ્યસનો ધર્મથી દૂર થઇ શકે એમ નથી. એમ જણાવવા 'વીરોના દુષ્ટ મદને હણનારા' એવું વિશેષણ કહેલું છે.વીરોના દુષ્ટ મદનો નાશ કરે છે તે દુષ્ટ મદને હણનારા. તેથી ઝડપથી તેમને વશ કરી બાંધ્યા. વૈદિક ધર્મથી પણ જીતી ન શકાય તેવાને લૌકિક ઉપાયથી કેવી રીતે વશ કર્યા? એવો આશ્ચર્ય દર્શાવવા 'અહો' એવું શબ્દ યોજેલ છે. લૌકિક ઉપાયમાં પણ યત્ન કર્યા ન હતાં એમ 'જેમ બાળકો 'બકરીનાં બચ્ચાંઓને બાંધે' એ દૃષ્ટાંતથી કહેલું છે. મોટાઓ બકરીના બચ્ચાઓને ઉપાડે છે. એટલે બાળકો જ બાંધવા માટે પકડી રાખે છે. છતાં એક બાળકથી તે થતું નથી. તેથી બહુવચન યોજેલું છે. વ્યસન મટાડવા માટે બાળકો સપ્તતંતુ યજ્ઞ કહે છે. એવો અર્થ છે.(૧૩)



**य इत्थं वीर्यशुल्कां मां दासीभिश्चतुरङ्गिणीम्।**
**पथि निर्जित्य राजन्यान्निये तद्दास्यमस्तु मे ॥१४॥**

**ततः स्वाभिलषिते सिद्धे दत्तां मां वीर्यमेव शुल्कं यस्याः । दासीभिः सहिताम् । राजन्यांस्तेषां चतुरङ्गिणीं सेनां च पथि जित्वा मां स्वगृहं निन्ये । कामनामाह तद्दास्यमस्त्विति ॥१४॥**

**ततो भद्रा निरूपयति पिता म इति।**

*<u>શ્લોકાર્થ-૧૪ :</u> જે માર્ગમાં રાજાઓને અને તેમની ચાર અંગવાળી સેનાને જીતીને. વીર્ય જેનું મુલ્ય હતું તેવી મને દાસીઓ સાથે લઇ ગયા. તેમનું દાસ્ય મને થાવ.(૧૪)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> પછી પોતાનું ઇચ્છેલું બનતાં વીર્ય જ જેનું મૂલ્ય હતું તેવી પિતાએ જ આપેલી મને, માર્ગમાં રાજાઓને અને તેમની ચાર અંગોવાળી સેનાને જીતીને દાસીઓ સાથે મને ભગવાન ઘેર પોતાના લઇ ગયા. 'તેમનું દાસ્ય મને હો' એ શબ્દોથી કામના કહેલી છે.(૧૪)

ભદ્રા પોતાનો વૃતાંત કહે છે.

**भद्रोवाच-**

**पिता मे मातुलेयाय कृष्णे कृष्णाय दत्तवान्।**

**तच्चित्तां भ्रातृभिर्दत्तामक्षौहिण्या सखीजनैः ॥१५॥**

मम मातुलेयो भगवान् श्रुतकीर्तिकन्येयम्। हे कृष्णे द्रौपदि कृष्णार्थं वा। विशेषतो दानहेतुः तच्चित्तामिति। भ्रातृभिदत्तामिति वाग्दानार्थं भ्रातर एव द्वारकां गता इति ज्ञेयम्। इदं तु दानं सङ्कल्पपूर्वकम्। अक्षौहिणी सख्यश्च दाने सहभावमापन्नाः॥१५॥

कामनामाह अस्य मे पादसंस्पर्शो इति।

श्लोकार्थ -१५ : હે દ્રૌપદી ! મારા પિતાએ મારા મામાના દીકરા શ્રીકૃષ્ણને તેમનામાં ચિત્તવાળીને, ભાઈઓએ સગપણ કરેલીને મને સખ્યો અને અક્ષૌહિણી સેના સાથે આપી. (૧૫)

ભાવાર્થ, સુબોધિનીજી : ભગવાન મારા મામાના દીકરા છે આ ભદ્રા 'શ્રુતકીર્તિની પુત્રી છે. હે દ્રૌપદિ ! તેમનામાં ચિત્તવાળા' વિશેષણથી શ્રીકૃષ્ણને અર્થ દાન કરવાનું પ્રયોજન કહેલું છે. 'ભાઈઓએ સગપણ કરેલી' વિશેષણથી જાણવાનું છે કે વાણીથી દાન કરવા માટે ભાઈઓ દ્વારકાં ગયેલાં. આ પિતાએ કરેલું દાન તો સંકલ્પ કરીને કરેલું સેના અને સખીઓ દાનમાં આપેલાં છે. તે પોતાની કામના કહે છે. (૧૫)

**अस्य मे पादसंस्पर्शो भवेज्जन्मनि जन्मनि।**
**कर्मभिर्भ्राम्यमाणाया येन तच्छ्रेय आत्मनः ॥१६॥**

जन्मनि जन्मनि भवेदिति। यदा यदा भगवानवतीर्णो भविष्यति तदा तदा लक्ष्मीवदहमप्यागमिष्यामीति। ननु स्वयमेव तच्छक्तित्वाद्भविष्यति किमिति प्रार्थ्यत इति चेत्तत्राह कर्मभिर्भ्राम्यमाणाया इति। जीवभावात्कर्मसंबन्धः अन्यथा अन्यसंबन्धिनी कथं भवेयम्। किमतो यद्येवं तत्राह येन पादस्पर्शेन तत्प्रसिद्धं ब्रह्मानन्दात्मकं श्रेयो भवति। आत्मनः स्वस्यात्मगामि वा।



सप्तैता भक्तिभेदाः।

अर्चनात्मा रुक्मिणी स्याच्छ्रवणं तदनन्तरा।
सर्वपापक्षयः पूर्वं यस्मादत्र निरूप्यते।
एकान्ते च प्रदेत्तेति तृतीया स्मृतिरुच्यते।
चतुर्थ्येव चतुर्थी स्यात् द्वितीया पञ्चमी मता।
सर्वान्बलवतो दुष्टान् विनिवार्यैव कीर्तयेत्।
षष्ठी तु सप्तमी प्रोक्ता सप्तमी तद्विपर्ययम्।
नमने पादसंस्पर्शः प्रतिवारं भवेदिति।
सख्यरूपा त्वष्टमीयं महती विनिरूप्यते ॥१६॥
लक्ष्मणा स्ववृत्तान्तं द्रौपद्यभिमाननाशायाह ममापीति।

શ્લોકાર્થ -૧૬ : *કર્મથી ભ્રમાણ કરાવતીને મને જન્મોજન્મ આપના ચરણનો સ્પર્શ હો. જેનાથી આત્માનું કલ્યાણ થાય. (૧૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'જન્મોજન્મ' શબ્દોથી એમ કહેલું છે કે જ્યારે જ્યારે ભગવાન અવતાર કરશે ત્યારે ત્યારે લક્ષ્મી પેઠે હું પણ અવતાર લઈશ.

તમે તો ભગવાનની શક્તિ હોવાથી પોતાની મેળે જ અવતાર થશે તો પ્રાર્થના કેમ કરો છો? એવી શંકા થાય. તેથી 'કર્મથી ભ્રમાણ કરાવાતીને' વિશેષણ યોજેલું છે. જીવપણું હોવાથી મારો કર્મ સાથે સંબંધ છે તેમ ન હોય તો હું બીજાના સંબંધવાળી કેમ થાઉં?

જો તેમ જીવપણું હોય તો તેથી ચરણનો સ્પર્સ થવાથી શું થાય? એ પ્રસંગના સંબંધમાં કહે છે કે જે ચરણના સ્પર્શથી 'તે' એટલે બ્રહ્માનંદરૂપ કલ્યાણ પ્રાપ્ત થાય છે. આત્માને પ્રાપ્ત થાય છે. આ સાત પટરાણીઓ ભક્તિના પ્રકારરૂપ છે.(૧૬)

કારિકા-૫ઃ રૂક્મિણી અર્ચન ભક્તિરૂપ છે. તેની પછીની સત્યભામા શ્રવણ ભક્તિ છે.કારણ કે સત્યભામાથી પહેલાં સર્વ પાપોનો નાશ થયેલ

હોવાનું કહેલ છે.(૫)

કારિકા-૬ : ત્રીજી જાંબવતી એકાંતમાં આપેલી હોવાથી સ્મરણ ભક્તિ કહેવાય છે. ચોથી કાલિન્દી પાદ સેવન ભક્તિ છે. પાંચમી મિત્રવિંદા કીર્તન ભક્તિ છે.(૬)

કારિકા-૭ : તે બધા બલવાન દુષ્ટોનો નિગ્રહ કરીને જ ભગવાનનું કીર્તન કરે છે. છઠ્ઠી સત્યા તો દાસ્ય ભક્તિ કહેલી છે. સાતમી ભદ્રા વંદન ભકિતરૂપ છે.(૭)

કારિકા-૮: કારણ કે નમન કરતાં વારંવાર ચરણનો સ્પર્શ થાય છે. આઠમી લક્ષ્મણા તો સખ્યરૂપ ભક્તિ કહેવાય છે. (૮)

નીચેના શ્લોકથી આરંભી દ્રૌપદિના અભિમાનનો નાશ કરવા લક્ષ્મણા પોતાનો વૃતાંત કહે છે. કારણ કે દ્રૌપદિ પોતાના વિવાહને ઉત્તમ માનતી હતી.(૮)

**लक्ष्मणोवाच -**

**ममापि राज्ञ्यच्युतजन्मकर्म**
**श्रुत्वा मुहुर्नारदगीतमास ह।**
**चित्तं मुकुन्दे किल पद्महस्तया**
**वृतः सुसंमृश्य विहाय लोकपान् ॥१७॥**

सा हि स्वविवाहमुत्कृष्टं मन्यते। राधावेधो हि दुर्लक्ष्यो भवति ततोप्यधिकश्चेद्भगवत्कृतोपि भवेत्। ततो भर्तृसख्यं विहाय भगवत्सखी भवेदिति सा प्रथमं स्वमनःप्रीतिमाह । स एव सख्यं प्राप्नोति यस्य जन्मप्रभृति जन्मान्तरेषु वा भगवत्येव चित्तं भवति। हे राज्ञीति सावधानतया श्रवणार्थं संबोधनम्। अच्युतत्वं भजनीयत्वे मुख्यो हेतुः। जन्म भक्तोद्धारार्थमेव । कर्म तु भक्तकार्यार्थमेवेति श्रुत्वा कुलशीले वा। मुहुर्नारदगीतमिति निर्द्धारार्थं प्रमाणावृत्तिरुक्ता। मुकुन्दे चित्तमासेति । तदेकप्रवणं जातम्। अच्युतत्वदैहिकसुखदातृत्वं मुकुन्दत्वान्मोक्षदातृत्वमिति । तथापि

**योगिगम्यः कथं स्त्रीमात्रस्य वरणीयो भवेत् तत्राह पद्महस्तया किल वृत इति। पद्मं हस्ते यस्या इति दीपमिव गृहीत्वा सर्वं दृष्ट्वा विचार्य ग्रहणं निरूपितम् । ननु तावता किं त्वयान्यो ग्राह्य इति चेत्तत्राह विहाय लोकपानिति । अन्ये लोकपालाः अप्रयोजकाः सुदुष्टा इति ज्ञापितम् ॥१७॥**

*<u>શ્લોકાર્થ -૧૭</u> : હે રાણી ! નારદે વારંવાર ગાયેલ અચ્યુતના જન્મ કર્મનું શ્રવણ કરીને મારૂં ચિત્ત પણ મુકુંદમાં ચોટયું. હાથમાં કમલ રાખી સારી રીતે વિચાર કરી, રાજાઓને તજી ખરેખર હું તેમને વરી.(૧૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : રાધાવેધ જાણવો કઠીન છે. તેનાથી પણ અધિક જો ભગવાને કરેલો વેધ પણ થાય તો દ્રૌપદીપતિની મિત્રતા તજી ભગવાનની સખી થાય એવા આશયથી દૃષ્ટાંત કહે છે.

તે પ્રથમ પોતાના મનમાં ભગવાન માટે પ્રેમ થયેલ એમ કહે છે. જેને જન્મથી આરંભી ભગવાનમાં જ ચિત્ત રહેલ હોય તે જ ભગવાન સાથે સખ્ય પ્રાપ્ત કરે છે. દ્રૌપદી સાવધાન રહી શ્રવણ કરે તે માટે હે રાણી ? એવું સંબોધન કરેલ છે. શ્રીકૃષ્ણ ભજન કરવા યોગ્ય હોવાનું મુખ્ય કારણ 'અચ્યુતપણું' છે. તેમનો જન્મ ભક્તોનો ઉદ્ધાર કરવા માટે જ અને કર્મ પણ ભક્તોનું કાર્ય કરવા માટે જ થાય છે. એમના કુલ અને આચારનું શ્રવણ કરીને ચિત્ત મુકુંદમાં ચોટયું. 'નારદે વારંવાર ગાયેલ' શબ્દોથી નિર્ણય થાય તે માટે તે પ્રમાણવાળું હોવાનું કહેલ છે. ભગવાન 'અચ્યુત' હોવાથી આ લોકનું સુખ આપનાર છે. મુંકુદ હોવાથી મોક્ષ આપનાર છે. તેથી તેમનામાંજ ચિત્ત પરોવવાનું એમ 'ચિત્ત મુકુંદમાં ચોટયું' શબ્દોથી જણાવેલ છે.

છતાંપણ યોગીઓએ પ્રાપ્ત કરવા યોગ્ય ભગવાન સ્રી માત્રે વરવા યોગ્ય કેમ હોય? એવી શંકા થાય તેથી 'હાથમાં કમળ રાખી ખરેખર વરી' શબ્દો યોજેલ છે. 'કમળ છે હાથમાં જેના' તેવી થઇ.

એટલે દિવાની પેઠે કમલ હાથમાં રાખી, સર્વ જોઇ વિચાર કરી 'વરી' એમ કહેલ છે. તેટલાંથી શું? તમારે બીજાને વરવું યોગ્ય હતું એમ કહેવામાં આવે તેથી

'રાજાઓને તજી' શબ્દો યોજેલ છે. બીજા રાજાઓ નમાલા અને ઘણા દુષ્ટ છે એમ શબ્દોથી જાણાવેલું છે. (૧૭)

એવી રીતે સાધારણ પુરૂષાનું ભગવદીયપણું વર્ણવીને સ્વભાવથી જ ભગવાનમાં આસક્તિવાળા એકબીજાના આદરરૂપ દોષને દૂર કરવા નીચેના શ્લોકથી કહે છે.

**ज्ञात्वा मम मतं साध्वि पिता दुहितृवत्सलः ।**
**बृहत्सेन इति ख्यातस्तथोपायमचीकरत् ।।१८।।**

**यत्परं मनस्तस्मै देयमिति स्वयं दाने लज्जा भवतीति साधारणस्वयंवरे च यः कश्चिद्ग्रहीष्यतीति पणबन्धो महान् कर्तव्य इति। मम पिता मन्मतं ज्ञात्वा दुहितृवत्सलः यथो भवति तथोपायं कृतवानित्यर्थः।।१८।।**

**तमुपायमाह यथा स्वयंवर इति ।**



શ્લોકાર્થ -૧૮ : હે સદગુણી સ્ત્રી! મારો મત જાણીને, પુત્રી ઉપર પ્રેમ રાખનાર બૃહત્સેન નામથી પ્રસિદ્ધ મારા પિતાએ તેવો ઉપાય કર્યો.(૧૮)

ભાવાર્થ, સુબોધિનીજી : જેનામાં મન લાગેલું હોય તેને દાન કરવું યોગ્ય હોવાથી પોતાની મેળે આપતાં લજ્જા થાય તેથી સ્વયંવર કરવામાં આવે તો જેવો તેવો પરણી જાય તેતી ભારે કરાર કરવો જોઈએ. એમ કહેલું છે. મારો મત જાણીને પુત્રી ઉપર પ્રેમ રાખનાર પિતાએ જે પ્રકારે ભગવાન મારા પતિ થાય તેવો તેમણે ઉપાય કર્યો એવો અર્થ છે.(૧૮)

નીચેના શ્લોકમાં તે ઉપાય કહે છે.

**यथा स्वयंवरे राज्ञि मत्स्यः पार्थेप्सया कृतः।**
**अयं तु बहिराच्छन्नो दृश्यते स जले परम् ।।१९।।**

**पार्थेप्सया अर्जुन एव गृह्णात्विति। ततोपि मदीयो विशिष्ट इत्याह**

अयं तु बहिराच्छन्न इति। स तु बर्हिर्दृश्यते परं जले। जले तस्य प्रतिच्छाया उपभ्यत इत्यर्थः । मदीयस्य तु जलेष्युपलम्भो नास्ति । सर्वथा बहिराच्छन्न एव। अतः पार्थस्याप्यगम्यं भविष्यतीति पितुरभिप्रायः ॥१९॥

ततः सर्वे बलोन्नद्धाः समागता इत्याह श्रुत्वैतदिति।

श्लोकार्थ -१९ : હે રાણી ! જેમ અર્જુનને પ્રાપ્ત કરવાની ઈચ્છાથી મત્સ્ય કરેલો તે પ્રમાણે સ્વયંવરમાં મત્સ્ય કર્યો. આતો બહારથી સંપૂર્ણ ઢંકાયેલો હતો. પરંતુ તે જલમાં દેખાતો હતો.(૧૯)

ભાવાર્થ, સુબોધિનીજી : અર્જુનને પ્રાપ્ત કરવાની ઈચ્છાથી તેના દ્રૌપદીના સ્વયંવરમાં મત્સ્ય કરતાં મારા સ્વયંવરમાં મત્સ્યમાં ભેદ હતો. તે 'આ તો બહારથી સંપૂર્ણ રીતે ઢંકાયેલો ન હતો' શબ્દોથી કહેલ છે. તે દ્રૌપદીનો સ્વયંવર તો બહારથી દેખાતો હતો. પરંતુ જલમાં દેખાતો હતો. જલમાં તેનું પ્રતિબિંબ દેખાતું હતું એવો અર્થ છે. મારો મત્સ્ય તો જલમાં પણ દેખાતો ન હતો. બહારથી સંપૂર્ણ પ્રકારે ઢંકાયેલો જ હતો. તેથી અર્જુન પણ તેને વીંધી શકશે નહિ એવું મારા પિતાશ્રીનો અભિપ્રાય હતો.(૧૯)



**श्रुत्वैतत्सर्वतो भूपा आययुर्मत्पितुः पुरम्।**
**सर्वास्त्रशस्त्रतत्त्वज्ञाः सोपाध्यायाः सहस्रशः ॥२०॥**

आगमने तेषां बलमाह सर्वास्त्रशस्त्रतत्त्वज्ञा इति। अस्त्रशस्त्रयोर्वैदिकलौकिकयोः क्षेपाक्षेपरहितयोर्वा तत्त्वं प्रक्षेपे एवं लक्ष्यं भवतीति अस्मिन् वा शस्त्रे योजिते लक्ष्यवेध इति। अकस्माद्विस्मरणे सभाकम्पे वा सोपाध्यायाः सहस्रश इति। एकस्य भङ्गे अपरो ग्रहीष्यतीति स्वतस्तेभ्य आदानेपि प्रतिष्ठा न भवतीति॥२०॥

શ્લોકાર્થ - ૨૦ : આ સાંભળીને સર્વ અસ્ત્રો અને શસ્ત્રોના તત્વને જાણનારા રાજાઓ હજારોની સંખ્યામાં ઉપાધ્યાયો સાથે સર્વ તરફથી મારા પિતાના નગરમાં આવ્યા.(૨૦)

ભાવાર્થ, સુબોધિનીજી : 'સર્વ અસ્ત્રો અને શસ્ત્રોના જાણનારા' વિશેષણથી આવવાનું તેઓનું બલ કહેલું છે. નહિ ફેંકેલા અને નહિ પ્રયોગ કરેલા વૈદિક અસ્ત્રો અને લૌકિક શસ્ત્રોના સ્વરૂપને જાણનારા એટલે અહીં રહીને ફેંકવાથી આવી રીતે નિશાન પાડશે એમ અને આ શસ્ત્રનો પ્રયોગ કરવાથી નિશાન લાગશે એમ જાણનારા, અકસ્માત ભૂલી જવાય અથવા સભામાં ધ્રુજારો થાય 'એમ હજારોની સંખ્યામાં ઉપાધ્યાયો સાથે' શબ્દો છે. કેમ કે એક નિષ્ફળ જતાં બીજા પરણી શકે. પોતે તે ઉપાધ્યાયો પાસેથી કન્યા લે તો પણ પ્રતિષ્ઠા ન થાય તેથી તેઓની સાથે આવ્યા.(૨૦)

**पित्रा संपूजिताः सर्वे यथावीर्यं यथावयः ।**
**आददुः सशरं चापं वेद्धु पर्षदि मद्धियः ॥२१॥**

समागताः सर्व एव पित्रा संपूजिताः । परं तारतम्यानुसारेण तत्र तरतमभावे नियामकं वीर्यं वयश्च मिलितम् । अन्यथा तदुपाध्यायानामेव पूजनं स्यात् । तत्रैव भगवन्मन्त्राभिमन्त्रितं धनुः शरं च तत्रैव स्थापितं ते समाददुः । आदाने हेतुः वेद्धुम् । पर्षदि सभायाम् । यतो मद्धिय इति मत्कामाः ॥२१॥

तत्स्तेषां भङ्गप्रकारमाह आदाय व्यसृजन्निति ।

શ્લોકાર્થ-૨૧ : પરાક્રમ પ્રમાણે અને વય પ્રમાણે મારા પિતાએ સત્કાર કરેલા, મારી કામનાવાળા બધાએ સભામાં વેધ કરવવા બાણ સાથે ધનુષ્ય લીધું.(૨૧)

ભાવાર્થ, સુબોધિનીજી : આવેલા બધાઓનો મારા પિતાએ સત્કાર કર્યો. પરંતુ તેઓની પદવીના પ્રમાણે કર્યો. તેમાં પરાક્રમ અને વય ભેગાં મલી ઉંચી, નીચી સ્થિતિ મુકરર કરવામાં આવતી. તેમ ન હોય તો તેઓના ઉપાધ્યાયોનોજ સત્કાર થાય. ત્યાં જ ભગવાનનાં મંત્રથી મંત્રેલું ધનુષ્ય બાણ ત્યાં રાખેલ. તે તેમાણે

લીધાં. 'વેધ કરવા' શબ્દથી તે લેવા માટેનું પ્રયોજન કહેલું છે. સભામાં લીધા કારણ કે તેઓ મારી કામનાવાળા હતા. (૨૧)



નીચેના શ્લોકથી તેઓ નિષ્ફળ થવાનો પ્રકાર કહે છે.

**आदाय व्यसृजन्केचित्सज्जीकर्तुमनीश्वराः ।**
**आकोष्ठं ज्यां समुत्कृष्य पेतुरेकेऽमुना हताः ॥२२॥**

तत्र हेतुः **सज्जीकर्तुमनीश्वरा** इति। केचित्पुनः वेधमात्रमेव पणीकृतमिति सज्जीकरणमप्रयोजकमिति। अन्यैर्बहुभिर्वा सज्जीकृतमेव धनुः। **आदाय** कोष्ठपर्यन्तं ज्यामाकृष्य अमुना धनुषा हताः सन्तः पतिताः। कर्णान्तं ज्याकर्षणं कर्तव्यं कोष्ठाप्रदेशे तु ज्या तिष्ठत्येव। तस्यैवान्ते समीपे कथंचिदानीतवन्तः तावतैव बलक्षयो जात इति। तथैव पतिताः। तदनन्तरं स्वोपरि पतितेन धनुषा हता इत्यर्थः ॥२२॥

एवमप्रसिद्धानां स्वरूपमुक्त्वा प्रसिद्धानामाह सज्जयं कृत्वेति।

<u>શ્લોકાર્થ -૨૨ :</u> *કેટલાકે પાણછ ચઢાવી ન શકવાથી મૂકી દીધું. બીજાઓ પાણછને કોઠા સુધી ખેંચી પડયા અને ચગદાયા.(૨૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> તે નિષ્ફલ થવાનું કારણ 'ચઢાવી ન શકવાથી' શબ્દોથી કહેલ છે. વળી કેટલાક માત્ર વેધ કરવાનું જ કહેલું હોવાથી, પાણછ ચઢાવવાનું જરૂરી નહિ હોવાથી બીજા ઘણાઓએ ચઢાવેલ પાણછવાળું ધનુષ્ય લઈને કોઠા સુધી પાણછને ખેંચીને, તે ધનુષ્યનો પ્રહાર થવાથી પડયા. કાનના અંત સુધી પાણછ ખેંચવી જોઈએ. કોઠા સુધી તો પાણછ હોય છે. તે કોઠાના અંત સુધી એટલે તેની નજીક ઘણા પ્રયત્ને પાણછ લાવ્યા. તેટલાથી તેઓનું બલ ખૂટી ગયું. તેથી તેઓ પડયા. પછી પોતાની ઉપર પડેલા ધનુષ્યથી ચગદાયા એવો અર્થ છે. એવી રીતે અપ્રસિધ્ધ પુરૂષોનું સ્વરૂપ કહીને પ્રસિદ્ધ પુરૂષોનું સ્વરૂપ કહે છે.(૨૨)

**सज्जयं कृत्वाऽपरे वीरा मागधाम्बष्ठचेदिपाः ।**
**भीमो दुर्योधनः कर्णो नाविदुस्तदवस्थितिम् ॥२३॥**

अपरे पूर्वोक्तेभ्यः अन्ये । मागधो जरासन्धः । अम्बष्टो भगदत्तः हस्तिपत्वात् । चेदिपः शिशुपालः तथैव भीमो दुर्योधनः कर्णश्च तथापि तस्य मत्स्यस्य अवस्थितिं न विदुः क्व तिष्ठतीति ॥२३॥

*श्लोकार्थ - २३ :* બીજા શૂરવીર જરાસંધ, અંબષ્ટ, શિશુપાલ, ભીમ, દુર્યોધન અને કર્ણે પણછ ચઢાવી પણ નિશાનની સ્થિતિ જાણી નહિ. (૨૩)

*ભાવાર્થ, સુબોધિનીજી :* બીજા એટલે પહેલા કહેલાં તેથી જુદાં. જરાસન્ધ, અમ્બષ્ટ, હાથીઓને સાચવનાર ભગદત્ત, શિશુપાલ, ભીમ, દુર્યોધન અને કર્ણે પણછ ચઢાવી છતાં પણ તે મત્સ્ય ક્યાં રહેલું છે તેની સ્થિતિ જાણી નહિ. (૨૩)

**मत्स्याभासं जले वीक्ष्य ज्ञात्वा च तदवस्थितिम् ।**
**पार्थो यत्तोऽसृजद्बाणं नाच्छिनत्पस्पृशे परम् ॥२४॥**

ततोऽर्जुनः आच्छादनसहितस्य जले प्रतिबिम्बं दृष्ट्वा जलाभासं तत्र ज्ञात्वा अमुकस्थाने तिष्ठतीति निश्चित्य यत्तः सन् पार्थः बाणमसृजत् । तावतापि लक्ष्यं नाच्छिनत् । परं पस्पृशे स्पर्शमेव संपादितवानिति । नरनारायणयोरेतावदन्तरं शक्तिद्वयमेस्य पूर्णम् । अपरस्यैका कथंचिदिति ॥२४॥

एवं साधारणप्रसिद्धातिप्रसिद्धनिराकरणे जाते सर्व एव निवृत्ता इत्याह राजन्येषु निवृत्तेष्विति ।

*श्लोकार्थ - २४ :* મત્સ્યનું પ્રતિબિંબ જલમાં જોઇને અને તેની સ્થિતિ જાણીને પ્રયત્ન કરી અર્જુને બાણ છોડયું. તેને છેદ કર્યો નહિ. પરંતુ સ્પર્શ કર્યો. (૨૪)

*ભાવાર્થ, સુબોધિનીજી :* પછી અર્જુને ઢાંકણ સાથેના મત્સ્યનું જલમાં

પ્રતિબિંબ જોઈને, અમુક સ્થળે મત્સ્ય રહેલું છે એવો નિર્ણય કરી પ્રયત્ન કરી અર્જુને બાણ છોડયું. તેના પ્રયાસથી સ્પર્શ કરાવ્યો એવો અર્થ છે.

નર નારાયણમાં આટલો ભેદ છે કે એક નારાયણમાં બંને શકિતઓ પૂરી છે. બીજા નરમાં ઘણા પ્રયાસે એક છે. (૨૪)

એ પ્રમાણે સાધારણ પ્રસિદ્ધ અને ઘણા પ્રસિદ્ધ પુરૂષો નિષ્ફલ જતાં બધા રાજાઓ અટક્યા તે હવે કહે છે.




**राजन्येषु निवृत्तेषु भग्न मानेषु मानिषु।**
**भगवान्धनुरादाय सज्जं कृत्वाथ लीलया ॥२५॥**

**तस्मिन्संधाय विशिखं मत्स्यं वीक्ष्य सकृज्जले।**
**छित्त्वेषुणापातयत्तं सूर्ये चाभिजिति स्थिते ॥२६॥**

**दिवि दुन्दुभयो नेदुर्जयशब्दयुता भुवि।**
**देवाश्च कुसुमासारान् मुमुचुर्हर्षविह्वलाः ॥२७॥**

ततः कृष्णः किं करिष्यतीति शङ्कां वारयितुं भगवानित्याह लीलया च सज्जं कृतवान्। अनेनादित आरभ्य स्वयमेव सर्वं कृतवान् न त्वन्यशेषः स्थापित इति ज्ञापितम्। लीलया मत्संतोषार्थम्। तस्मिन् संधाय विशिखमिति लौकिकन्यायेनैव मारितवानिति ज्ञापितम्। ततोर्जुनसंतोषार्थं सकृन्मत्स्यं जले वीक्ष्य इषुणा छित्त्वा जलेपातयत्। तस्मिन्नेव समये अभिजिल्लग्ने तेनैव सर्वे दोषाः परिहृता इति लौकिक एव प्रकार उक्तः। ततो भगवता सर्वजीवाशक्यं कृतमिति इदमेकं चरित्रं लोके समुत्पन्नमिति संतोषाद्दिवि दुन्दुभयो नेदुः जयशब्दाश्च। भूमावपि नरदुन्दुभयो जयशब्दाश्च। ततो देवानां भगवान् स्वोत्कर्षं प्रकटीकृतवान्। अतः परं दैत्यवधं करिष्यतीति

संतोषाद्देवाश्च-कारादन्येपि सिद्धादयः कुसुमासारान् मुमुचुः हर्षेण विह्वलाश्च जाताः॥२५॥२६॥२७॥

ततः पणः सिद्ध इति मया वृत इत्याह तद्रङ्गमाविशमहमिति द्वाभ्याम्।

શ્લોકાર્થ-૨૫-૨૬: રાજાઓ અટકી જતાં અને અભિમાનીઓના અભિમાનનો નાશ થતાં, ભગવાને ધનુષ્ય લઈ પછી રમતમાં તેના પર પણછ ચઢાવી, તેના પર બાણ મૂકી, મત્સ્યને એકવાર જલમાં જોઈ, સૂર્ય અભિજીત નક્ષત્રમાં હતો ત્યારે બાણથી તેને ભેદી પાડયું.(૨૫-૨૬)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી શ્રીકૃષ્ણ શું કરશે? એવી શંકા દૂર કરવા 'ભગવાન' એમ કહેલું છે તેમને રમતમાં પણછ ચઢાવી, શરૂઆતથી આરંભી બધું ભગવાને પોતે જ કર્યું. લક્ષ્મણાને સંતોષ થાય તે માટે રમતમાં પણછ ચઢાવી.(૨૫)

'તેના પર બાણ મૂકી' શબ્દોથી લૌકિક ધોરણ પ્રમાણે બાણ મારેલું. પછી અર્જુનને સંતોષ થાય તે માટે 'મત્સ્યને એકવાર જલમાં જોઈ બાણથી તેને ભેદી જલમાં પાડયું' તે જ સમયે સૂર્ય અભિજીત નક્ષત્રમાં પ્રવેશ કરેલો. તેથી જ બધા દોષો દૂર થયા. એમ લૌકિક પ્રકાર કહેલો છે.(૨૬)

શ્લોકાર્થ-૨૭ : આકાશમાં અને ભૂમી ઉપર 'જય' શબ્દ સાથે નગારાં વાગ્યાં અને હર્ષને લીધે આકુલ થયેલા દેવોએ પુષ્પોની વૃષ્ટિઓ કરી.(૨૭)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી ભગવાને સર્વ જીવોથી થઈ ન શકે એવું કાર્ય કરેલ હોવાથી આ એક ભગવાનનું ચરિત્ર લોકમાં થયું. એવા સંતોષને લીધે આકાશમાં નગારાં વાગ્યાં. 'જય' શબ્દો ઉચ્ચારાયા. ભૂમી ઉપર પણ મનુષ્યોનાં નગારાં વાગ્યાં. પછી ભગવાને દેવોમાં પોતાની સરસાઈ મોટાઈ કરી. હવે પછી તે દૈત્યોનો પણ વધ કરશે એવા સંતોષને લીધે દેવોએ 'ચ અને' શબ્દોથી બીજા પણ સિધ્ધ પુરૂષોએ પુષ્પોની વૃષ્ટિ કરી. અને હર્ષને લીધે આકુલ થયા.(૨૭)

આ સિધ્ધ થયું તેથી હું તેમને વરી. એમ નીચેના બે શ્લોકથી એકમાં પોતાનું વર્ણન કહે છે અને બીજામાં પોતાની ક્રિયાનું વર્ણન કહે છે.



तद्रङ्गमाविशमहं कलनूपुराभ्यां
पद्भ्यां प्रगृह्य कनकोज्ज्वलरत्नमालाम्।
नूत्ने निवीय परिधाय च कौशिकाग्र्ये
सव्रीडहासवदना कबरीधृतस्रक्॥२८॥

आत्मानं वर्णयत्येकेन। द्वितीयेन स्वक्रियाम्। विषयाः पञ्चविधाः शब्दादयः पञ्चापि मयि सन्तीति पञ्च विशेषणानि। तादृशी अहं तद्रङ्गस्थानं प्रविष्टा यत्र विवाहोत्सवः। कलनूपुराभ्यामिति सशब्दान्याभरणानि निरूपितानि, एतादृशपद्भ्यामुपलक्षिता। कनकोज्ज्वलरत्नमालामिति रूपसंपत्तिर्निरूपिता। सा माला भगवतः कण्ठे देयेति स्वतुल्यतां निरूपयन्ती स्वस्यैव रूपातिशयं निरूपयति। ततः कौशिकाग्र्ये पट्टवस्त्रद्वयम्, एकं निवीयोपरि धृत्वा, अपरं परिधाय, चकारात् कञ्चुकवदपि कृत्वा, अनेन स्पर्शोत्कर्षो निरूपितः। सव्रीडहासवदनेति रसः। व्रीडा आन्तरभावसूचिका। हासो बहिर्मोहजनकरूपः। कबर्यां धृताः स्रजो ययेति गन्धः॥२८॥

<u>શ્લોકાર્થ -૨૮ :</u> *પછી સૂર્વાગમાં જડેલાં ઉજળાં રત્નોની માલા લઈને બે નવા ઉત્તમ રેશમી વસ્ત્રો પહેરી તથા ઓઢીને લજ્જા અને હાસ્યવાળાં મુખવાળી અને અંબોડામાં પહેરેલી છે માલાઓ જેણે તેવીએ મેં મધુર અવાજવાળાં ઝાંઝરવાળા ચરણોથી સ્વયંવર મંડપમાં પ્રવેશ કર્યો.(૨૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> શબ્દ વિગેરે વિષયો પાંચ છે.તે લક્ષ્મણામાં છે. તેથી પાંચ વિશેષણો કહેલાં છે. મેં જ્યાં વિવાહનો ઉત્સવ હતો તે મંડપમાં પ્રવેશ કર્યો.

(૧) 'મધુર અવાજવાળા ઝાંઝરોવાળા' શબ્દોથી શબ્દવાળા આભરણો કહેલ છે.

(૨) 'સુવર્ણમાં જડેલા ઉજળાં રત્નોની માલા' શબ્દથી રૂપ કહેલ છે. તે

માલા ભગવાનના કંઠમાં પહેરાવવાથી પોતાનું અતિશય રૂપ જણાવે છે.

(૩) પછી રેશમી બે વસ્ત્રો, એક ઉપર ઓઢીને અને બીજું પહેરીને મેં મંડપમાં પ્રવેશ કર્યો. આથી સ્પર્શની ઉત્તમતા કહેલી છે.

(૪) 'લજ્જા અને હાસ્યવાળા મુખવાળી' વિશેષણથી રસ જણાવેલ છે. લજ્જા અંદરનો પ્રેમ અને હાસ્ય બહાર મોહ જનક છે.

(૫) 'અંબોડામાં પહેરેલી છે માલાઓ જેણે' તે વિશેષણથી ગંધ કહેલો છે. (૨૮)

**उन्नीय वक्त्रमुरुकुन्तलकुण्डलत्वि-**

**ड्गण्डस्थलं शिशिरहासकटाक्षमोक्षैः ।**

**राज्ञो निरीक्ष्य परितः शनकैर्मुरारे-**

**रंसेऽनुरक्तहृदया निदधे स्वमालाम् ॥२९॥**

एवं सर्वगुणपूर्णा मुरारेरंसे स्वमालां निदधे । अग्रे रसशङ्काव्यावृत्त्यर्थं राज्ञां निरीक्षणं कृतवती वक्त्रमुन्नीय । वक्त्रस्योन्नयने हेतुः उरुकुन्तलकुण्डलत्विड्गण्डस्थलमिति । उरुकुन्तला यस्मिन्मुखे, तेन कुन्तलानां प्रतिबन्धव्यावृत्त्यर्थमुन्नयनम् । कुण्डलत्विड्युक्तगण्ड-स्थलमिति समदर्शने विद्युताहते इव नेत्रे कुण्डलकान्त्याघाताद् विषयदर्शने न समर्थे। अनेन प्रदर्शनार्थं मुखवर्णनापि कृता। किंच । यथा तेषां प्रतिघातकत्वं न भवति तथा दृष्टवती तदर्थमाह शिशिरहासकटाक्षमोक्षैरिति । शिशिरः सर्वतापहारी यो हासः उत्पन्न एव सर्वाह्लादकरः तत्सहिता ये कटाक्षमोक्षाः एकेन वशीकरणमपरेण हननमिति। आदौ दर्शनं न दोषाय । सर्वानेव राज्ञो निरीक्ष्यपरितः शनकैर्दृष्टिं प्रसारयन्ती तत्र भगवन्तं दृष्ट्वा तस्य मुरारेरंसे अनुरक्तहृदया सती मनोमालां

दत्त्वा स्वमालां स्वप्रतिकृतिरूपां रत्नमालां च अंसे निदधे ॥२९॥

तन्मम वरणं सर्वसंमतं जातमिति ज्ञापयितुं तदानीमुत्सव-वाद्यान्याह तावन्मृदङ्गपटहा इति।

શ્લોકાર્થ - ૨૯ : ઘણા કેશવાળું અને કુંડલના પ્રકાશવાળા ગાલના પ્રદેશવાળું મુખ ઉંચું કરીને, શીતલ હાસ્ય સાથે કટાક્ષો નાખી રાજાઓને જોઈ, આસપાસ, ધીરેધીરે જોઈ મુરારિમાં આસક્ત હૃદયવાળીએ મેં પોતાની માલા મુરારિના કંઠમાં પહેરાવી. (૨૯)

ભાવાર્થ, સુબોધિનીજી : એ પ્રમાણે સર્વ ગુણોથી ભરપુર મેં પોતાની માલા મોરારિના સ્કંધમાં નાખી. ભવિષ્યમાં રસમાં ભય દૂર થાય તે માટે 'મુખ ઉંચુ કરીને' રાજાઓને જોયા. મુખ ઉંચું કરવાનું પ્રયોજન 'ઘણા કેશવાળું અને કુંડલના પ્રકાશવાળા ગાલના પ્રદેશવાળું' શબ્દો કહેલા છે. ઘણા કેશ હતા જે મુખમાં અને કેશોથી જોવામાં વિઘ્ન ન થાય તે માટે મુખ ઉંચુ કર્યું. 'કુંડલના પ્રકાશવાળા ગાલના પ્રદેશવાળું' શબ્દોથી એમ જણાવે છે કે રાજાઓના નેત્રો કુંડલની કાંતિથી પીડાયેલા હોવાથી, વીજળીથી પીડાયેલાં હોવાથી, પોતાની સમાન તેજવાળાં મુખનું દર્શન કરવા શક્તિવાળાં ન હતાં. તે દેખાડવા મુખનું વર્ણન કરેલ છે.

વળી જે પ્રકારે રાજાઓ અંતરાય ન કરે તે પ્રકારે લક્ષ્મણાએ તેમને જોયા. 'શીતલ હાસ્ય સાથે કટાક્ષો નાખી' એમ કહેલું છે. સર્વનું દુઃખ હરનાર શીતલ જે હાસ્ય જે આનંદ કરાવનારૂં છે તેની સાથે કટાક્ષો નાખવાં તે પ્રકારે જોયા કારણ કે એક પ્રકારે હાસ્યથી વશ થાય બીજાથી પીડા પામે. આરંભમાં લગ્ન પહેલાં રાજાઓને જોવામાં દોષ થતો નથી. બધા રાજાઓને જોઈને, ધીરેધીરે નજર ફેરવતાં ત્યાં ભગવાનને જોઈને તેનામાં આસક્ત હૃદયવાળી થઈ. તેમનાં કંઠમાં માલા નાખી. એટલે તેમને મન રૂપ માલા આપી. અને પ્રતિમારૂપ રત્નની માલા તેમના સ્કંધમાં નાખી. (૨૯)

તે મારૂં વરણ સર્વને માન્ય થયું તેથી ઉત્સવમાં વાજીંત્રો વાગ્યા એમ નીચેના શ્લોકથી કહે છે.




तावन्मृदङ्गपटहाः शङ्खभेर्यानकादयः ।
निनेदुर्नटनर्तक्यो ननृतुर्गायका जगुः ॥३०॥

पञ्चैतानि मङ्गलवाद्यानि नित्यानि। गीतवाद्यनृत्यानि वक्तव्यानीति वाद्यान्युक्त्वा नृत्यमाह नटनर्तक्यो ननृतुरिति। गानं चाह गायकाश्च जगुरिति॥३०॥

ततो यज्जातं तदाह एवं वृते भगवतीति।

श्लोकार्थ -30 : तेटलामां मृदंगो, ढोल,शंख, दुदुंभ, नगारां विगेरे वाग्यां.नटो अने नाचनारीओए नृत्य कर्यु अने गवैयाओए गान कर्यु.(30)

भावार्थ, सुबोधिनीजी : आ मृंदग विगेरे पांच वाजींत्रो मंगल वाजींत्रो छे. वाजींत्रो अने नृत्य कहेवां जोईए. वाजींत्रो कहीने 'नटोने अने नाच करनारीओए नृत्यु कर्यु' शब्दोथी गान कर्यु.(30)

एवं वृते भगवति मयेशे नृपयूथपाः।
न सेहिरे याज्ञसेनि स्पर्धिनो हृच्छयार्दिताः ॥३१॥

भगवत्त्वात्सर्वसंपत्तिः ईशत्वादावश्यकः। अन्ये नृपयूथपा इति नृपाणां यूथपत्वं शूकरत्वं निरूपितम्। एकचरो हि सिंहः। यूथचरास्त इति तेषां वध्यत्वं निरूपितम्। ततो न सेहिरे। अनेन तेषामन्तःकरणदोषो निरूपितः तस्य कन्या याज्ञसेनी। यज्ञादेवोत्पन्नेति। यतः स्पर्धिनः भगवता सह स्पर्धायुक्ताः। मदर्थं हृच्छयेन कामेनार्दिताः। एवमन्यकृतो दोषः स्वभावकृतश्च निरुक्तः॥३१॥

ततो भगवता यत्कृतं तदाह मां तावद्रथमारोप्येति।

श्लोकार्थ -३१ : हे याज्ञसेनि ! एवी रीते हु भगवान ईश्वरने वरी त्यारे हरिफाई करनारा कामथी पीडायेला राजाओना यूथना नायको सहन करी शकया नहि.(31)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : શ્રીકૃષ્ણ ભગવાન હોવાથી તેમને બધી સંપત્તિઓ કહી ઈશ્વર હોવાથી પતિ તરીકે જરૂરી હતા. બીજાઓ રાજાઓના યૂથના નાયકો હતા. એમ તેઓ ભરવાડ હોવાનું અને ભૂંડ હોવાનું કહેલું છે. કારણ કે સિંહ એકલો ફરનારો છે અને આ તો યુથ એટલે ટોળામાં ફરનારા હતા. એમ વધ કરવા યોગ્ય જણાવેલ છે. 'તેઓ સહન કરી શક્યા નહિ. એ શબ્દોથી તેઓનો અન્તઃકરણનો દોષ કહેલો છે. 'યાજ્ઞસેનિ' એ સંબોધન દ્રોપદિ માટે છે. તેને વિશ્વાસ રહે તે માટે છે. કારણ કે દ્રોપદિ યજ્ઞમાંથી ઉત્પન્ન થયેલી હતી. યજ્ઞરૂપ છે સેના જેની તે યાજ્ઞસેનિ તેઓ સહન કરી શક્યા નહિ કારણ કે ભગવાન સાથે હરિફાઈ કરનારા હતા. લક્ષ્મણાને પ્રાપ્ત કરવા માટે કામથી પીડાયેલા હતા તેથી સ્વભાવદોષ કહેલો છે. (૩૧)

**मां तावद्रथमारोप्य हयरत्नचतुष्टयम् ।**
**शार्ङ्गमुद्यम्य संनद्धस्तस्थावाजौ चतुर्भुजः ॥३२॥**

तावता कथं निस्तार इति शङ्कां वारयितुमाह हयरत्नचतुष्टयमिति ।

'स्यमन्तकः कौस्तुभश्च स्पर्शश्चिन्तामणिस्तथा ।
चत्वारो मणयः प्रोक्तास्तत्तुल्याः कृष्णवाजिनः' ॥

ततः शार्ङ्गमुद्यम्य कवचेन सन्नद्धः आजौ सङ्गमे चतुर्भुजः सन् तस्थौ ।

'साधनस्य च रक्षायाः क्रियायाः सर्वरूपतः ।
कालस्यापि स्वचेष्टायाः परिग्रह इहोदितिः' ॥३२॥

बिभीषिकार्थमेतत्परिगृहीतवान् न तु तेषां मारणार्थं तथा सति भूम्यर्थं मारणं न स्यात् । अत एव दारुकेण भगवत्प्रेरितेन रथो द्वारकायामेव नीत इत्याह दारुकश्चोदयामासेति ।

શ્લોકાર્થ - ૩૨ : તેટલામાં ઉત્તમ ચાર અશ્વો જોડેલા રથમાં મને બેસાડી શાંર્ગ તૈયાર કરી, કવચ પહેરી, ચાર ભૂજાવાળા થઈ ભગવાન સંગ્રામમાં ઉભા રહ્યા. (૩૨)

ભાવાર્થ, સુબોધિનીજી : તેટલાથી લક્ષ્મણા વરી તેથી કેમ આરો આવે? એમ શંકા દૂર કરવા 'ઉત્તમ ચાર અશ્વો જોડેલા' શબ્દોથી કહેલું છે.

કારિકા - ૯ : સ્યમંતક અને કૌસ્તુભ, સ્પર્શ અને ચિંતામણી એ ચાર મણિઓ કહેલા છે. તેઓની સમાન શ્રીકૃષ્ણના અશ્વો છે. (૯)

પછી શાંર્ગને તૈયારી કરી, કવચ પહેરી, ચાર ભૂજાવાળા થઈ ભગવાન સંગ્રામમાં ઉભા રહ્યા.

કારિકા-૧૦ : સાધનનો અને રક્ષણનો અને ક્રિયાનો, ભગવાન સર્વરૂપ હોવાથી પોતાની ચેષ્ટારૂપ કાલનો પણ અહીં સ્વીકાર કરેલો છે. (૧૦)

ભય પમાડવા ભગવાને આ રૂપ ધારણ કર્યું. પરંતુ તેમને હણવા ધારણ કર્યું. પરંતુ તેમને હણવા ધારણ કર્યું ન હતું. જો તેમ હોય તો ભૂમીનો ભાર ઉતરવા હણેલા ન ગણાય તેથી ભગવાને પ્રેરણા કરેલા દારૂક રથ દ્વારકા લઈ ગયો એમ નીચેના શ્લોકથી કહે છે.

**दारुकश्चोदयामास काञ्चनोपस्करं रथम् ।**
**मिषतां भूभुजां राज्ञि मृगाणां मृगराडिव ॥३३॥**

**काञ्चनोपरस्करत्वेन लघुता शीघ्रगमने बन्धनाभावश्च सूचितः मिषतां भूभुजामिति तेषामपि क्रियाशक्तिः भगवतैव चतुर्भुजत्वेन स्वीकृतेति ज्ञानशक्तिरेवावशिष्टेति । राज्ञीति परिज्ञानार्थम् । किंच । ते रूपाद्याश्चर्येणैव व्यामोहिता इति ज्ञापयितुं दृष्टान्तमाह मृगाणां मिषतामेव सतां यथा मृगराड् हरतीति ॥३३॥**

ये तु दूरे स्थिताः दर्शनानन्दं न प्राप्तवन्तः ते केचित् समागता इत्याह तेऽन्वसज्जन्तेति ।

શ્લોકાર્થ - ૩૩ : હે રાણી! હરણાં જોઈ રહેતાં સિંહ ચાલ્યો જાય તેમ રાજાઓ

*જોઈ રહ્યાં: ત્યારે દારૂકે સૂર્વણ સાજવાળો રથ હાંક્યો.(૩૩)*

ભાવાર્થ, સુબોધિનીજી: 'સુર્વણના સાજવાળો' શબ્દથી એમ સૂચવે છે કે રથ નાનો હતો અને ઝડપથી કાંઈ ભરાઈ પડે એમ ન હતો. 'રાજાઓ જોઈ રહ્યાં'. શબ્દોથી એમ જણાવેલું છે કે તેઓની ક્રિયાશક્તિ ભગવાને ચાર ભુજાવાળા થઈ લઈ લીધી હતી એટલે તેમનામાં ફક્ત જ્ઞાનશક્તિ રહી હતી. હે રાણી ! એ સંબોધન દ્રૌપદિ જાણી શકે તે માટે કહેલું છે. 'જેમ હરણાં જોઈ રહેતાં સિંહ લઈ જાય છે.' એ દૃષ્ટાંત આપી દારૂક રથ હાંકી ગયો એમ બતાવ્યું છે. (૩૩)

પરંતુ દૂર રહેલા જે રાજાઓને લક્ષ્મણાનાં દર્શનનો આનંદ પ્રાપ્ત થયો ન હતો. તે નજીક ન ગયા તે કહે છે.

**तेऽन्वसज्जन्त सराजन्या निषेद्धुं पथि केचन।**
**संयत्ता उद्धृतेष्वासा ग्रामसिंहा यथा हरिम् ॥३४॥**

**केचन मूर्खाः दूरे स्थिताः अन्वसज्जन्त** भगवन्तमन्वसज्जन्त। **पथि नयननिषेधं कर्तुं पथि** भ्रान्ताः। **संयताः** सावधानाः। **उद्धुतेष्वासाः** धनूंषि विस्फूर्ज्य। अनेन भगवत्तुल्यता सामग्र्या निरूपिता। तथापि शब्दमात्रता तेषु। अर्थस्तु भगवत्येवेति ज्ञापयित, दृष्टान्तमाह **ग्रामसिंहा इति।** सिंहवाच्यतुल्यत्वेपि यथा ग्रामसिंहसिंहयोरन्तरम्॥३४॥

**ततो यज्जातं तदाह ते शार्ङ्गच्युतबाणौघैरिति।**

શ્લોકાર્થ - ૩૪: *તે કેટલાક રાજાઓ સાવધાન થઈ ધનુષ્યો ચઢાવી જેમ ગ્રામ્ય સિંહો સિંહને રોકવા જાય તેમ માર્ગમાં રોકવા ભગવાનની પાછળ દોડયા.(૩૪)*

ભાવાર્થ, સુબોધિનીજી: કેટલાંક દૂર રહેલા માર્ગમાં લઈ જતા રોકવા માર્ગમાં ભમતા મૂર્ખ રાજાઓ સાવધાન થઈ ભગવાનની પાછળ દોડયા. ધનુષ્યો ચઢાવી દોડયા. છતાં તેઓમાં તો માત્ર શબ્દ બોલાવાનું જ હતું. અર્થ તો ભગવાનમાં જ હતો. એમ જણાવવા 'ગ્રામ્ય સિંહો જેમ સિંહને રોકવા જાય' એવું દૃષ્ટાંત કહેલું

છે. બંને સિંહ કહેવાતા હોવાનું સમાન હોવા છતાં જેવો ગ્રામ્ય સિંહ એટલે કુતરાં અને સિંહમાં ભેદ છે તેમ તેમનામાં અને ભગવાનમાં ભેદ હતો તે કહેલ છે. (૩૪)

**ते शार्ङ्गच्युतबाणौघैः कृत्तबाह्वङ्घ्रिकंधराः ।**
**निपेतुः प्रधने केचिदेके संत्यज्य दुद्रुवः ॥३५॥**

एकोपि शार्ङ्गे योजितः तस्माच् च्युतश्चेद्बाणौधतामापद्यते । अत एकेनैव बाणेन कृत्तबाह्वङ्घ्रिकंधराः षोढा छिन्ना भवन्ति । ततः प्रधने निपेतुः । एके तु संत्यज्यदुद्रुवुरिति प्राणमानयोश्छेदो निरूपितः ॥३५॥

ततः सभार्यस्य द्वारकाप्रवेशमाह ततः पुरीमिति ।

श्लोकार्थ -૩૫ : *શાંર્ગમાંથી છૂટેલા બાણના સમુહોમાંથી કપાઇ ગયેલા હાથ, પગ અને ગરદનવાળા તેઓ રણભૂમીમાં પડયા અને બીજા રણભૂમી તજીને નાસી ગયા. (૩૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : શાંર્ગમાં ચઢાવેલું એક બાણ જો તેમાંથી છુટે તો બાણોનો સમુહ થતું. એક જ બાણ કપાઇ ગયેલ હાથ, પગ અને ગરદનવાળાના છ કટકા થતા. પછી રણભૂમિમાં પડતા. બીજાઓ તો રણભૂમિ તજી નાસી ગયા. એમ તેમના અભિમાન અને પરાક્રમનો નાશ થવાનું કહેલ છે. (૩૫)

પછી પત્ની સહીત ભગવાને દ્વારકાંમાં પ્રવેશ કર્યો.

**ततः पुरीं यदुपतित्यलंकृतां**
**रविच्छदध्वजपटचित्रतोरणाम् ।**
**कुशस्थलीं दिवि भुवि चाभिसंस्तुतां**
**समाविशत्तरणिरिव स्वकेतनम् ॥३६॥**

अयं विवाहः सर्वसमंत इति ज्ञापयितुं ततः यदुपुर्यामुत्सवो निरूप्यते । आदौ सर्वैव पुरी अत्यलंकृता । रविच्छदध्वज-

**पटचित्रतोरणा** रविमपि छादयन्तीति ध्वजपटाश्चित्रतोरणानि च उपरि मध्ये च शोभा निरूपिता । अलंकरणं त्वधः लेपादिना । **कुशस्थलीमिति** स्थानस्य सर्वाभेद्यत्वं निरूपितम् । दैत्यसंबन्धेन निन्दितत्वामाशङ्क्याह **दिवि भुवि चाभिसंस्तुतामिति** । गुप्ततया प्रवेशं वारयति **तरणिरिवेति** ॥३६॥

एवं स्वस्यान्तर्निर्वाहमुक्त्वा तत्र गत्वा पिता सर्वमेव विवाहयोग्यं कृतवानित्याह **पिता मे पूजयामासेति** ।

*શ્લોકાર્થ - ૩૬ :* પછી સૂર્ય જેમ પોતાના ધામમાં પ્રવેશ કરે તેમ યદુપતિએ ઘણી શણગારેલી, સૂર્યને ઢાંકી દેતાં ધજાઓનાં વસ્ત્રો અને ભાત ભાતના તોરણોવાળી સ્વર્ગ અને ભૂતલ પર ઘણી પ્રશંસા પામેલી કુશસ્થલી નગરીમાં પ્રવેશ કર્યો. (૩૬)

ભાવાર્થ, સુબોધિનીજી : આ વિવાહ બધાને પસંદ પડેલો તેથી દ્વારકામાં તેના ઉત્સવનું વર્ણન કરવામાં આવે છે. બધીએ નગરીને શણગારી, સૂર્યને પણ ઢાંકી દે તેવાં ધજાઓનાં વસ્ત્રો અને ભાતભાતના તોરણોવાળી થઈ. ઉપર અને નીચે શોભા જણાવી. 'કુશસ્થળ' શબ્દથી તે સ્થાન કોઈથી પણ ભેદી ન શકાય તેવું કહેલું છે. દૈત્યના સંબંધને લીધે તે નીંદાએલી હોય તો એવી શંકા માટે કહે છે. તેથી 'સ્વર્ગ અને ભૂતલ ઉપર ઘણી પ્રશંસા પામેલી' એમ કહેલું છે. ભગવાને છુપી રીતે પવેશ કર્યો ન હતો એમ સૂર્ય જેમ પોતાના ધામમાં પ્રવેશ કરે એ દૃષ્ટાંત આપેલું છે. (૩૬)

એ પ્રમાણે લક્ષ્મણા પોતે દ્વારકાની અંદર પહોંચ્યાનું કહી ત્યાં જઈ પિતાએ વિવાહને યોગ્ય બધુંએ કાર્ય કર્યું તે કહે છે.

**पिता मे पूजयामास सुहृत्संबन्धिबान्धवान् ।**
**महार्हवासोलङ्कारैः शय्यासनपरिच्छदैः ॥३७॥**




**सुहृदादयो** भगवदीयाः । **महार्हा** अमूल्याः वासःप्रभृतयः ।

**शय्या आसनानि परिच्छदाश्च गृहोपकरणानि ॥३७॥**

**ततः पारिबर्हदानमाह दासीभिरिति ।**

*श्લोકાર્થ -૩૭ : મારા પિતાએ ઘણા કિંમતી વસ્ત્રો અને અલંકારોથી શય્યાઓ, આસનો અને ઘરવખરીથી સ્નેહીઓ સંબંધીઓ અને બંધુઓનો સત્કાર કર્યો. (૩૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : સ્નેહીઓ ભગવાનના હતા. તેઓનો સત્કાર કર્યો. ઘણાં કિંમતી વસ્ત્રો, શય્યાઓ, આસનો અને ઘરવખરીથી સત્કાર કર્યો. (૩૭)

પછી દાયજો આપ્યાનું કહે છે.

**दासीभिः सर्वसंपद्भिर्भटेभरथवाजिभिः ।**
**आयुधानि महार्हाणि ददौ पूर्णस्य भक्तितः ॥३८॥**

**सर्वाः संपदो यासु वस्त्राभररूपाद्याः । भगवदर्थमेव वा अन्याः संपदः । तथा भटेभरथवाजिनश्च सेनाङ्गानि । अमूल्यान्यायुधानि च दत्तवान् । तत्र प्रयोजनमाह भक्तित इति । हेत्वन्तरं स्मारयति पूर्णस्येति ॥३८॥**

**कामनामाह आत्मारामस्येति ।**

*શ્લોકાર્થ -૩૮ : દાસીઓ, સર્વ સંપત્તિઓ, સૈનિકો, હાથીઓ, રથો, અશ્વો ઘણાં કિંમતી આયુધો મારા પિતાએ પૂર્ણ ભગવાનને ભક્તિ હોવાથી આપ્યાં. (૩૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : વસ્ત્રો આભરણો રૂપ સર્વ સંપત્તિઓ હતી. દાસીઓ આપી, તે સિવાય બીજી સંપત્તિઓ ભગવાનના ઉપભોગ માટે આપી. તેમ જ સૈનિકો, હાથીઓ, અશ્વો, રથો. ઘણા કિંમતિ આયુધો આપ્યાં. 'ભક્તિ' શબ્દથી તે આપવાનું પ્રયોજન કહેલ છે. 'પૂર્ણ' શબ્દથી બીજું કાંઇ પ્રયોજન ન હતું. (૩૮)




નીચેના શ્લોકમાં લક્ષ્મણા પોતાની કામના કહે છે.

**आत्मारामस्य तस्येमा वयं च गृहदासिकाः ।**
**सर्वसङ्गनिवृत्त्याद्धा तपसा च बभूविम ।।३९।।**

सर्वाभिर्दास्यमुक्तं नोपपत्तिरिति स्वयमुपपत्तिं चाह आनीताः परं सर्वाः रमयति च। स्वयं त्वात्मन्येव रमते। अस्मिन्नर्थे प्रमाणं प्रसिद्धिस्तस्येति। इमा रुक्मिण्याण्याद्याः। वयमिति मुख्यतया निरूपिताः चकारादन्याश्च। सर्वा एव गृहदासिकाः भगवदर्थेनोपयुज्यन्त .इति। इदमप्यत्यन्तदुर्लभमित्याह सर्वसङ्गनिवृत्त्येति। पूर्वजन्मनि सर्वसङ्गनिवृत्तिं कृत्वा तपश्च कृत्वा इमामवस्थां प्राप्ता इत्यर्थः।।३९।।

महिष्यः एकभावापन्नाः रोहिणीप्रमुखाः स्ववृत्तान्तमाहुः भौमं निहत्येति।

<u>શ્લોકાર્થ -૩૯ :</u> *વળી સર્વ સંગ દૂર કરી અને તપથી ખરેખર ! અમે તે આત્મામાં રમણ કરનારા ઘરની દાસીઓ થઈ ગઈ. (૩૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બધીઓએ કામનામાં દાસ્ય કહ્યું. પરંતુ તે માટેની યોગ્યતા કહી નહી. લક્ષ્મણા પોતે યોગ્યતા પણ કહે છે. અહિ બધી ભગવાને આણેલી છે અને બધાને રમણ કરાવે છે. પરંતુ પોતે તો અંદર જ રમણ કરે છે. 'तस्य' 'તે' શબ્દથી આ વિષયનું પ્રમાણ છે. 'આ' એટલે રૂક્મિણિ અને 'અમો' શબ્દથી દાસીઓ છીએ. કારણ કે ભગવાનના કાર્યમાં ઉપયોગી નથી. આ પણ ઘણું દુર્લભ છે એમ કહેલું છે. પહેલાંના જન્મમાં સર્વ સંગને દૂર કરી અને તપ કરીને અમે આ અવસ્થા પ્રાપ્ત કરી છે એવો અર્થ છે. (૩૯)

રોહિણી જેઓમાં મુખ્ય હતી તે પોતાનો વૃતાંત નીચેના શ્લોકથી કહે છે.

महिष्य ऊचुः-

भौमं निहत्य सगणं युधि तेन रुद्धा
ज्ञात्वाथ नः क्षितिजये जितराजकन्याः ।
निर्मुच्य संसृतिविमोक्षमनुस्मरन्तीः
पादाम्बुजं परिणिनाय य आप्तकामः ॥४०॥

सगणं सेवकसहितं तद्रक्षकदेवसहितं वा । युधीति न चौर्यादिना तद्वधः । ततः तेन रुद्धा नः अस्मान् ज्ञात्वा निर्मुच्य पादाम्बुजं स्मरन्तीः परिणिनायेति संबन्धः । अथ भिन्नप्रक्रमेण निर्मुच्येति संसाराद्देहात् चिन्तातश्च मोचनं निरूपितम् । तासां निरोधहेतुमाह क्षितिजये ये जिता राजानस्तेषां कन्या इति । भगवतो देहेन निर्मोचनं किमाश्चर्यम् । यस्य पादाम्बुजं संसृतिविभोक्षं संसृतेरपि मोक्षो यस्मादिति चद्वयं स्मरामः तदास्माकं का चिन्तेति साधनं संसृतिविमोक्षं संसृतेरपि मोक्षो यस्मादिति चेद्वयं स्मरामः तदास्माकं का चिन्तेति साधनं निरूपितम् । अत एव परिणिनाथ । स्वार्थतां वारयन्ति य आप्तकाम इति ॥४०॥

स्वस्य कामनामाहुस्त्रिभिः न वयमिति ।

<u>શ્લોકાર્થ -૪૦ :</u> નરકાસુરને યુદ્ધમાં ગણ સાથે હણી, જેમણે અમને તેણે પૃથ્વી પર વિજય કરતાં જીતેલા રાજાઓની કન્યાઓ પુરી રાખેલી જાણીને મુક્ત કરી. તે પૂર્ણ કામ ભગવાન સંસારમાંથી મુક્ત કરનાર ચરણ કમળનું સ્મરણ કરતી અમને પરણ્યા.(૪૦)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ગણ સાથે એટલે સેવકો સાથે, તેમનું રક્ષણ કરનાર દેવ સાથે હણી 'યુદ્ધમાં' શબ્દથી હણેલા હતા. ચોરી કરીને વધ ન હતો. તેમણે અમને પુરી રાખેલી જાણીને મુક્ત કરી. ચરણ કમળનું સ્મરણ કરાવીને તે પરણ્યા.

'પછી' એટલે જુદા આરંભથી મુક્ત કરી. સંસારમાંથી દેહથી અને ચિંતામાંથી મુક્ત કરેલી છે. 'પૃથ્વી પર વિજય કરતાં જે રાજાઓ જીતાયેલા તેમની કન્યાઓ હતી' એમ પુરી રાખેલાનું કારણ કહ્યું.

ભગવાન દેહથી મુક્ત કરાવે બંધનમાંથી છોડાવે એમાં શું આશ્ચર્ય? સંસારમાંથી પણ મોક્ષ થાય છે. જેમાના ચરણકમળનું અમે જ્યારે સ્મરણ કરીએ છીએ ત્યારે અમને શી ચિંતા હોય? એમ સાધન કહ્યું છે. તેથી ભગવાન અમને પરણ્યા. પોતાના પ્રયોજન માટે પરણ્યા ન હતા એમ તે 'પૂર્ણકામ' હતા શબ્દોથી કહેલ છે.(૪૦)

નીચેના શ્લોકથી પોતાની ત્રણ કામના કહે છે.

**न वयं साध्वि साम्राज्यं स्वाराज्यं भोज्यमप्युत।**
**वैराज्यं पारमेष्ठयं च आनन्त्यं वा हरे पदम् ॥४१॥**

हे साध्वीति संबोधनं मात्सर्यकटाक्षाभावाय। साम्राज्यं सार्वभौमम्। स्वाराज्यमात्मारामता, अनेन सर्वदुःखाभावो निरूपितः। अपीति सर्वभोगा विद्यादयोपि संगृहीताः। उत पुनर्भोज्यं इदानी तु भगवता सह भोज्यं कामयामह एव। वैराज्यं ब्रह्माण्डरूपत्वम्। पारमेष्ठ्यं ब्रह्माण्डाधिपत्यम्। वेत्यनादरे आनन्त्यं मोक्षः। हरेः पदं सायुज्यादि ॥४१॥

एवं लोकसिद्धानि फलान्यनूद्य निषेधन्ति कामयामह इति।

**कामयामह एतस्य श्रीमत्पादरजः श्रियः।**
**कुचकुङ्कुमगन्धाढयं मूर्ध्ना वोढुं गदाभृतः ॥४२॥**

पूर्वोक्तान् न कामयामहे। अग्रिमं तु कामयामहे। तत्किमित्या-काङ्क्षायामाह एतस्य भगवतः श्रीयुक्तचरणरजः। तद्रजो वर्णयन्ति श्रियः कुचकुङ्कुमगन्धाढयमिति। तर्हि यथा श्रीः स्ववक्षसि

चरणस्थापनं कामयते एवं किं भवतीभिरपीति चेत् तत्राह **मूर्ध्ना वोढुमिति**। नन्वेतदसंगतं प्रतिभाति चरणश्चेन्मूर्ध्नि तिष्ठति तदा तद्रजो निरन्तरं तिष्ठति। स विषमे कथं तिष्ठेदित्याशङ्क्याह **गदाभृत** इति। अस्मासु चेत्किंचिन्न कर्तव्यं तदा गदामवलम्ब्य स्थास्यति। इतरथा गदया समं करिष्यतीति वा भावः। स हि कठिनेपि तिष्ठतीति ज्ञापनार्थं वा यथा ब्रह्मशिलायां स्थितः ॥४२॥

ननु कामनाश्चेत्त्यक्तव्याः सर्वा एव त्यक्तव्याः किं रजःकामनया इत्याशङ्क्याह **व्रजस्त्रियो यद्वाञ्छन्तीति**।

શ્લોકાર્થ -૪૧: હે સદગુણી સ્ત્રી ! અમે સર્વોભૌમપણું, આત્મારામપણું અને ભોગ, બ્રહ્માંડરૂપપણું, બ્રહ્માંડનું અધિપતિપણું અને મોક્ષ અથવા હરિના પદની કામના રાખતી નથી. પરંતુ હરિ સાથે ભોગની અને ગદા ધારણ કરનાર ભગવાનના લક્ષ્મીના સ્તન ઉપરનાં કેસરની ગંધવાળા શોભિતા ચરણની રજ માથા પર ધારણ કરવાની કામના રાખીએ છીએ. (૪૧-૪૨)

ભાવાર્થ, સુબોધિનીજી : દ્રૌપદિ વક્ર દષ્ટિ ન કરે તે માટે હે સદગુણી સ્ત્રી! એવું સંબોધન કહેલું છે. સર્વભૌમપણું અને આત્મરામાપણું.સર્વ દુઃખોનો અભાવ જણાવે છે. **'अपि इति'** શબ્દથી બધા ભોગોનો સમાવેશ છે. અમે આમની કામના રાખતા નથી. પરંતુ ભગવાન સાથે ભોગની કામના રાખીએ છીએ. બ્રહ્માંડરૂપ થવાપણું અને તેનું અધિપતિપણું મોક્ષ, હરિનું પદ એટલે સાયુજ્ય. મુક્તિ લોકમાં પ્રસિદ્ધ ફલોના નામ દઈ એની અમે કામના રાખતા નથી એમ કહે છે.

ઉપરના પદાર્થોની અમે કામના રાખતા નથી. પરંતુ જેની કામના રાખીએ છે તે ભગવાનના શોભાવાળા ચરણરજ છે. 'લક્ષ્મીના સ્તન પરના કેસરના ગંધવાળા' એ વિશેષણથી તે રજનું વર્ણન કરે છે.

ત્યારે લક્ષ્મી પોતાની.છાતી ઉપર ભગવાનના ચરણ પધરાવવા ઇચ્છા રાખે છે. એવી તમારી કામના કેમ નથી? એવી શંકામાં 'માથા પર ધારણ કરવાની'

શબ્દો કહેલા છે.

આ અયોગ્ય જાણાય છે. ચરણ જો માથા પર રહે તો તેની રજ સદા રહે. તે ચરણ ઉંચા નીચાવાળા માથા પર કેમ રહે? એવી શંકા થાય તેથી 'ગદા ધારણ કરનાર' શબ્દ યોજેલ છે. જ્યારે ભગવાનને કાંઈ કરવાનું ન હોય ત્યારે ગદા પર ટેકો રાખીને અમારા ઉપર ઉભા રહેશે, એમ ન હોય તો ગદાથી અમારૂં માથું સપાટ કરશે એવો ભાવ છે. જેમ બ્રહ્મ શિલા પર ઉભા રહેલા તેમ તે કઠણ ઉપર ઉભા રહેશે એમ જણાવેલ છે.(૪૨)

જો કામનાઓ તજવા યોગ્ય હોય તો બધીએ તજવી જોઈએ. રજની કામનાનું શું પ્રયોજન? તે હવે કહે છે.




**व्रजस्त्रियो यद्वाञ्छन्ति पुलिन्द्यस्तृणवीरुधः।**
**गावश्चारयतो गोपाः पादस्पर्शं महात्मनः ॥४३॥**

तदेव सर्वोत्तममिति ज्ञातव्यं यं नीचोपि लोकः प्रसिद्धं परित्यज्य चेद्वाञ्छति यथात्यन्तं क्षुधितः प्राप्तमपि भोजनं परित्यज्य यद्यन्यद्वाञ्छेत् तदा तद्भोजनादुत्तममित्यध्यवसेयम्। तृप्तश्चेद्वाञ्छति तदा नैवमतो नीचान्नीचमेव दृष्टान्तीकुर्वन्ति। व्रजस्त्रियो हि लोकोत्कृष्टं न दृष्टवत्य इति कदाचिदैन्दपदं वाञ्छेयुः तेपि चेत्तत्परित्यज्य रज एव वाञ्छन्ति। ततः पुलिन्द्योपि ततो नीचाः तथा तृणवीरुधोपि 'आसामहो चरणरेणुजुषाम्' इति वाक्ये निरूपितम्। तथा गावोपि वाञ्छन्ति ता एव चारयतो भगवतः स्वयं तुल्या अपि गोपाः पादस्पर्शमेव वाञ्छन्ति। कात्रोपपत्तिरिति चेत् तत्राह महात्मन इति। महानेवात्मा इत्थंभूतानुभाव इत्यर्थः । युक्तिस्तु पूर्वमेवोक्ता। भगवदीयशरीरं तेनैव भवतीति 'भगवदीयत्वेनैव परिसमाप्तसर्वार्था:' इति च ॥४३॥

# इति श्रीभागवतसुबोधिन्यां श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां दशमस्कन्धोत्तरार्द्धविवरणे एकोनत्रिंशाध्यायविवरणम् ॥३४॥

*શ્લોકાર્થ-૪૩ : જે મહાત્માના ચરણના સ્પર્શની વ્રજની સ્રીઓ, ભીલડીઓ, દાસ અને વેલાઓ અને ગાયોને ચારતા ગોપો કામના કરે છે. તેની અમે કામના રાખીએ છીએ. (૪૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : પ્રસિદ્ધ પદાર્થોનો ત્યાગ કરીને હલકાની લોક જે કામના કરે છે તેજ સર્વથી ઉત્તમ છે. ઘણો ભૂખ્યો પુરૂષ પ્રાપ્ત થયેલા ભોજનનો ત્યાગ કરીને બીજા પદાર્થની કામના કરે તો તે પદાર્થ ભોજન કરતાં ઉત્તમ છે એવો નિર્ણય કરવો જોઈએ. જે ધરાયેલો પુરૂષ તેની કામના કરે તો તે ભોજનથી ઉત્તમ છે. એવો નિર્ણય ન થાય તેથી હલકામાં હલકાનું દૃષ્ટાંત આપે છે. વ્રજની સ્ત્રીઓએ, ઈંદ્રના સ્થાનથી કામના કરે તેઓ પણ જો તેનો ત્યાગ કરીને ભગવાનના ચરણની રજની કામના કરે છે તો રજ તે સ્થાન કરતાં ઉત્તમ છે.

તેનાથી હલકી ભીલોડીઓ અને ઘાસ અને વેલાઓ પણ ચરણ રજની કામના કરે છે. 'અહો ચરણરજનું સેવન કરનારા આમના' ૧૦-૫૪-૬૨ એ વાક્યમાં કહેલું છે. વળી ગાયો અને ચરાવતા ગોપો પણ ભગવાનના ચરણના સ્પર્શની કામના કરે છે.

આ કેમ યોગ્ય ગણાય? એવો પ્રશ્ન થાય તેથી 'મહાત્માના' શબ્દોથી ભગવાન ઉત્તમ જ આત્મા છે. એવો અર્થ છે. ભગવાનના સંબંધવાળું શરીર તે ચરણરજથી જ થાય છે અને ભગવદીય થવાથી સર્વ પુરૂષાર્થો જેમને પ્રાપ્ત થયા તેવા થયા એવી યોગ્યતા તો પહેલા કહેલી જ છે.(૪૩)

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ
અધ્યાય - ૩૪ મો
સાત્વિક ફલ પ્રકરણ
સંપૂર્ણ"



श्रीकृष्णाय नमः ।
श्रीगोपीजनवल्लभाय नमः ।
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।






श्रीमद्वल्लभाचार्यचरणप्रणीता ।

(दशम-उत्तरार्ध-सात्त्विक-फल-प्रकरणम् ।)

पञ्चत्रिंशोऽध्याय : ।

पञ्चत्रिंशे सात्त्विकानां फलोत्कर्षो निरूप्यते।
सन्मानसंग्रहौ चैव ऋणापाकरणं तथा ।।१।।
निरुद्धानां हि लोकेस्मिन् दुर्लभं चेति रूप्यते ।
तदीयत्वं फलं नान्यदिति चोक्तं समासतः।।२।।
आत्मीयानां निरोधं हि हरिरत्र करोति हि ।
अतः फलं पूर्वमेव सिद्धरीत्या तु बोध्यते ।।३।।
अद्भुता भगवल्लीला निरोधः फलसूचकः ।
फलं तु फलतासिध्यै किमाश्चर्यमतः परम् ।।४।।

# દશમ સ્કંધ ઉત્તરાર્ધ
# "સાત્ત્વિક ફલ પ્રકરણ"
# અધ્યાય પાંત્રીસમો




કારિકાઓ :

કારિકા-૧ : પાંત્રીસમાં અધ્યાયમાં સાત્ત્વિકોના ફલનું ઉત્તમપણું અને વળી સન્માન અને સંગ્રહ અને દેવું દૂર કરવાનું કહેલ છે. (૧)

કારિકા-૨ : જેમનો નિરોધ થયેલો છે તેઓનું આ લોકમાં દુર્લભ એવું ભગવદીયત્વનું ફલ કહેવામાં આવે છે અને બીજું ફલ નથી એમ ટુંકાણમાં કહેલું છે. (૨)

કારિકા-૩ : અહિ હરિ પોતાના ભક્તોનો નિરોધ કહે છે. તેથી ફલ તો પહેલાં જ પ્રાપ્ત થયેલ હોય તે જણાવેલ છે. (૩)

કારિકા-૪ : ભગવાનની લીલા અદ્ભૂત છે. નિરોધ ફલને સૂચવનારો છે. નિરોધ તો ફલરૂપ હોવાનું કહેલ છે. આથી વધારે આશ્ચર્ય શું હોઈ શકે? (૪)

पूर्वाध्याये भगवतः स्वीयकरणलीला सर्वापि निरूपिता, दृष्टा अदृष्टा च, दृष्टा भगवत्कृतिः, अदृष्टं चरणरज इति, उभयोः संपत्तौ भगवदीयत्वं सेत्स्यति अतस्तासां स्त्रीणामत्याश्चर्यं भगवच्चरित्रं श्रुत्वा भगवति स्नेहानुबन्ध आश्चर्यं च जातमित्याह श्रुत्वेति।

श्रीशुक उवाच -

श्रुत्वा पृथा सुबलपुत्र्यथ याज्ञसेनी।
माधव्यथ क्षितिपपत्न्य उत स्वगोप्यः ।
कृष्णेऽखिलात्मनि हरौ प्रणयानुबन्धं
सर्वा विसिस्म्युरलमश्रुकलाकुलाक्ष्यः॥ १ ॥

द्रौपदी प्रसङ्गं परं कृतवती । उपविष्टास्तु श्रवणार्थं सर्वा एव।

अतो मुख्याः नामत उच्चार्यन्ते । सुबलपुत्री गान्धारी। याज्ञसेनी द्रौपदी । माधवी सुभद्रा। अथ क्षितिपपत्न्यः इतरराजस्त्रियः। उत स्वगोप्यश्च। अथद्वयमुतेति च स्त्रीणां चतुर्विधत्वमुपपादयति। सात्त्विक्यो राजस्यः तामस्यो निर्गुणाश्चेति। एताः सर्वा एव कृष्णे परमानन्दे सर्वेषामात्मभूते सर्वदोषनिवर्तके प्रणयः स्नेह एव अनुबन्धो यासाम्। भगवत्पत्नीनां तु विवाहादिरूपो बाह्योऽपि संबन्धोऽस्ति। अस्माकं तु साक्षात्संबन्धः प्रणय एव। अतः कथं भगवदीया भविष्याम इति। कथं चेयमवस्था च भविष्यतीति सर्वा एव विस्मयं प्राप्ताः। स्मेति प्रसिद्धे । कदाचिद्विस्मयो बह्योपि भवतीति क्रियान्तरमप्याह अश्रुकलाकुलाक्ष्य इति। अश्रूणां कलाभिः आकुलानि अक्षीणि यासां । कलाशब्दः शोकं वारयति। आकुलत्वं ज्ञानक्रियायाः व्यापृतत्वं बोधयति। ।१।।

एवं पूर्वोक्तसाधनस्य फलाकाङ्क्षां निरूप्य भगवानेव फलमिति ज्ञापयितुं साधनानामेतच्छेषत्वं प्रतिपादयन् मुनीनामागमनमाह इत्थं संभाषमाणश्चित ।

ગયા અધ્યાયમાં ભગવાનની ભગવદીય કરણની બધી લીલાઓ જે કરવારૂપ અને ન કરવારૂપ હતી તે કહી. ભગવાને કરેલ કાર્યએ જાણાવેલ અને તેમના ચરણની રજ ન જાણાવેલ લીલા છે. બંને પ્રાપ્ત થાય ત્યારે ભગવદીયપણું પ્રાપ્ત થાય છે. તેથી તે સ્ત્રીઓને ઘણું આશ્ચર્ય થયું. ભગવાનના ચરિત્રોનું શ્રવણ કરીને ભગવાનમાં સ્નેહનું નિરંતરપણું અને આશ્ચર્ય થયાં એમ નીચેના શ્લોકથી કહે છે.

શ્લોકાર્થ -૧ : પૃથા સુબલપુત્રી અને યાજ્ઞસેની માધવી અને રાજાઓની પત્નીઓ અને પોતાની ગોપીઓએ સર્વાત્મા શ્રીકૃષ્ણમાં સ્નેહના દૃઢ બંધનવાળા ચરિત્રોનું શ્રવણ કરી ઘણો વિસ્મય પામી અને આંસુથી પૂરાયેલા નેત્રોવાળી

થઈ.(૧)

ભાવાર્થ, સુબોધિનીજી : દ્રૌપદિએ માત્ર પ્રસંગ ઉપાડેલો, સાંભળવા માટે બધીઓ બેઠેલી. તેમાં મુખ્ય જે હતી તે કહે છે *પૃથા કુન્તિજી* સુબલપુત્રી એટલે ગાંધારી, યાજ્ઞસેની એટલે દ્રૌપદિ, માધવી એટલે સુભદ્રા. બીજારાજાઓની સ્ત્રીઓ અને ભગવાનની ગોપીઓ. '**अथ**' અને શબ્દ '**कत**' 'અને' શબ્દો સ્ત્રીઓ સાત્વિક, રાજસ અને તામસ અને નિર્ગુણ એમ ચાર પ્રકારની હોવાનું જણાવે છે. પરમાનંદ, સર્વના આત્મા બનેલા, સર્વ દોષ દૂર કરનાર શ્રીકૃષ્ણમાં '**प्रणयः**' સ્નેહનું '**अनुबन्ध**' નિરંતરપણું હતું.

ભગવાનની પત્નીઓને તો વિવાહ વિગેરેરૂપ બહારનો પણ તેમને ભગવાન સાથે સંબંધ હતો. અમારે તો સીધો સંબંધ '**प्रणय**' સ્નેહ જ છે. તેથી અને ભગવદીય કેમ થઈશું? અને આવી અમારી સ્થિતિ ક્યારે થશે? એ માટે બધી વિસ્મય પામી. '**स्म**' શબ્દ પ્રસિદ્ધતા જણાવવા યોજેલ છે. કોઈ સમયે વિસ્મય બહારનો પણ હોય છે. તેથી 'આંસુઓના બિંદુથી પૂરાયેલા નેત્રોવાળી' આ વિશેષણથી બીજી ક્રિયા પણ કહેલી છે. બિંદુ શબ્દથી શોક નથી એમ કહેલું છે. આકુલ એટલે પુરાયેલ હોવાપણું એનાથી જ્ઞાનની ક્રિયામાં રોકાયેલ હોવાનું જણાવે છે.(૧)

એવી રીતે પહેલાં કહેલાં સાધનને ફલની ઈચ્છા હોવાનું કહીને ભગવાન જ ફલ છે એમ જણાવવા માટે સાધનો ભગવાનને આધીન છે એમ કહેતાં મુનીઓ આવ્યાં એમ હવે નીચેના શ્લોકથી કહે છે.




**इत्थं संभाषमाणासु स्त्रीभिः स्त्रीषु नृभिर्नृषु ।**
**आययुमुर्नयस्तत्र रामकृष्णदिदृक्षया ।।२।।**

**स्त्रीभिः स्त्रीषु नृभिर्नृषु सर्वेषामेव भगवत्संबन्धिनां भगवत्परता निरूपिता भवति। येन संमर्देपि मुनीनामागमनं न विरुध्येत। अत एव तत्र मुनयः आययुः। यत्रैव यस्याभीष्टं फलं तत्रैव तस्यागमनम्। अतो रामकृष्णावत्र वर्तेते इति तद्दिदृक्षया मननेन ज्ञात्वा मननं**

साधनमपि परित्यज्य समागता इत्यर्थः। इदानीं बाह्यक्रिययैव प्राप्यत इति भावः॥२॥

तान् गणयति द्वैपायन इति त्रिभिः।

શ્લોકાર્થ - ૨ : આવી રીતે સ્ત્રીઓ સાથે સ્ત્રીઓ અને પુરૂષો સાથે પુરૂષો વાત કરતા હતા. ત્યારે બલભદ્ર અને શ્રીકૃષ્ણનાં દર્શન કરવાની ઈચ્છાથી મુનીઓ ત્યાં આવ્યાં.(૨)

ભાવાર્થ, સુબોધિનીજી : સ્ત્રીઓ સાથે સ્ત્રીઓ અને પુરૂષો સાથે પુરૂષો શબ્દોથી બધા એ ભગવાનના સંબંધિઓ ભગવાનમાં આસક્તિવાળા હોવાનું કહેવાયું. જેથી સ્ત્રીઓ અને પુરૂષોની ભીડમાં પણ મુનિઓનું આવવું એથી વિરોધ થાય નહિ.

તેથી જ મુનીઓ ત્યાં આવ્યા. જેટલું ઈચ્છેલું ફલ જ્યાં હોય ત્યાં જ તે આવે. તેથી બલભદ્ર અને શ્રીકૃષ્ણ અહીં છે એમ મનનથી જાણીને, દર્શન કરવાની ઈચ્છાથી મનનરૂપ સાધનનો પણ ત્યાગ કરીને મુનિઓ આવ્યા. એવો અર્થ છે. હમણાં ભગવાન બહારની ક્રિયાથી જ પ્રાપ્ત થાય છે. તેથી મનન નકામું છે એવો ભાવ છે.(૨)



द्वैपायनो नारदश्च च्यवनो देवलोऽसितः।
विश्वामित्रः शतानन्दो भरद्वाजोऽथ गौतमः॥३॥
रामः सशिष्यो भगवान्वसिष्ठो गालवो भृगुः।
पुलस्त्यः कश्यपोऽत्रिश्च मार्कण्डेयो बृहस्पतिः॥४॥
द्वितास्त्रितश्चैकतश्च ब्रह्मपुत्रास्तथाङ्गिराः।
अगस्त्यो याज्ञवल्क्यश्च वामदेवादयोऽपरे॥५॥

अत्रापि सात्त्विकादिभेदाः। गौतमान्ता नव सात्त्विकाः। तत्रापि भेदत्रयम्। उत्तमौ द्वौ, मध्यमाः षट्, एकश्चापर इति। रामादयोऽपि

नव राजसाः। रामः परशुरामः स भगवानेव तथापि तच्छिष्यास्तस्थानीयाः। यां लीलां प्रकाशयति सा निरूप्यते। द्वितादयो बहव एव। ब्रह्मपुत्रः पुलहः। अङ्गिरसो वा विशेषणम्। एते प्रकाशनिरूपकाः ॥३॥४॥५॥

ततो यज्जातं तदाह तान् दृष्ट्वेति।

श्लोकार्थ - ૩-૪-૫ : દ્વૈપાયન અને નારદ, ચ્યવન દેવલ આસિત, વિશ્વામિત્ર શતાનંદ, ભારદ્વાજ, ગાલવ, ગૌતમ, શિષ્યો સાથે ભગવાન રામ વશિષ્ઠ, ગાલવ, ભૃગુ, પુલસ્ત્ય, કશ્યપ, અત્રિ, માર્કંડેય બૃહસ્પતિ, દ્વિત, ત્રિત અને એકત્રઃ, બ્રહ્માનો પુત્ર અને અંગિરા, અગસ્ત્ય, યાજ્ઞવલ્કય, વામદેવ વિગેરે બીજા મુનિઓ આવ્યા.(૩-૪-૫)

ભાવાર્થ, સુબોધિનીજી : અહીં સાત્ત્વિક પ્રકારો છે. ગૌતમ સુધીના નવ સાત્ત્વિક છે.તેઓમાં પણ ભેદ છે. પહેલાં બે ઉત્તમ છે. પછીના છ મધ્યમ અને એક બાકીનો છે. રામ વિગેરે નવ રાજસ્ છે. રામ એટલે પરશુરામ, તે ભગવાન જ છે. છતાં પણ તેમના શિષ્યો તેમના ઠેકાણે મુનિઓ છે. જે લીલાનો પ્રકાશ કરે છે તે કહેવામાં આવે છે.

દ્વિત વિગેરે ઘણાઓ છે. બ્રહ્માનો પુત્ર પુલહ અથવા તે બ્રહ્માનો પુત્ર અંગિરાનું વિશેષણ લેવું. આ પ્રકાર ભેદ જણાવનારા છે. (૩-૪-૫)

પછી જે કંઈ થયું તે નીચેના શ્લોકથી કહે છે.

तान् दृष्ट्वा सहसोत्थाय प्रागासीना नृपादयः।
पाण्डवाः कृष्णरामौ च प्रणेमुर्विश्वविन्दितान् ॥६॥

लोके तद्गुणाः प्रसिद्धा इति तेषां बुद्धिमनुस्मृत्य व्यवहारं वा सामश्रित्य सन्माननां कुर्वन्ति सर्व एव। सहसोत्थायेति। अत्रापि भेदत्रयं साधारणाः भगवांश्चेति। तत्र सर्व एव प्रणेमुः। तत्र

हेतुर्विश्ववन्दितानिति ॥६॥

શ્લોકાર્થ-૬ : પહેલા બેઠેલા રાજાઓ વિગેરે પાંડવો અને શ્રીકૃષ્ણ તથા બલભદ્રે તેઓને જોઈને એકાએક ઉભા થઈ વિશ્વ વંદેલા તેઓને નમન કર્યું. (૬)

ભાવાર્થ, સુબોધિનીજી : લોકમાં તે મુનિઓના ગુણો પ્રસિદ્ધ હતા. તેમની બુદ્ધિને અનુસરીને અથવા વ્યવહારોનો આશ્રય કરીને બધાએ તેઓનું સન્માન કર્યું. એમ 'એકાએક ઉભા થઈ' શબ્દોથી જણાવેલ છે. અહીં સન્માન કરનારાઓમાં પણ સાધારણ પુરૂષો ભક્તો, ભગવાન એમ ત્રણ ભેદ છે. તે પ્રસંગે બધાએ પ્રણામ કર્યા. તેનું કારણ' વિશ્વવંદેલાને શબ્દથી કહેલું છે. (૬)



**तानानर्चुर्यथा सर्वे सहरामोऽच्युतोऽर्चयत् ।**
**स्वागतासनपाद्यार्घ्यमाल्यधूपानुलेपनैः ॥७॥**

ततस्तानानर्चुः । यथा यथावत् । सर्व एव । यथा वा लोकस्थाः सर्वे भगवन्मार्गानभिज्ञास्तथाऽभिज्ञा अप्यानर्चुरित्यर्थः । यदि भगवान् न पूजयेत् तदा द्वैविध्यमापद्येतेति सहरामः अच्युतोऽप्यर्चयत् । आर्चयदिति सन्धिरार्षः । अडागमाभावो वा अर्चनाप्रकारमाह स्वागतासनेति ॥७॥

स्तोत्राभावे कायिकं सर्वं नटवद्भवतीति स्तुतिमाह उवाच सुस्वमासी-नानिति ।

શ્લોકાર્થ-૭ : સ્વાગત, આસન, ચરણ ધોવાનું જલ, પૂજાની સામગ્રી, પુષ્પ, ધૂપ, લેપથી બધાએ તેઓની યોગ્ય પ્રકારે પૂજા કરી. બલભદ્ર સહિત શ્રીકૃષ્ણે પૂજા કરી. (૭)

ભાવાર્થ, સુબોધિનીજી : પછી બધાએ યોગ્ય પ્રકારે તેઓની પૂજા કરી. અથવા જેમ લોકમાં રહેલા સર્વ ભગવન્માર્ગથી અજાણ્યાઓએ પૂજા કરી તેમ ભગવનમાર્ગ જાણનારાઓએ પણ પૂજા કરી એવો અર્થ છે. જો ભગવાન પૂજા ન કરે તો ભેદ

થાય તેથી બલભદ્ર સહિત શ્રીકૃષ્ણે પણ પૂજા કરી. સ્વાગત, આસનથી પૂજાનો પ્રકાર કહેલો છે. (૭)

સ્તુતિ વિના કાયાથી કરેલ સ્વાગત નટના જેવું થાય તેથી તેઓની સ્તુતિ કરી તે કહે છે.

**उवाच सुखमासीनान् भगवान् धर्मगुब् विभुः।**
**सदसस्तस्य महतो यतवाचोऽनुश्रृण्वतः ॥८॥**

यतो भगवान् कर्तव्यं जानाति। भगवतोऽपि तादृशकथने हेतुः धर्मगुबिति। तावतापि न काचित्क्षतिरिति विभुरिति। धर्मगुप्तनुरिति पाठे धर्मरक्षार्थमेव तनुर्यस्येति। मुनिस्तोत्रादिकमपि अवतारकार्यमेवेति सूचितम्। यस्मिन् स्थाने स्तोत्रे कृते लोकप्रसिद्धिर्भवति तादृशमिदं स्थानमिति ज्ञापयितुमाह सदसस्तस्य श्रृण्वत इति। महत इति माहात्म्यं प्रकृतोपयोगि। यतवाच इति सावधानता च तथा॥८॥

**पञ्चभिर्भगवानाह स्तोत्रं तेषां महात्मनाम्।**
**तन्मुखान्निर्णयं वक्तुं पूर्वपक्षोक्तिरूपतः ॥८॥**
**आदौ भगवान् तेषां दर्शनं स्तौति अहो वयमिति।**

<u>શ્લોકાર્થ - ૮ :</u> તે નિશાળ શાંત રહેલી સભાના સાંભળતાં ધર્મનું રક્ષણ કરનાર સમર્થ ભગવાને સુખેથી બેઠેલા તેઓને નીચે પ્રમાણે કહ્યું. (૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> કારણ કે ભગવાન કર્તવ્ય જાણે છે. ભગવાને પણ તે કહેવાનું પ્રયોજન 'ધર્મનું રક્ષણ કરનાર' વિશેષણથી કહેલું છે. તેવું કરવા છતાં પણ ભગવાનને કાંઈ પણ હાનિ થઈ નથી એમ જણાવવાં સમર્થ વિશેષણ યોજેલું છે.

'धर्मगुप्तनुरिति' એવો પાઠ હોય ત્યારે ધર્મનું રક્ષણ કરવા માટે જ દેહ છે

જેમનો એવા મુનિઓની સ્તુતિ પણ અવતારનું જ કાર્ય હોવાનું સૂચવેલ છે. જે સ્થાનમાં સ્તુતિ કરવાથી તે લોકમાં પ્રસિદ્ધ થાય તેવું તે સ્થાન છે. એમ જણાવવા તે 'સભાના સાંભળતાં' એમ કહેલું છે. 'મોટી' શબ્દથી ચાલુ પ્રસંગમાં ઉપયોગી સભાનું હોવાપણું કહ્યું તેવી જ રીતે 'શાંત રહેલી' વિશેષણથી સભાનું સાવધાનપણું કહ્યું. (૮)

કારિકા-૫ : તે મુનિઓના મુખથી નિર્ણય જણાવવા માટે પૂર્વપક્ષ કહેવાના પ્રકારથી પાંચ શ્લોકથી ભગવાન તે મહાત્માઓની સ્તુતિ કરે છે.(૫)

આરંભમાં નીચેના શ્લોકમાં ભગવાન તેઓનાં દર્શનની પ્રશંસા કરે છે.

**श्रीभगवानुवाच -**

**अहो वयं जन्मभृतो लब्धं कार्त्स्न्येन तत्फलम्।**
**देवानामपि दुःप्रापं यद्योगेश्वरदर्शनम् ।।९।।**



**अहो इत्याश्चर्ये । वयमिति श्लाघायाम् । जन्मभृतो वयमेव सफलजन्मान इत्यर्थः। कथमित्याकाङ्क्षायां जन्मफलं जातमिति निरूपयति लब्धं कार्त्स्न्येन तत्फलमिति। जन्मफलं ज्ञानादिकमपि भवति धर्मश्च परं कार्त्स्न्येन फलम्। तस्य दुर्लभत्वमाह देवानामपि दुःप्रापमिति। यस्माद् योगेश्वराणां दर्शनं देवानामपि दुर्लभम्। यत इन्द्रो महतापि कष्टेन बृहस्पतेर्दर्शनं न प्राप्तवान्। तदुक्तं षष्ठे ।।९।।**

**केवलं दर्शनस्य दुर्लभतां निरूप्य तत्संबन्धिनां सर्वेषामेव निरूपयन् अस्य फलत्वे तर्कमाह किं स्वल्पतपसामिति ।**

*<u>શ્લોકાર્થ -૯ :</u> અહો ! અમારો જન્મ સફલ થયો.તેનું ફલ યોગેશ્વરોનું દર્શન જે દેવોને પણ દુર્લભ છે તે અમને પ્રાપ્ત થયું.(૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અહો ! શબ્દ આશ્ચર્ય દર્શાવે છે.'વયમ્' અમારો શબ્દ પ્રશંસા બતાવે છે. 'જન્મ ધારણ કરનારા' એટલે જેઓનો જન્મ સફલ થયેલો છે તેવા અમે છીએ એવો અર્થ છે. કેવી રીતે તમારો જન્મ સફલ થયો? એ જાણવાની ઈચ્છા થાય તેથી 'તેનું ફલ સંપૂર્ણતાથી પ્રાપ્ત થયું'' એમ કહે છે. જન્મનું ફલ જ્ઞાન પણ છે. ધર્મ પણ છે. 'દેવોને પણ દુલર્ભ' વિશેષણ આપેલું છે. યોગેશ્વરોનું દર્શન દેવોને પણ દુર્લભ છે.કારણ કે ઘણા કષ્ટે પણ ઈંદ્રને

બૃહસ્પતિનાં દર્શન થયાં ન હતાં. તે છઠ્ઠા સ્કન્ધમાં કહેલું છે.(૯)

માત્ર દર્શન દુર્લભ હોવાનું કહી તેના સંબંધવાળા બધાએ દુર્લભ હોવાનું કહેતાં આ દર્શન ફલરૂપ છે. તે નીચેના શ્લોકથી કહે છે.

**किं स्वल्पतपसां नृणामर्चायां देवचक्षुषाम्।**
**दर्शनस्पर्शनप्रश्नप्रह्वपादार्चनादिकम् ॥१०॥**

देवादीनां महत्तपो भवत्येव। मनुष्याणामेव न भवतीति ज्ञापयितुं नृणामित्युक्तम्। अल्पतपस्त्वे हेतुः अर्चायां देवचक्षुषामिति। अर्चा प्रतिमा आदौ जडाजडप्रकृतिः तत्रापि पामरैः कृता तादृशी स्वस्य चेतनस्य कथं देवता भवेत्। आकृतिरस्तीति चेत् तर्हि नटेन किमपराद्धं, स्थैर्यं नास्तीति चेत् तर्हि जडा आकृतिः, चैतन्यं गुणाश्च राशिद्वयं कृत्वा विचार्यताम्। किं चैतन्यं गुणाः देवताआहोस्विदाकृतिमात्रमिति विशिष्टेन सन्देहः, आकृतिरप्रयोजिका अभगवत्त्वाद् अन्यथा तद्गृहाकृतिः तद्देहाकृतिश्च सर्वेष्वेव वर्तत इति तत्परित्यज्य कुशकाशावलम्बनेन बुद्धिस्थैर्यं कुर्वाणा अल्पतपसो भवन्ति। मुनिषु तु दर्शनं, स्पर्शनं पादयोस्ततः प्रश्नः, ततो विनयः, ततः पादार्चनम्। एतदादि सर्वं किं भवति चेतनधर्माश्चैते ॥१०॥

नन्वेवं सति कथं सर्वोपि लोकः प्रवर्तत इति चेत्तत्राह न ह्यम्मयानि तीर्थानीति।

<u>શ્લોકાર્થ -૧૦</u> : ઘણાં થોડાં તપવાળાં, પ્રતિમામાં દેવ હોવાનું દૃષ્ટિ રાખનારા મનુષ્યોને શું દર્શન, સ્પર્શ, પ્રશ્ન, વિનય અને ચરણપૂજા વિગેરે થાય છે? (૧૦)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : દેવ વિગેરેનું તપ ઘણું હોય છે. મનુષ્યોનું હોતું નથી.

એમ જણાવવા 'મનુષ્યો' એમ કહેલું છે. તપ થોડું હોવાનું કારણ પ્રતિમામાં દેવ હોવાની દષ્ટિ રાખનાર' વિશેષણથી કહેલ છે.

આરંભમાં સર્વ પ્રતિમા જડ જ હોય છે. જડ સ્વભાવવાળી હોય છે. તે અધમ લોકોએ જ કરેલી હોય છે. તેવી પ્રતિમા પોતે ચેતન મનુષ્યની દેવતા કેવી રીતે હોઈ શકે? પ્રતિમામાં તો દેવતાનો આકાર જ હોય છે. તેથી તે દેવતા હોઈ શકે એમ કહેવામાં આવે તો નટનો શું અપરાધ છે? દેવનો વેશ ધરનાર નટમાં પણ દેવનો આકાર હોવાથી, એવો તેનો કયો અપરાધ છે કે તેને દેવ ન માનવો?

નટમાં આકારનું સ્થિરપણું નથી એમ કહેવામાં આવે તો જડ આકાર, અને ચૈતન્ય આકાર અને ગુણો બે ઢગલા પાડી વિચાર કરો. નટમાં હોય છે તે ચૈતન્ય અને ગુણો દેવતા છે કે માત્ર પ્રતિમામાં સ્થિર હોય છે તે આકાર? બે ઢગલામાં શું ઉત્તમ છે? તેમાં સંદેહ નથી. આકાર ભગવાન ન હોવાથી પ્રયોજન વિનાનો છે. તેમ ન હોય તો પ્રતિમા જેમાં હોય છે તે ઘરનો અને પ્રતિમાને હોય છે તે દેહનો આકાર બધાને હોવાથી તે પોતાના ગૃહ અને દેહને તજીને કુશ અને કાશના આધારથી બુદ્ધિને સ્થિર કરવા પ્રયાસ કરનારા થોડા તપવાળા જ છે. મુનિઓનાં તો દર્શન, ચરણનો સ્પર્શ પછી પ્રશ્ન પછી વિનય અને પછી ચરણપૂજા થાય છે. આ બધું પ્રતિમામાં શું થાય છે? વળી આ ચેતનના ગુણો છે. (૧૦)

એમ છે ત્યારે બધાએ લોક પ્રતિમાને દેવ તરીકે પૂજવાની પ્રવૃત્તિ કેમ કહે છે? તે હવે કરે છે.




**न ह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः।**
**ते पुनन्त्युरुकालेन दर्शनादेव साधवः ॥११॥**

तीर्थशब्देन यच्छोधकं स्वच्छं तदुच्यते, तज्जलमपि भवति, महान्तोपि भवन्ति। अतो जलमयानि किं तीर्थानि न भवन्ति भवन्त्येव अपां शोधकत्वस्य दृष्टत्वात्। परं या शुद्धिः ज्ञानरूपा महद्भिर्भवति सा न भवत्येव । तथैव देवा अपि मृण्मयाः शिलामयाश्च। केषांचिन्मते स्थानमेव देवः, प्रतिमा त्व-प्रयोजका।

तस्मिन् स्थाने या काचित् प्रतिमा स्थापिता सैव देवो भवति न त्वन्यत्र।अतो मृण्मया एव देवाः शिलामया वा यत्र स्थानं न प्रसिद्धं शिलारूपलक्षणम्। अष्टविधानां स्थिराः शिलामया एव भवन्तीति वा। तर्हि लोकप्रसिद्धं किं निन्द्यते नेत्याह ते पुनन्त्युरुकालेनेति । साधवस्तु दर्शनमात्रेणैव। नहि निन्दा निन्दितुं प्रवर्तते अपि तु विधेयं स्तोतुमिति पूजायां प्राप्तायां मृण्मयाद्यपेक्षया साधवः पूज्याः। तीर्थगमनापेक्षया साधव एवाभिगन्तव्या इति न तु लोकसिद्धं निन्द्यत इत्यर्थः ॥११॥

नन्वेतदपेक्षया सूर्यादयः प्रत्यक्षदेवाः सन्ति त एव कथं न पूज्यन्त इति चेत् तत्राह नाग्निर्न सूर्य इति।

<u>શ્લોકાર્થ -૧૧ :</u> *જલમય તીર્થો નથી. માટીમય અને શિલામય દેવો નથી. તેઓ લાંબા સમયે પવિત્ર કરે છે. (૧૧)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> 'તીર્થ શબ્દથી પવિત્ર કરનાર અને સ્વચ્છ હોય તે જણાવાય છે. તે તેવું જલપણ છે. સાધુઓ પણ છે. તેથી શું જલમય હોય તે તીર્થો નથી હોતાં? હોય છે જ. કારણ કે જલ શુદ્ધ કરનારાં હોય છે. પરંતુ જે જ્ઞાનરૂપ ઉત્તમ પુરૂષથી શુદ્ધિ થાય છે તે જલથી થતી નથી જ. તેવી જ રીતે માટીમય અને શીલામય હોય તે દેવો પણ છે કેટલાંકના મત મુજબ સ્થાનજ દેવ છે. પ્રતિમાનો મહિમા નથી. તે સ્થાનમાં જે કોઈ પ્રતિમાનું સ્થાપન કરવામાં આવે છે. તે જ દેવ થાય છે. પરંતુ બીજા સ્થાને સ્થાપેલી પ્રતિમા દેવ નથી. તેથી માટીમય હોય તે જ દેવો છે. અથવા જ્યાં સ્થાન પ્રસિદ્ધ નથી ત્યાં શિલામય જ દેવો છે. અથવા આઠ પ્રકારની પ્રતિમામાં શિલાની બનાવેલી જ સ્થિર હોવાથી શિલારૂપ કહેલું છે. ત્યારે લોકમાં પ્રસિદ્ધ પ્રતિમાઓ તથા તીર્થોની શું નિંદા કરો છો? એવી શંકા થાય 'તેથી તેઓ તીર્થો-દેવો લાંબા સમયે પવિત્ર કરે છે' એમ કહે છે.સાધુઓ તો માત્ર દર્શનથી જ પવિત્ર કરે છે. નિંદા કરવા માટે નિંદાના વચંનો હોતા નથી. પરંતુ વિધેયની પ્રશંસા કરવા માટે તે પ્રવૃત્ત થાય છે. તેથી પૂજા કરવાનું પ્રાપ્ત થતાં

માટીની બનાવેલી પ્રતિમાઓ કરતાં સાધુઓ પૂજવા યોગ્ય છે. તીર્થોમાં જવા કરતાં સાધુઓ પાસે જવું જ યોગ્ય છે. પરંતુ લોકમાં પ્રસિદ્ધ પતિમા અથવા તીર્થોની આ નિંદા કરતા નથી એવો અર્થ છે. (૧૧)

આ સાધુઓ કરતાં સૂર્ય વિગેરે પ્રત્યક્ષ દેવો છે. તેઓની પૂજા કેમ ન કરવી? તે હવે પછીના શ્લોકથી કહે છે.

**नाग्निर्न सूर्यो न च चन्द्रातारका:**
**न भूर्जलं खं श्वसनोऽथ वाङ्‌मन:।**
**उपासिता भेदकृतो हरन्त्यघं**
**विपश्चितो घ्नन्ति मुहूर्तसेवया ॥१२॥**

**अग्निरग्निहोत्रादिषु प्रसिद्ध:। सूर्योऽप्युपासनायाम्, चन्द्रोपि व्रतादौ, तारका अपि ग्रहादिपूजायां बुधादिरूपा: अश्विन्यादिरूपा वा, भूमिश्च विश्वंभरा उपासनादौ, तथा जलम्, तथैव हृदयाकाश:। तथैव प्राणायामरूपो वायु: श्वसन:। अथ भिन्नप्रक्रमेण वाक् सरस्वती। तथा मनश्च योगादौ 'मनोदशोऽन्ये ह्यभवंश्च देवा:' इति। एते सर्वे भगवद्बुद्ध्या पूजिता: अघं हरन्ति पापक्षयमेव कुर्वन्ति न त्वधिकम्। तत्र हेतु: भेदकृदिति। भेदमङ्गीकृत्य हि स: प्रवर्तते। यो ह्यखण्डं मिनित्ति स कथं कृतार्थो भवेत्। विपश्चितस्तु भेदं दूरीकुर्वन्ति तदाह विपश्चितो घ्नन्ति मुहूर्तसेवयेति। तावतेव ज्ञानोदय: सर्वपापक्षय: अनायासेन भवति 'नालं कुर्वन्ति तां शुद्धिं या ज्ञानकलया कृता' इति वाक्यात् ॥१२॥**

**एवं परमार्थमुक्त्वा एतव्द्यतिरिक्तान् सर्वान् एकीकृत्य निन्दति यस्यात्मबुद्धिरिति।**

<u>શ્લોકાર્થ -૧૨ :</u> પૂજેલા અગ્નિ,સૂર્ય,ચંદ્ર,તારકા, ભૂમિ, જલ, આકાશ, વાયુ,વાણી તથા મન,ભેદ કરનારના પાપનો નાશ કરે છે. પરંતુ તેથી અધિક કંઇ જ કરતા નથી. જ્ઞાનીજનો મુર્હુતની સેવાથી ભેદ બુદ્ધિનો નાશ કરે છે. (૧૨)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> અગ્નિહોત્રમાં પ્રસિદ્ધ અગ્નિ,ઉપાસનામાં સૂર્ય અને વ્રતમાં પ્રસિદ્ધ ચંદ્ર, ગ્રહો વિગેરે, પૂજામાં પ્રસિદ્ધ બુધ અથવા અશ્વિની વિગેરે તારાઓ અને ઉપાસના વિગેરેમાં પ્રસિદ્ધ ભૂમિ, તેજ પ્રમાણે જલ, તેવી રીતે હૃદયરૂપી આકાશ અને પ્રાણયામરૂપ વાયુ જુદા આરંભથી વાણી એટલે સરસ્વતિ અને તેવી રીતે 'બીજા દેવો મનને વશ થાય. ૧૧-૨૩-૪૮માં કહ્યા પ્રમાણે યોગમાં પ્રસિદ્ધ મન. આ બધાની 'આ ભગવાન છે' એવી બુદ્ધિથી પૂજા કરવામાં આવે છે તો તેઓ માત્ર પાપનો નાશ કરે છે. પરંતુ તેથી અધિક કંઇ જ કરતા નથી. તેનું કારણ 'ભેદ કરનારના' શબ્દથી કહેલું છે. કારણ કે આમની પૂજા કરનાર ભેદ સ્વીકારીને પોતાની પ્રવૃત્તિ કરે છે. જે અખંડ બ્રહ્મમાં ભેદ જુએ છે. તે કૃતાર્થ કેવી રીતે થાય? વિદ્વાનો તો ભેદનો નાશ કરે છે. તેવો અર્થ 'વિદ્વાનો મુર્હૂતની સેવાથી ભેદબુદ્ધિનો નાશ કરે છે' શબ્દોથી કહેલ છે.

જે શુદ્ધિ જ્ઞાનની કલાથી થાય છે તેટલી તપ કરવાથી થતી નથી. ૧૧-૧૯-૪ એ વાક્ય પ્રમાણે તેટલા મુર્હુતની સેવાથી જ જ્ઞાનનો ઉદય અને સર્વ પાપનો નાશ પ્રયાસ વગર થાય છે.(૧૨)

એવી રીતે પરમ તત્વ કહીને આગળના શ્લોકથી બધાને ભેગા કરી તેમની નિંદા કરે છે.

**यस्यात्मबुद्धिः कुणपे त्रिधातुके**
**स्वधीः कलत्रादिषु भौम इज्यधीः ।**
**यत्तीर्थबुद्धिः सलिले न कर्हिचि-**
**ज्जनेष्वभिज्ञेषु स एव गोखरः ॥१३॥**

कुणपे देहे। चैतन्यरहितो देहः कुणपमित्युच्यते। न हि चेतनस्य जडः आत्मा भवति। तत्र मूलविचारेणापि दोषमाह त्रिधातुक इति।

साधनस्य चोत्कर्षो निरूपितः। किंच। अयं सुगमो योगः। शरीरक्लेशापेक्षया बहिरङ्गत्वात्। किंच। अयमस्माभिधर्मो निरूपितः। न तु भक्तिः। 'तानि धर्माणि प्रथमान्यासन्' इति श्रुतेः। एतस्य कर्मनाशकत्वमग्रे वक्तव्यम्। धर्मत्वे किं स्यादित्याशङ्क्यामाह आत्मसुखावह इति। आत्मसुखमावहतीति, एतस्य कर्मनिर्हारकत्वं प्रतिज्ञातमिति। आत्मसुखजनकत्वमधिकमित्यधिकं ज्ञातव्यम् ॥३६॥

नन्वुवन्येष्वपि मार्गेषु विद्यमानेषु कथमयं निरुक्त इति चेत् तत्राह अयं स्वस्त्ययनः पन्था इति।

<u>શ્લોકાર્થ -૩૬</u> : કવિઓએ શાસ્ત્રદષ્ટિથી આજ ધનની શાંતિ કરનારો સહેલાઈથી થઈ શકે તેવો ઉપાય અને પોતાને સુખ કરનાર ધર્મ દર્શાવેલો છે.(૩૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : ધન હોય ત્યારે આ પ્રકાર કરવાનો કવિઓએ કહેલો છે. વૈષ્ણમાર્ગ તો મોટા ભાગે ગરિબો માટે છે. અમે જે યજ્ઞમાર્ગ કહશો તે તો ધનથી જ શાંતિ કરનારો છે. શરીરનો તો તે ધનથી જ તેની દ્વારા ઉપયોગ થશે.

આ ઉપાય પ્રમાણરહિત છે એવી શંકા થાય તેથી 'કવિઓએ શાસ્ત્રદષ્ટિથી દર્શાવેલો છે' આમ સાધનનું ઉત્તમપણું કહ્યું.

વળી સહેલાઈથી થઈ શકે તેવો ઉપાય છે. કારણ કે શરીરના દુઃખ કરતાં બહારના અંગરૂપ મિલકત સંબંધિ છે. વળી અમે આને ધર્મ જણાવેલો છે. પરંતુ ભક્તિ કહેલ નથી. આ કર્મનો નાશ કરનારો છે એ આગળ કહેશે.

ધર્મ હોય તેથી શું ફલ મળે?એવી શંકા થાય તેથી પોતાને સુખ કરનાર' વિશેષણ યોજેલું છે. 'પોતાને સુખ કરનાર' વિશેષણ યોજેલું છે. પોતાને સુખ કરનારો અને કર્મનો નાશ કરનારો છે. એવી પ્રતિજ્ઞા કહેલી છે.તેથી અધિક જાણવો.(૩૬)

બીજા માર્ગો પણ છે ત્યારે આ કેમ કહ્યો? એ પ્રશ્નના ઉત્તરમાં નીચેનો શ્લોક કહે છે.




**अयं स्वस्त्ययनः पन्था द्विजातेर्गृहमेधिनः ।**
**यच्छ्रद्धयाप्तवित्तेन शुक्लेनेज्येत पूरुषम् ॥३७॥**

गृहस्थस्यायमेव मार्गः स्वस्त्ययनः अन्ये तु सर्व एव मार्गा गार्हस्थ्यभञ्जकाः । 'यदनुचरितलीला' इत्यादिषु निरूपिताः । अतोयमेव मार्गो गृहस्थं गृहे स्थापयति । किंच । द्विजातिमात्रस्यात्राधिकारः अन्यत्र त्वन्यदपि बीजसंस्कारादिकमधिकारिविशेषणं मृग्यते । एवं साधयित्वा निश्चितं विशिष्टमनुवदति यच्छ्रद्धयेति । आप्तेन स्वयं प्राप्तेन, वित्तेन अनाशकेन हितकर्त्रा, शुक्लेन सन्मार्गप्राप्तेन, पूरुषं यज्ञपूरुषं श्रद्धया यजेत इति यत् अतमेव पन्था इति संबन्धः॥३७॥

नन्वतस्य कर्मनिर्हारकत्वं कथं तत्राह वित्तैषणामिति ।

<u>શ્લોકાર્થ -૩૭ :</u> *દ્વિજાતિ ગૃહસ્થ માટે કલ્યાણ પ્રાપ્ત કરાવનારો આ માર્ગ છે. સન્માર્ગે પ્રાપ્ત કરેલા ધનથી શ્રધ્ધાપૂર્વક પુરૂષનું પૂજન કરવું. (૩૭)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ગૃહસ્થ માટે આજ માર્ગ કલ્યાણ પ્રાપ્ત કરાવનારો છે. જેમનાં ચરિત્રની લીલારૂપ ૧૦-૪-૪૭-૧૮ વાક્યો જણાવેલી છે. આજ માર્ગ ગૃહસ્થને ઘરમાં રાખે છે. વળી અહીં દ્વિજાતિઓનો અધિકાર છે. બીજા માર્ગમાં તો બીજા પણ બીજ સંસ્કારની જરૂર પડે છે. તેથી આ માર્ગ કર્મથી કર્મનો નાશ કરનાર હોવાનું સિદ્ધ કરી ઉત્તમ નિર્ણય ફરીથી કહે છે.

પોતાની મેળે પ્રાપ્ત કરેલા દ્રવ્યથી અને સન્માર્ગે પ્રાપ્ત કરેલા ધનથી યજ્ઞપુરૂષનું શ્રધ્ધાથી પૂજન કરવું. પૂજન કરવું એ જ આ માર્ગ છે એવો વાક્યનો સંબંધ છે. (૩૭)

આ વિષ્ણુનું પૂજન કર્મનો નાશ કરનારૂં શી રીતે થાય? તેથી નીચેનો શ્લોક કહે છે.

**वित्तेषणां यज्ञदानैःगृहैर्दारसुतेषणाम् ।**
**आत्मलोकेषणां देव कालेन विसृजेद्बुधः ॥**
**ग्रामे त्यक्तेषणाः सर्वे ययुर्धीरास्तपोवनम् ॥३८॥**

ईषणात्रयपरित्यागः कर्मबन्धाभावज्ञापकः। कर्माणि हि ईषणाद्वारैव बध्नन्ति। ईषणाभावे तु कर्माभावः सिद्ध एव। लोके ईषणात्रयं वित्तेषणा दारेषणा लोकेषणेति त्रयाणां परित्यागप्रकार उच्यते वित्तेषणां यज्ञदानैरिति। यस्य वित्ते महतीच्छा भवति तेन वित्तोपार्जनं कृत्वा यज्ञदानानि कर्तव्यानि ततो वित्तस्य बहुधा व्यवहृतत्वात् तदिच्छा निवर्तते। अदृष्टद्वारापि तद्यज्ञदानादिकमन्तःकरणशुद्धिमुत्पाद्य निवर्तयतीत्यवगन्तव्यम्। ततो दारसुतेषणा गृहस्थाश्रमैर्दूरीकर्तव्या। गार्हस्थ्ये तासां संव्यवहारो बहुधा भवतीति दारसुतेषणा गृहस्थाश्रमैर्दूरीकर्तव्या। गार्हस्थ्ये तासां संव्यवहारो बहुधा भवतीति दाससुतानां व्यवहृतत्वात् तदिच्छापि निवर्तते। आत्मनां लोकानां स्वर्गादिलोकानामीषणा देव कालेन देवैः सह क्रीडया बुधः पण्डित एव विसृजेत्। तत्र वैराग्यस्य ज्ञानैकसाध्यत्वात्, अत एव वेदे स्वर्गार्थमेव यज्ञा निरुक्ताः। अन्यतु द्वयं प्रसङ्गादेव सेत्स्यति। स्त्रीवित्तव्यतिरेकेण यज्ञाभावात्, अत एव स्त्रीणशमधिकारशरीरे प्रवेश उक्तः। धनस्य च क्रियायाम्। अन्यथा मानसा एव यज्ञा वेदे उक्ताः स्युः। अन्यथा 'श्रेयान् द्रव्यमयाद्यज्ञाद' इति वाक्याद् द्रव्ययज्ञानामधमत्वे तत्प्रतिपाद्यो वेदो विरुद्धयेत।

इदमेव वेदस्य तात्पर्यं मन्यन्ते मुनयः अत एवात्मसुखावहो धर्म इति स्वर्गात्मकयज्ञार्थमेव यागाः कर्तव्या इति यथाश्रुतैव श्रुतिः समर्थिता। अत एवाश्रमधर्माणामपि विधिरिति वक्तुं गार्हस्थ्यविधेरेतदेव प्रयोजनमित्याह ग्रामे त्यक्तेषणाः सर्व इति। ग्राम एव स्थित्वा ईषणाविनिर्मोकः कर्तव्यः। अनेनैतज्ज्ञापितं पूर्वं यागे कृते स्वर्गे च जाते ततो लोकविरागं प्राप्य पुनरागत्य गार्हस्थ्य एवाङ्गत्वेन पूर्वं व्यवहृतसुवर्णस्त्रीणां लोकाकाङ्क्षाभावात् प्राधान्येन व्यवहारं कृत्वा तत् ईषणात्रयं परित्यज्य तथा चित्तशुद्ध्यभावे विक्षिप्तमपि मनः धैर्यं प्रापयित्वा सम्यक् चित्तशुद्ध्यर्थं पुनर्गमनक्लेशं परित्यज्य तपोवनमेव विविशुः। तपसा सम्यक् चित्तशुद्धिर्भविष्यतीति ये त्वेकजन्मपरतयैव सर्वं व्याचक्षते ते चिन्त्याः। देवेति वसुदेवसंबोधनम्। कालेनेत्यनुपायं चाहुः तेषां लोकेषणाया अनिवृत्तत्वात्कथं सर्वेषांपरित्याग इति। बुध इत्येन ज्ञानेनैव तन्निवृत्तिः अन्यत्रापि तुल्या। किंच पूर्वं यागानां कर्तव्यत्ता ईषणापरित्यागार्थमुक्ता तद्वारा कर्मनिर्हरणार्था भवति ॥३८॥

इदानीं तु ऋणापाकरणार्थमेव यज्ञाः कर्तव्या इत्याह **ऋणैस्त्रिभिर्द्विजो जात इति** ।

<u>શ્લોકાર્થ -૩૮ :</u> પંડિતે યજ્ઞ અને દાનથી, ધનની ઈચ્છાનો, ગૃહસ્થાશ્રમમાં રહીને પત્ની અને પુત્રની ઈચ્છાનો અને દેવો સાથે ક્રિડા કરીને સ્વર્ગ વિગેરે લોકોની ઈચ્છાનો ત્યાગ કરવો. ગામમાં રહીને જેમને ઈચ્છાઓનો ત્યાગ કરેલો છે તે સર્વ ધૈર્યવાળાઓ તપોવનમાં ગયેલા છે.(૩૮)

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> ત્રણ ઈચ્છાઓના ત્યાગથી કર્મબંધન રહેતું નથી. કારણ કે કર્મો ઈચ્છા દ્વારા જ થાય છે અને બંધન કરે છે. ઈચ્છા ન રહેતાં કર્મ રહેતું

નથી તે પ્રસિદ્ધ છે. (૧) ધનની ઈચ્છા (૨) પત્નીની ઈચ્છા (૩)લોકની ઈચ્છા એવી ત્રણ ઈચ્છાઓ લોકમાં હોવાથી તેનો ત્યાગનો પ્રકાર કહેવામાં આવે છે. જેને ધનની ઘણી ઈચ્છા હોય તેને ધન કમાઈને યજ્ઞ અને દાન કરવાં જોઈએ. તેથી તેની ઈચ્છા જતી રહે છે. યજ્ઞ અને દાન વિગેરે અદષ્ટ દ્વારા પણ અન્તઃકરણની શુધ્ધિ કરીને ધનની ઈચ્છા મટાડે છે.(૨) પત્નિ અને પુત્રની ઈચ્છા ગૃહસ્થાશ્રમમાં રહીને દૂર કરવી. ગૃહસ્થાશ્રમમાં તેઓનું ઘણા પ્રકારે કામ પડતું હોવાથી તેઓની ઈચ્છા પણ જતી રહે છે. (૩) લોકની ઈચ્છા એટલે સ્વર્ગ વિગેરે ઈચ્છાને દેવો સાથે ક્રીડા કરીને પંડિતે જ તજવી કારણ વૈરાગ્ય માત્ર જ્ઞાનથી પ્રાપ્ત થાય એમ છે. તેથી વેદમાં સ્વર્ગ પ્રાપ્તિ માટે જ યજ્ઞો કહેલા છે. બીજા બે ધનની ઈચ્છા અને પત્નીની ઈચ્છાનો ત્યાગ પ્રસંગથી પ્રાપ્ત થવાના કારણ કે ધન અને પત્ની વિના યજ્ઞ થતા નથી. વળી સ્ત્રીઓનો અધિકારના અંગમાં પ્રવેશ કહેલો છે. ધનનો ક્રિયામાં પ્રવેશ કહેલો છે. તેમ ન હોય તો વેદમાં મનથી કરવાના યજ્ઞો જ કહ્યા હોત. તેમ ઈચ્છાના ત્યાગ માટે યજ્ઞો જ કહ્યા હોત. તેમ દ્રવ્યના યજ્ઞો કરતા જ્ઞાનયજ્ઞ વધારે સારો છે. ભગવદગીતા ૪-૩૩ એ વાક્ય પ્રમાણે દ્રવ્યયજ્ઞો બધાથી હલકા હોવાથી તે કરવાનું કહેનાર વેદ નિષ્ફલ થાય.

મુનિઓ વેદનું આજ તાત્પર્ય માનતા હતા. તેથી પોતાના સુખ કરનાર ધર્મ શ્લોક-૩૬ વચનથી સ્વર્ગરૂપ યજ્ઞફલ પ્રાપ્ત કરવા માટે યજ્ઞો કરવા જોઈએ.તેનું જ અહીં સમર્થન કરેલું છે.

તેથી જ આશ્રમોના ધર્મો માટે પણ વિધિની આજ્ઞા છે. 'ગામમાં રહીને જેમણે ઈચ્છાઓનો ત્યાગ કહેલો છે' તે સર્વે શબ્દોથી ગૃહાસ્થાશ્રમની વિધિનું આજ પ્રયોજન છે. ગામમાં રહીને ઈચ્છાઓનો ત્યાગ કરવો જોઈએ. આથી કહેવામાં આવ્યું છે કે પહેલાં યજ્ઞ કરવામાં આવે અને સ્વર્ગ પ્રાપ્ત થાય પછી લોકમાં વૈરાગ્ય પ્રાપ્ત કરીને ફરીથી ભૂતલ પર આવીને લોકની ઈચ્છા નહિ હોવાથી ગૃહસ્થાશ્રમમાં જ અંગ તરીકે ધન અને સ્ત્રીને મુખ્યતાથી કામમાં લઈને પછી ઈચ્છાઓનો ત્યાગ કરીને, પણ ચિત્તની શુધ્ધિ ન થઈ હોય તો વિધીવત રહેલા મનને પણ ધૈર્ય પ્રાપ્ત કરાવી, સારી રીતે ચિત્તની શુધ્ધિ થાય તે માટે સ્વર્ગમાં જવાનો વિચાર ત્યજીને વનમાં પ્રવેશી તપથી સારી રીતે શુધ્ધિ થશે એવા વિચારથી

તપોવનમાં ગયેલા છે.

જેઓ એક જન્મના સંબંધમાં જ સર્વનો અર્થ કહે છે. તેઓનો અર્થનો વિચાર કરવા જેવો છે. 'દેવ' શબ્દથી સંબોધન કરી 'काल' શબ્દથી લોકની ઇચ્છા ત્યાગ કરવાનો ઉપાય ન હોવાથી તે કહે છે. તેઓના મત પ્રમાણે લોકની ઇચ્છા દૂર થયેલી નહી હોવાથી સર્વ ઇચ્છાઓનો ત્યાગ કેવી રીતે થાય? એ વિચારના જેવું છે 'પંડિતે' શબ્દથી જ્ઞાનથી જ તે ઇચ્છાનું દૂર થવું બીજામાં પણ સમાન છે.

વળી પહેલાં યજ્ઞો કરવાની ઇચ્છાઓનો ત્યાગ થાય તે માટે જ કહેલું છે. ઇચ્છાઓના ત્યાગ દ્વારા જ કર્મનો નાશ થાય છે.(૩૮)

હમણાં તો તમારે દેવું મટાડવા માટે જ યજ્ઞો કરવા જોઈએ એમ નીચેના શ્લોક કહે છે.




**ऋणैस्त्रिभिर्द्विजो जातो देवर्षिपितॄणां प्रभो।**
**यज्ञाध्ययनदानैस्तान्यनिस्तीर्य त्यजन्पतेत् ॥३९॥**

'जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणवान् जायते' इति श्रुतेः। ब्राह्मणो जायमानः उपनीयमानः। तानि ऋणानि गणयति **देवर्षिपितॄणामिति** 'ब्रह्मचर्येण ऋषिभ्यो यज्ञेन देवेभ्यः प्रजया पितृभ्य' इति श्रुतेः अत्र तु पित्रर्णपरित्यागं दानेनाह **यज्ञाध्ययनदानैरिति**। दानमत्र संतति-दानमेव, पिण्डदानमित्येके। तत्पुत्राणां कर्तव्यमिति फलतो निरूपितम्। येषां पुनः ईषणाविविमोको जात एव तेषामपि ऋणविमोको न जात इति मुख्यपक्षे गार्हस्थ्यानन्तरमेव संन्यास इति मतमाश्रित्याह **अनिस्तीर्य त्यजन् पतेदिति** 'ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत्। अनपाकृत्य तांस्त्रीस्तु मोक्षमिच्छन् व्रजत्यधः' इति मनुवाक्यात्। ननु 'ब्रह्मचर्यादेव प्रव्रजेत्' इत्यादिश्रुतेः का गतिः। उच्यते।

ईषणाभाव ऋणाभावश्च मोक्षात्पूर्वभावी। एकमधिकारिविशेषणं, द्वितीयः प्रतिबन्धकाभावः। अधिकारिविशेषणं तु मृग्यमेव। प्रतिबन्धकाभावे तु भगवद्भजनोत्तमभक्तसद्भावेपि कार्यं भवति। यथा तदवदानैरेवावदयत इति अङ्गावदानेनापि ऋणत्रयमपागच्छति। एवं स्वाध्यायेनापि केवलेन पूर्वं बहुधा ऋणापाकरणं कृतम्। 'यं यं क्रतुमधीते तेन तेनास्येष्टं भवति' इति। 'भ्रातृणामेकजातानाम्' इति वाक्यन्यायेन भ्रातृपुत्रेण पितृऋणनिवृत्तिसंभवे अन्यैर्वा दत्तादिभिः 'ब्रह्मचर्यादेव प्रव्रजेत्' इति वाक्यं सिद्धं भवति। तस्माद्यो मुख्यः प्रथमाधिकारी तेन ऋणापाकरण-मीषणानिवृत्तिश्च कर्तव्येति ऋषिभिः साधूक्तम्॥३९॥

एवं ऋणापाकरणकर्तव्यतामुक्त्वा ऋणत्रयमध्ये ऋणद्वयमतीतं ऋणमात्रमवशिष्यत इत्याहुः त्वं त्वद्य मुक्तो द्वाभ्यामिति।

*શ્લોકાર્થ - ૩૯ : હે શક્તિમાન્ ! દેવોનાં, ઋષિઓનાં અને પિતૃઓના ત્રણ દેવા સાથે જન્મેલો દ્વિજ, યજ્ઞ, અધ્યયન અને દાનથી તેને મટાડયા વિના સંસારનો ત્યાગ કરતાં વિનાશ પામે છે.(૩૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : બ્રાહ્મણ જન્મે છે ત્યારે ત્રણ દેવાવાળો હોય છે. એ શ્રુતિ પ્રમાણે જન્મતાં એટલે જનોઇ ધારણ કરતાં બ્રાહ્મણને ત્રણ દેવાં હોય છે. 'દેવોનાં, ઋષિઓનાં અને પિતૃઓનાં' શબ્દોથી તે દેવાં જણાવે છે.

બ્રહ્મચર્યથી ઋષિઓનાં, યજ્ઞથી દેવાંના અને પ્રજા વડે પિતૃઓનાં દેવાં છુટે છે. એ શ્રુતિ પ્રમાણે દેવાં મીટાડવાનાં હોય છે.

'યજ્ઞ, અધ્યયન અને દાનથી' શબ્દથી અહીં તો પિતૃઓનું દેવું દાનથી મીટાડવાનું કહેલ છે. પ્રજાનાં દાનને અહીં દાન કહેલું છે. કેટલાક પિંડદાન એમ કહે છે. તે પિંડદાન કરવાનું હોવાથી ફલથી કહેલું છે.

વળી જેઓનો છુટકારો ઈચ્છાઓથી જ થઈ જ ગયેલો છે. તેઓ પણ દેવાંમાંથી છુટેલા નથી એવા મત પ્રમાણે ત્રણ દેવાં મટાડીને મન મોક્ષમાં લગાડવું. એવા મત પ્રમાણે ત્રણ દેવાં મટાડીને મન મોક્ષમાં લગાડવું. એ ત્રણને મટાડ્યા સિવાય મોક્ષની ઈચ્છા કરનાર તો નીચે જ પછડાય છે. એ મનુના વાક્ય મુજબ ગૃહસ્થાશ્રમ પછીથી તરત જ સન્યાસ લેવાય એ મતનો આધાર લઈ તે દેવા મટાડ્યા સિવાય સંસારનો ત્યાગ કરનાર વિનાશ પામે છે.બ્રહ્મચર્યમાંથી જ સન્યાસ લેવો વિગેરે શ્રુતિઓ કહે છે તો તે વિષય શું છે? તેવી કહે છે કે :-

ઈચ્છા ન હોવી અને દેવું ન હોવું એ મોક્ષની પહેલાં થવું જોઈએ. એક ઈચ્છા ન હોવી તે મોક્ષના અધિકારીનું વિશેષણ છે. અને મોક્ષ પ્રાપ્તિમાં વિઘ્ન ન હોવારૂપ છે. આને માટે પ્રયાસ કરવો જ પડે. વિઘ્ન ન રહેવાના સંબંધમાં તો ભગવાનના ભજનના આધારરૂપ ભલમનસાઈથી જેમ તેનાં કીર્તિનાં કૃત્યોથી પણ ત્રણ દેવાં મટે છે. એવી રીતે જે જે યજ્ઞનો અભ્યાસ કરે છે તેથી આનું ઈચ્છેલું થાય છે. એ શ્રુતિ પ્રમાણે એકલા વેદના અધ્યયનથી પણ દેવાં મટેલાં છે. એક માબાપમાંથી ઉત્પન્ન થયેલા ભાઈઓમાં જો એક પુત્રવાળો હોય તો તે પુત્રથી બધા પુત્રવાળા છે. એ વાક્યના ધોરણે ભાઈના પુત્રથી પણ પિતૃઓનું દેવું મટતું હોવાથી અથવા બીજા દત્તક પુત્રથી પણ દેવું મટતું હોવાથી 'બ્રહ્મચર્યમાંથી સન્યાસ લેવો' એ વાક્ય સિધ્ધ થાય છે. તેથી જે મુખ્ય અધિકારી છે તેને દેવાં મટાડવા અને ઈચ્છાનો ત્યાગ કરવો એ બે વાત ઋષિઓએ બરાબર કહેલી છે. (૩૯)

એવી રીતે દેવાં મટાડવા જ જોઈએ એમ કહીને ત્રણ દેવાં પૈકી બે દેવાં મટાડેલાં છે અને એક જ દેવું બાકી છે એ નીચેના બે શ્લોકથી કહે છે.




**त्वं त्वद्य मुक्तो द्वाभ्यां वै ऋषिपित्रोर्महामते।**
**यज्ञैर्देवर्णमुन्मुच्य निर्ऋणोऽशरणो भव ॥४०॥**

**वसुदेव भवान्नूनं भक्त्या परमया हरिम् ।**
**जगतामीश्वरं प्रार्चः स यद्वां पुत्रतां गतः ॥४१॥**

वेदाः पठिताः पुत्राश्चोत्पादिता इति ऋषिपित्रोः ऋणाभ्यां भवान्

मुक्तः। महामत इति यज्ञाधिकारो निरूप्यते अंजडत्वाय। अतो यज्ञैर्देवर्णमुन्मुच्य निर्ऋणःसन पश्चादशरणः सर्वपरित्यागे युक्तो भवेत्यर्थः। भिक्षुर्हि अनग्निरकेतनो भवति। एवं प्रकारत्रयेण यज्ञकरणमुपदिष्टं कर्मनिर्हारार्थमीषणापरित्यागार्थं ऋणापाकरणार्थं चेति। भगवान् भवदीयो जात इति भगवत्पूजार्थं च कर्तव्य-मित्यग्रिमश्लोकेनोच्यत इत्येके। अन्ये तु तव देवादिऋणमेव नास्ति त्वं यतो जगतामीश्वरं प्रार्चः अतस्तव यागस्यान्यत्र विनियोगाभावात् कर्मनिर्हारार्थमेव तव यज्ञो भविष्यतीत्याहुः वस्तुतस्तु त्वं कृतार्थः। तव कर्मनिर्हारादिकंनापेक्ष्यत इति मूलप्रश्ने उत्तरमुक्तं भवति। परमया भक्त्या पूजितश्चेद्भगवान् परमप्रीत्याश्रयः स्वयमपि जात इति स पुत्रतां गत इत्यर्थः। एवं यज्ञाः कर्तव्या इत्युक्तं भवति॥४०॥४१॥

ततो ब्राह्मणानामेवार्त्विज्यमिति देवानामपि कुरुक्षेत्रमेव वेदिरिति भाग्यतो ऋषयः समागता इति तेषां वचनं कृतवानित्याह इति तद्वचनं श्रुत्वेति।

<u>શ્લોકાર્થ-૪૦:</u> હે બુદ્ધિવાળા! ઋષિઓના અને પિતૃઓનાં બે દેવાથી તો તું છુટેલ જ છે. યજ્ઞોથી દેવનાં દેવાંમાંથી છુટો થઈ ઋણરહિત થઈ યોગી થા. (૪૦)

હે વસુદેવ! તમે ખરેખર પરમ ભક્તિથી જગતના ઈશ્વર હરિનું પૂજન કરેલું છે. કારણ કે તે તમો બેના પુત્ર થયેલા છે? (૪૧)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u>: તમે વેદોનો અભ્યાસ કર્યો અને પુત્રો ઉત્પન્ન કર્યા. તેથી ઋષિઓના અને પિતૃઓના દેવાંમાંથી તમો છુટેલાં છો. હે ઘણાં બુદ્ધિમાન! સંબોધનથી યજ્ઞનો અધિકાર જણાયેલો છે. તેથી યજ્ઞથી દેવોના દેવામાંથી છુટો થઈ, દેવાં રહિત થઈ, સર્વનો ત્યાગ થતા યોગી થા. એવો અર્થ

છે. કારણ કે ભિક્ષુ યજ્ઞ રહિત અને ગૃહ રહિત હોય છે. એ પ્રમાણે કર્મનો નાશ કરવા માટે, ઈચ્છાઓનો ત્યાગ કરવા માટે, દેવાં મટાડવા માટે ત્રણ પ્રકારથી યજ્ઞો કરવાનો ઉપદેશ છે. કેટલાંક એમ કહે છે કે ભગવાન તારા પુત્રો થયાં. તેથી ભગવાનના પુજન માટે યજ્ઞ કરવા જોઈએ એમ કહેલું છે. બીજાઓ એમ કહે છે કે તારે દેવોનું દેવું જ નથી. કારણ કે તે જગતના ઈશ્વરનું પુજન કરેલું છે. તેથી તારો યજ્ઞનો, બીજા કાર્યો માટે ઉપયોગ નહીં હોવાથી તારો યજ્ઞ કર્મનો નાશ કરવા સંબધિ હશે. વાસ્તવિકરીતે તું કૃતાર્થ છે. તારે કર્મના નાશ કરવાની જરૂર નથી. જ્યારે તે પરમ ભક્તિથી ભગવાનની પૂજા કરેલી છે. ત્યારે તે પોતે પણ ઘણાં પ્રેમવાળા થયેલાં હોવાથી તારાં પુત્ર થયેલા છે એવો અર્થ છે. એ પ્રમાણે કર્મનો નાા કરવા માટે યજ્ઞો કરવા જોઈએ એમ કહેવાયું.(૪૦-૪૧)

યજ્ઞ કરવાનું કામ બ્રાહ્મણોનું હોવાથી, દેવોનો યજ્ઞકુંડ કુરૂક્ષેત્ર જ હોવાથી, ભાગ્યને લીધે ઋષિઓ આવેલા હોવાથી તેઓના વચન પ્રમાણે વસુદેવે કહ્યું. એમ નીચેના શ્લોકથી કહે છે.




**श्रीशुक उवाच-**

**इति तद्वचनं श्रुत्वा वसुदेवो महामनाः।**
**तानृषीनृत्विजो वव्रे मूर्ध्नाम्य प्रसाद्य च ।।४२।।**

**महामनाः यज्ञकरणे प्रोत्साहयुक्तः। तानेव पूर्वोक्तानृषीन्। ऋत्विक्त्वेन वव्रे। ओदनं पचतीतिवत् वरणेन तान् ऋत्विजः कृतवानित्यर्थः। मूर्ध्नानम्येति नमनेनैव वशीकृताः। अस्माभिरुक्तं प्रसाद्येति। चकारात् स्तोत्रादिकमपि कृत्वा।।४२।।**

**ततः सोमप्रवाककृतवरणे जाते द्वैपायनादयः तं याजयामासुरित्याह त एनमिति।**

*શ્લોકાર્થ-૪૨ : તેઓનું વચન સાંભળીને ઘણા ઉત્સાહી વસુદેવે તે ઋષિઓને માથાથી નમન કરી ને પ્રસન્ન કરી તેઓનું ઋત્વિજ તરીકે વરણ કર્યું. ૪૨)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : યજ્ઞ કરવામાં ઘણા ઉત્સાહી વસુદેવે તે બધા ઋષિઓનું ઋત્વિજ તરીકે વરણ કર્યું. 'ચોખા પકવે છે' એની પેઠે વરણ કરીને તેમને ઋત્વિજો બનાવ્યા એવો અર્થ છે.

'માથાથી નમન કરીને' શબ્દોથી કહેલ છે. ચ અને શબ્દ હોવાથી સ્તુતિ કરીને વશ કર્યો.

અમે કહેલું કરવાનું હોવાથી અમારે જ યજ્ઞ કેમ કરાવવો? એવી શંકા દૂર કરાવી.

એમ 'પ્રસન્ન કરી' શબ્દોથી કહેલ છે. 'ચ' અને શબ્દ હોવાથી સ્તુતિ કરીને પ્રસન્ન કર્યો. (૪૨)

પછી સોમયજ્ઞમાં વસુદેવ તેઓનું વરણ કર્યું ત્યારે દ્વૈપાયન વિગેરએ વસુદેવને યજ્ઞો કરાવ્યા તે હવે કહે છે.

**त एनमृषयो राजन्वृता धर्मेण धार्मिकः।**
**तस्मिन्नयाजयन्क्षेत्रे मखैरुत्तमकल्पकैः ॥४३॥**

**धर्मेण** न तुत्कोचनादिकं कृत्वा यतो **धार्मिकः** सः। यादवाः वैदिकधर्मेण प्रशस्ता इति वसुदेवे विशेष उक्तः। **तस्मिन्नेव क्षेत्रे अयाजयन्। मखैः** सर्वैरेव। **उत्तमः** कल्पो येषां न काप्यनुकल्पः कृत इत्यर्थः ॥४३॥

**एवं वैदिकसमृद्धिमुक्त्वा लौकिकसमृद्धिमाह तद्दीक्षायां प्रवृत्तायामिति।**

<u>શ્લોકાર્થ-૪૩</u> : *હે રાજન્ ! વરણ કરાયેલા તે ઋષિઓએ તે સ્થલમાં ઉત્તમ વિધિવાળા યજ્ઞો વડે તે ધાર્મિક વસુદેવને ધર્મ પ્રમાણે યજન કરાવ્યું. (૪૩)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : ધર્મ પ્રમાણે યજન કરાવ્યું. પરંતુ અઘટિત માર્ગે કરાવ્યું નહિ. કારણ કે વસુદેવ ધાર્મિક હતો. યાદવો વૈદિક ધર્મમાં પંકાયેલા હતા તેથી વસુદેવમાં આ વિશેષ કહેલો છે. તે જ સ્થલ કુરૂક્ષેત્ર ઉત્તમ હતું. અને વિધિ મુજબ બધાંએ યજ્ઞોમાં યજન કરાવ્યું કોઈ પણ સ્થળે અનુકલ્પ કર્યો ન હતો. તેવો અર્થ છે. (૪૩)

એ પ્રમાણે વૈદિક અધિકપણું કહીને આગળના શ્લોકમાં લૌકિક અધિકપણું કહે છે.

**तद्दीक्षायां प्रवृत्तायां वृष्णयः पुष्करस्रजः ।**
**स्नाताः सुवाससो राजन्राजानः सुष्ठ्वलंकृताः ॥४४॥**

सर्व एव वृष्णयः कमलमालायुक्ता जाताः । अनुवादो वा । अनेन भगवत्सारूप्यं निरूपितम् । ततः स्नाताः अभ्यङ्गेन, सुवाससो जाताः अलंकृताश्च ॥४४॥

*શ્લોકાર્થ-૪૪ : હે રાજન ! તે વસુદેવને દીક્ષા આપવાની પ્રવૃતિ થઇ ત્યારે કમલની માલાઓ પહેરેલા વૃષ્ણિઓ અને રાજાઓએ સ્નાન કરી, સુંદર વસ્ત્રો પહેરી, સારા અલંકારો ધારણ કર્યા.(૪૪)*

ભાવાર્થ, સુબોધિનીજી : બધાએ વૃષ્ણિઓએ કમલની માલાઓ પહેરી. આથી તેઓને ભગવાનના જેવા સ્વરૂપવાળા નિરૂપિત છે. પછી તેલ ચોળીને સ્નાન કર્યું પછી સુંદર વસ્ત્રો પહેર્યાં અને અલંકાર ધારણ કર્યા.(૪૪)



**तन्महिष्यश्च मुदिता निष्ककण्ठयः सुवाससः ।**
**दीक्षाशालामुपाजग्मुरालिप्ता वस्तुपाणयः ॥४५॥**

तथैव तन्महिष्यः । अन्तस्तोषमाह मुदिता इति । पुरुषाद्विशेषमाह निष्ककण्ठयः सुवाससः इति इदं वस्त्रमुपरि परिधेयम् । ततश्चन्दनादिलिप्ताः उपायनहस्ताः सत्यः यस्यां शालायां दीक्षा कृता तामुपाजग्मुः पत्नीनां दर्शनार्थम् ॥४५॥

*શ્લોકાર્થ-૪૫ : આનંદ પામેલી તેમની સ્ત્રીઓ, કંઠમા સુર્વાણની માલાઓ પહેરી, સુંદર વસ્ત્રો પહેરી, લેપ કરી, હાથમાં વસ્તુઓ રાખી દીક્ષાશાલામાં ગઈ.(૪૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : તેવી રીતે સ્ત્રીઓએ અલંકાર પહેર્યા. આનંદ પામેલી વિશેષણથી અંદરનો સંતોષ કહેલો છે. કંઠમાં સુર્વાણની માલાઓ પહેરી 'સુંદર વસ્ત્રો પહેરી' શબ્દોથી પુરૂષોથી ભેદ કહેલો છે. આ વસ્ત્ર ઉપર પહેરવાનું ઓઢવાનું કહેલું છે.પછી ચંદનનો લેપ કરી, હાથમાં ભેટની વસ્તુઓ રાખી, જે શાલમાં દીક્ષા હતી

ત્યાં વસુદેવની પત્નીઓનાં દર્શન કરવા ગઈ.

એવી રીતે મનુષ્યોનો કોલાહલ વર્ણવીને નીચેના શ્લોકથી વાજીંત્રોના કોલાહલનું વર્ણન કરે છે.

**नेदुर्मृदङ्गपटहशङ्खभेर्यानकादयः ।**
**ननृतुर्नटनर्तक्यस्तुष्टुवुः सूतमागधाः ।**
**जगुः सुकण्ठ्यो गन्धर्व्यः संगीतं सहभर्तृकाः ।।४६।।**

**वाद्यनृत्यगानानि निरूपितानि मध्ये सूतमागधबन्दिनां स्तोत्रं च। अत्र रसाधिक्यार्थं मुख्यतया स्त्रीणां गानमुक्तम्। ताश्च केवला निषिद्धा इति सहभर्तृका उक्तः ।।४६।।**

**एवं लौकिकसंभ्रममुक्त्वा यागप्रकारमाह तमभ्यषिञ्च-न्विधिवदिति।**

*શ્લોકાર્થ-૪૬ : મૃદંગ, ઢોલ, શંખ, નોબત, નગારાં વિગેરે વાગ્યાં. નટોએ અને નાચનારીઓએ નૃત્ય કર્યું. ભાટ અને ચારણોએ સ્તુતિ કરી. સુંદર કંઠવાળી ગંધર્વોની સ્ત્રીઓએ પોતાના પતિઓ સાથે સંગીતનું ગાન કર્યું. (૪૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : વાજીંત્રો નૃત્ય અને ગાન કહેલાં છે. વચ્ચે ભાટ અને ચારણોની સ્તુતિ કહેલી છે. અહીં રસ અધિક ઉત્પન્ન થાય તે માટે મુખ્યપણે સ્ત્રીઓનું ગાન કહેલું છે. એકલી સ્ત્રીઓએ ગાન કરવામાં શાસ્ત્રમાં મના કહેલી હોવાથી 'પતિઓ સાથે' હોવાનું કહેલું છે. (૪૬)

એ પ્રમાણે લૌકિક કોલાહલ કહીને હવે યજ્ઞનો પ્રકાર નીચેના શ્લોકથી કહે છે.

**तमभ्यषिञ्चन्विधिवदक्तमभ्यक्तमृत्विजः ।**
**पत्नीभिरष्टादशभिः सोमराजमिवोडुभिः ।।४७।।**
**ताभिर्दुकूलवलयैर्हारनूपुरकुण्डलैः ।**

**स्वलंकृताभिर्विबभौ दीक्षितोऽजिनसंवृतः ॥४८॥**

दशदीक्षासु अञ्जनमभ्यञ्जनं च। ततः तं अभ्यषिञ्चन् पावनानन्तरम्। **विधिवत्** कल्पोक्तप्रकारेण। तस्याष्टादशपत्नयः न क्वापि तस्य भोगस्त्रीः तदर्थमाह **पत्नीभिरष्टादशभिरिति**। यथा चन्द्रस्य राजसूये बहुपत्नीकप्रयोगः तथात्रापि कृतवन्त इति वक्तुं दृष्टान्तमाह **सोमराजमिवेति**। तास्त्वलंकारसहिताः स्वयं त्वनलंकृत इति। **यतो दीक्षितः अजिनेन कृष्णाजिनेन च संवृतः**। **विभवैः** सर्वैरेव **दुकूलवलयादिभिः** स्वलंकृताः स्त्रियः ॥४७॥४८॥

ततस्तस्य ऋत्विजां शोभामाह **तस्यर्त्विज इति**।



*श्लोकार्थ-४७ : નક્ષત્રો સહિત ચંદ્રનો અભિષેક કરે તેમ અઢાર પત્નિઓ સાથે અંજન આંજેલા અને તેલ ચોળેલા તેનો ઋત્વિજોએ વિધિ પ્રમાણે અભિષેક કર્યો. (૪૭)*

ભાવાર્થ, સુબોધિનીજી : દશ દીક્ષાઓમાં અંજન આંજવાનું અને તેલ ચોળવાનું હોય છે. પછી પવિત્ર કર્યા પછી વેદના અંગ કલ્પમાં કહેલા પ્રમાણે અભિષેક કર્યો. તેણે અઢાર પત્નીઓ હતી. કોઇ પણ તેની રખાત ન હતી. તે અર્થ 'અઢાર પત્નીઓ સાથે' શબ્દોથી કહેલ છે. જેમ ચંદ્રના રાજસૂય યજ્ઞમાં ઘણી પત્નીઓ સાથે રાખેલી છે તેમ અહીં પણ કર્યુ. જેમ નક્ષત્રો સહિત ચંદ્રનો અભિષેક કરે તેમ કર્યુ.(૪૭)

*શ્લોકાર્થ-૪૮ : દીક્ષા લીધેલા અને કડાંઓ, હાર, ઝાંઝર અને કુંડોથી શણગારાએલી સ્ત્રીઓ સાથે ઘણું શોભ્યાં.(૪૮)*

ભાવાર્થ, સુબોધિનીજી : તે સ્ત્રીઓ તો અલંકારોવાળી હતી અને પોતે વસુદેવ તો અલંકાર રહિત હતો. કારણ કે તેણે દીક્ષા લીધી હતી અને કાળા મૃગનું ચામડું ઓઢેલું હતું. રેશમી વસ્ત્રો, કડાં વિગેરે બધાએ વૈભવથી સ્ત્રીઓ શણગારાયેલી હતી.(૪૮)

પછી નીચેના શ્લોકમાં તેના ઋત્વિજોની શોભા વર્ણવે છે.

**तस्यर्त्विजो महाराज रत्नकौशेयवाससः।**
**ससदस्या विरेजुस्ते यथा वृत्रहणोऽध्वरे ॥४९॥**

कर्मकरा इति कदाचिदनलंकरणम्। ततोलंकारो निरूप्यते । सदस्यसहिताः सर्व एव ऋत्विजो विरेजुः। वृत्रवधानन्तरमिन्द्रो बहुदक्षिणा-श्वमेधं कृतवान्।तत्र ऋत्विजोऽपि समृद्धा जाताः तद्वदत्रापीत्यर्थः ॥४९॥

एवं इन्द्रवरुणादिसाधारणेस्य यज्ञ इति साधारण्यं निरूप्य सर्वतो विशेषमाह तदा रामश्च कृष्णश्चेति।

*શ્લોકાર્થ-૪૯ : હે મહારાજ! જેમ ઈંદ્રના યજ્ઞમાં બન્યું તેમ રત્નો અને રેશમી વસ્ત્રો પહેરેલાં તેના તે ઋત્વિજો સભાસદો સાથે ઘણું શોભ્યા. (૪૯)*

ભાવાર્થ, સુબોધિનીજી : ઋત્વિજો યજ્ઞનું કાર્ય કરાવનારા હોવાથી કદાચ અલંકાર રહિત હશે તેથી અલંકાર ધારણ કહેલા છે એમ કહે છે. સભાસદો સાથે બધાએ ઋત્વિજો ઘણું શોભ્યા.વૃતનો વધ કર્યા પછી ઈંદ્રે ઘણી દક્ષિણવાળો અશ્વમેધ યજ્ઞ કરેલો તેમાં ઋત્વિજો પણ ધનવાન થયેલા એમ અહીં પણ થયું એવો અર્થ છે. (૪૯)

એ પ્રમાણે ઈંદ્રે વરૂણ વિગેરેના જેવો આનો યજ્ઞ હતો હવે તેનું ઉત્તમપણું નીચેના શ્લોકથી કહે છે.

**तदा रामश्च कृष्णश्च स्वैः स्वैर्बन्धुभिरन्वितौ ।**
**रेजतुः स्वसुतैर्दारैर्जीवेशौ स्वविभूतिभिः ॥५०॥**

तत्तत्संबन्धिनो बहव इति चकारद्वयम्। स्वः स्वैः बन्धुभिः अन्विताः सुता दाराश्चैतैः सहितौ रामकृष्णौ। एको जीवः अपर ईशः।

उभौ वा जीवानां नियन्तारौ। पूर्वोक्ता दारादयो विभूतिरूपाः अथवा भिन्ना विभूतयः तामस्यः सात्त्विक्यश्चेति ॥५०॥

एवं संभ्रममुक्त्वा एवंप्रकारेण बहवो यज्ञाः कृता इत्याह ईजेऽनुयज्ञमिति।

શ્લોકાર્થ-૫૦ : તે સમયે પોત પોતાના પુત્રો અને પત્નીઓ સાથે જીવ અને ઈશ્વર બલભદ્ર અને શ્રીકૃષ્ણ શોભ્યા. (૫૦)

ભાવાર્થ, સુબોધિનીજી : જુદા જુદાના સંબંધીઓ ઘણા હતા. તેથી 'ચ અને' શબ્દ બે વાર યોજેલ છે. પોત પોતાના બંધુઓથી અનુસરાયેલા પુત્રો અને પત્નીઓ તેઓની સાથે બલભદ્ર અને શ્રીકૃષ્ણ, એક જીવ અને બીજા ઈશ્વર શોભ્યા.પહેલાં પત્નીઓ વિગેરે કહ્યાં તે વિભુતિરૂપ છે. અથવા બલભદ્રની તામસી અને શ્રીકૃષ્ણની સાત્વિક વિભુતિઓ જાણવી.(૫૦)

એ પ્રમાણે કોલાહલ કરીને, ઘણા યજ્ઞો કર્યા એમ કહે છે.




**ईजेऽनुयज्ञं विधिना अग्निहोत्रादिलक्षणैः।**
**प्राकृतैर्वैकृतैर्यज्ञैर्द्रव्यज्ञानक्रियेश्वरम् ॥५१॥**

अनुयज्ञं विधिना ईजे। अग्निहोत्रादिनामान्येव लक्षणानि येषाम्। प्राकृतमग्निहोत्रं प्रसिद्धम्। वैकृतं तु कुण्डपायिनामयनस्थं पयसाग्निहोत्रं द्रव्यान्तराग्निहोत्रं वा। तथैव सर्वा इष्टयः दर्शपूर्णमासव्यतिरिक्ताः। निरूढव्यतिरिक्ताः पशवो वैकृताः। एवं सोमेष्वपि सर्वत्र प्रकृतिविकृतिभावोस्ति सर्वैरपि यज्ञैः भगवन्तमेव ईजे। तत्र हेतुः द्रव्यमाधिभौतिकं, ज्ञानमाधिदैविकम्, क्रिया आध्यात्मिकी, एतन्त्रितयस्यापीश्वरो भगवान्। अत एव तन्त्रितयेन भगवानेव पूज्यत इति युक्तम्। अनेन सामान्ययज्ञा एव तेन कृताःन

तु प्रसिद्धाः राजसूयादय इति निरूपितम् ॥५१॥

ततो दक्षिणामाह अथर्त्विग्भ्य इति।

શ્લોકાર્થ-૫૧ : અગ્નિહોત્ર વિગેરે નામના પ્રાકૃત અને વૈકૃત યજ્ઞોથી દરેક યજ્ઞમાં વિધિ પ્રમાણે દ્રવ્ય, જ્ઞાન, ક્રિયાના ઈશ્વરનું યજન કર્યું.(૫૧)

ભાવાર્થ, સુબોધિનીજી : અગ્નિહોત્ર વિગેરે નામો જ છે તેવા યજ્ઞોમાં વિધિપૂર્વક યજન કર્યું. પ્રાકૃત અગ્નિહોત્ર પ્રસિદ્ધ છે અને વૈકૃત તો કુંડમાંથી પાન કરાવનાર દેવતાના માર્ગમાં રહેલ દ્રવ્યથી અગ્નિમાં કરેલ હોમ અથવા દ્રવ્યથી અગ્નિમાંથી કહેલ હોમ છે. તેવી રીતે દર્શ અને પૂર્ણમાસ સિવાયના બધા યજ્ઞો વૈકૃત છે.લોકપ્રસિદ્ધ સિવાયના પશુઓ વૈકૃત છે. એવી રીતે સોમ યજ્ઞમાં પણ સર્વ સ્થળે પ્રકૃતિનો અથવા વિકૃતિનો ભાવ હોય છે.

બધાએ યજ્ઞોથી ભગવાનનું યજન કર્યું. તેનું કારણ એ છે કે આધિભૌતિક દ્રવ્ય, આધિદૈવિક જ્ઞાન અને અધ્યાત્મિક ક્રિયા. આ ત્રણેના ભગવાન ઈશ્વર છે. તેવી રીતે દ્રવ્ય, જ્ઞાન અને ક્રિયા ત્રણેથી ભગવાનનું પૂજન કરવામાં આવે છે. તે યોગ્ય જ છે. તેથી કહે છે કે વસુદેવે સામાન્ય યજ્ઞો જ કર્યા. પરંતુ રાજસૂય યજ્ઞો કર્યા ન હતા.(૫૧)

નીચેના શ્લોકથી દક્ષિણા આપ્યાનું કહે છે.

**अथर्त्विग्भयोऽददात्काले यथाम्नायं स दक्षिणाः ।**
**स्वलंकृतेभ्योऽलंकृत्य गोभूकन्या महाधनाः ॥५२॥**

**पत्नीसंयाजावभृथ्यैश्चरित्वा ते महर्षयः ।**
**सस्नू रामहृदे विप्रा यजमानपुरःसराः ॥५३॥**

दक्षिणादानमुत्कर्षहेतुरिति लोकप्रसिद्धत्वात्पृथगुच्यते। काले तत्तदवसरे। यथाम्नायं यथोदितम्। स्वलंकृतेभ्य इति पूर्वं यज्ञार्थमलंकृता अपि पुनर्दक्षिणाङ्गत्वेन अलंकृताः।

क्वचिद्भूमिर्दक्षिणात्वेनोक्ता । उर्वरा प्रतिष्ठिताय देयेति । तथा दैवविवाहे 'ऋत्विजे कर्म कुर्वतः' इति । महाधनाः अन्याः काश्चन दक्षिणाः । ततः पूर्ववत् पृथक् पत्नीसंयाजावभृथ्यकर्मणां करणम् । महर्षयः कारयन्तीति न काप्यनुशयः । ततः अवभृथस्नानं रामह्रदेष्वेव कृतवन्तः । सिद्धार्थत्वात् । यजमानः पुरःसरो येषाम ॥५२॥५३॥

स्नानोत्सवमाह नानालंकारवासांसीति ।

*શ્લોકાર્થ-૫૨ : પછી સારી રીતે અલંકારવાળા ઋત્વિજોને અલંકાર ધારણ કરાવીને, તે સમયે શાસ્ત્રમાં કરેલા પ્રકારો ગાયો, ભૂમી, કન્યાઓ અને ઘણા ધનવાળી દક્ષિણાઓ આપી. (૫૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : દક્ષિણાનું દાન ઉત્તમતા પ્રાપ્ત કરાવનાર તરીકે લોકમાં પ્રસિદ્ધ હોવાથી જુદુ કહેવામાં આવે છે. સમયે એટલે જુદા જુદા સમયે દક્ષિણા શાસ્ત્ર મુજબ આપી. 'સારી રીતે અલંકારવાળા' શબ્દોથી એમ કહે છે કે પહેલાં યજ્ઞમાં અલંકાર ધારણ કરેલા હતા છતાં પણ દક્ષિણા આપવાના અંગ તરીકે અલંકાર ધારણ કરાવ્યા. રસવાળી ભૂમી પ્રતિષ્ઠિતને આપી. એમ કોઈ સ્થળે ભૂમી દક્ષિણા તરીકે જણાવેલી છે. તેવી જ રીતે દૈવ વિવાહમાં કર્મ કરનાર ઋત્વિજોને અલંકાર ધારણ કરાવી કન્યાનું દાન મનુ સ્મૃતિમાં કહેલું છે. ઘણા ધનવાળી બીજી કોઈ દક્ષિણા આપી.(૫૨)

*શ્લોકાર્થ-૫૩ : તે મહર્ષિ વિપ્રોએ પત્ની સંયાજ અને અવભૃત કરાવીને યજમાનને આગળ કરી પરશુરામે કરેલ ધરામાં સ્નાન કર્યું. (૫૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : પછી પહેલાની પેઠે જુદાં પત્ની સંયાજ અને અવભૃથ કર્મો કર્યાં. મહર્ષિઓ તે કર્મ કરાવતા હતા. તેથી ચિંતાનું કારણ ન હતું. પછી અવભૃત્ય સ્નાન કાર્ય પતેલું હોવાથી પરશુરામના ધરામાં સ્નાન કાર્ય કર્યું.(૫૩)

**नानालंकारवासांसि बन्दिभ्योऽदात्तथा स्त्रियः ।**
**ततः स्वलंकृतो वर्णानाश्वभ्योऽन्नोनापूजयत् ॥५४॥**




बन्धून्सदारान्ससुतान्पारिबर्हेण भूयसा।
विदर्भकोसलकुरुन्काशिकेकयसृञ्जयान् ॥५५॥
सदस्यर्त्विक्सुरगणान्नृभूतपितृचारणान्।
श्रीनिकेतमनुज्ञाप्य शंसन्तः प्रययुः क्रतुम् ॥५४-५५-५६॥

अदाद्यजमानः तत्स्त्रियोऽपि ततः अवभृथादुत्तीर्य स्वयं स्वलंकृतः सन् सर्वानेवापूजयत्। आश्वभ्यः अन्नेनापूजयत्। बन्धूंश्च पारिबर्हेण। बन्धून् गणयति विदर्भेति। तथा सदस्यर्त्विक्सुरणानित्यपूजयदिति पूर्वेणैव संबन्धः। अन्नैरपूजयदिति पाठः। ततस्ते श्रीनिकेतं भगवन्तमनुज्ञाप्य क्रतुं शंसन्तः प्रययुरिति प्रत्यापत्तिर्निरूपिता ॥५४॥५५॥५६॥

साधारणानां गमनमुक्त्वा प्रसिद्धानामाह धृतराष्ट्र इति।

<u>શ્લોકાર્થ-૫૪-૫૫-૫૬</u> : તે વસુદેવ અને તેમની સ્ત્રીઓએ ભાટોને જાત જાતના અલંકારો અને વસ્ત્રો આપ્યાં. પછી વસુદેવે અલંકાર ધારણ કરી વાધા વાર્ણોની અને કુતરાં સુધીના પ્રાણીઓની અન્નથી પૂજા કરી. પત્નીઓ સહિત તથા પુત્રો સહિત વિદર્ભ, કૌશલ, કુરૂ, કાશી, કૈકય, સંજય બંધુઓને તથા સભાસદો ઋત્વિજો, દેવોના સમુહો માણસો, ભૂતો પિતૃઓ અને ચારણોની ઘણી પહેરામણી આપી પૂજા કરી તેઓ લક્ષ્મીના ધામ ભગવાનની રજા લઈ યજ્ઞની પ્રશંસા કરતાં કરતાં ગયા.(૫૪-૫૫-૫૬)

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : યજમાન વસુદેવે અને તેમની સ્ત્રીઓએ પણ અલંકારો અને વસ્ત્રો આપ્યાં. અવભૃથ સ્નાન કરી જલમાંથી બહાર નીકળીને પોતે અલંકારો ધારણ કરી, બધાની પૂજા કરી, કુતરાં સુધીના પ્રાણીઓને અન્ન આપી પૂજા કરી. બધુંઓને પહેરામણી આપી પૂજા કરી. તે પ્રમાણે સભાસદો, ઋત્વિજો દેવોના સમુહોની પૂજા કરી. અન્ન આપી પૂજા કરી એવો પાઠ છે. તેઓ ભગવાનની રજા લઈ પાછા ગયા.(૫૪-૫૫-૫૬)

સાધારણ માણસો પાછા ગયાનું કહીને, પ્રસિદ્ધ પુરૂષો પણ પાછા ગયાનું હવે કહે છે.

**धृतराष्ट्रोऽनुजः पार्था भीष्मो द्रोणः पृथा यमौ ।**
**नारदो भगवान् व्यासः सुहृत्संबन्धिबान्धवाः ॥५७॥**

**बन्धून्परिष्वज्य यदून्सौहृदाक्लिन्नचेतसः।**
**ययुर्विरहकृच्छ्रेण स्वदेशांश्चापरे जनाः ॥५८॥**




**अनुजो विदुरः। पार्थाः पाण्डवाः। यमौ नकुलसहदेवौ। एते क्षत्रियाः संबन्धिनः। ततो देवऋष्यादीन् संबन्धिन आह नारदो भगवान् व्यास इति। सर्व एव यदून् परिष्वज्य स्नेहेन क्लिन्नहृदयाः स्वस्वदेशान् ययुः। विरहक्लेशेन सहिता एव ॥५७॥५८॥**

**एवं सर्वेषां गमनमुक्त्वा नन्दस्य भगवद्विरहादगमनं भगवता सह वा गमनं भविष्यतीति शङ्कयां वसुदेवो मनोमार्जनं कृत्वा नन्दं प्रेषयित्वा भगवन्तं स्थापितवानिति वक्तुं तत्संवादो निरूप्यते। आदौ नन्दस्य स्वतो गमनाभावमाह नन्दस्त्विति।**

*<u>શ્લોકાર્થ-૫૮ :</u> ધૃતરાષ્ટ્ર તેમનો નાનો ભાઈ વિદૂર, પૃથાના પુત્રો, ભીષ્મ, દ્રોણ, પૃથા, જોડકાં ભાઈઓ, નારદ, ભગવાન વ્યાસ વિગેરે મિત્રો સંબંધિઓ અને બાંધવો, યાદવોને ભેટી, સ્નેહથી ભીંજાયેલા હૃદયવાળા થઈ વિરહના દુઃખ સાથે પોતાના દેશ ગયા અને બીજા માણસો પણ ગયા.(૫૭-૫૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> નાનો ભાઈ એટલે વિદૂર, પૃથાના પુત્રો એટલે પાંડવો જોડકાં ભાઈઓ, એટલે નકુલ અને સહદેવ, આ બધા ક્ષત્રિયો સગા હતાં. પછી 'નારદ, ભગવાન વ્યાસ' શબ્દોથી દેવઋષિ વિગેરે સંબંધિઓ બધા જ યાદવોને ભેટી સ્નેહથી ભીંજાયેલા હૃદયે પોતપોતાના સ્થાને ગયા. વિરહભાવ સાથે કહેવા માટે તે બંને સંવાદ કહેવામાં આવે છે.

આમ સર્વની વિદાય વાર્ગન કરી નન્દજી ભગવદ્ વિરહના કારણે ન ગયા કે ભગવાનની સાથે ગયા એવી શંકાનો ઉત્તર આપે કે વસુદેવે નન્દજીના મનનું સમાધાન કરી વિદાય કર્યા. ભગવાની સ્થાપના કરીને વિદાય થયા. પહેલા નન્દજી પોતાની ઈચ્છાથી ન ગયા તે નન્દસ્તુથી કહે છે. તે હવે કહે છે.

**नन्दस्तु सह गोपालैर्बृहत्या पूजयार्चितः ।**
**कृष्णरामोग्रसेनाद्यैर्न्यवात्सीद्बन्धुवत्सलः॥५९॥**

**यज्ञानन्तरं गोपालैः सहितः बृहत्या पूजया अर्चितः प्रथमत एव वा। ततः कृष्णरामोग्रसेनाद्यैः सहावात्सीत्। यादववत्सोऽप्येकः बन्धुवत्सलत्वान्न वैषम्यम्॥५९॥**

**ततः संवादार्थं प्रसङ्गमाह वसुदेवोऽञ्जसोत्तीर्येति।**

શ્લોકાર્થ-૫૯ : બંધુઓ ઉપર પ્રેમ રાખનાર નંદ તો ગોપાલો સાથે ભારે પૂજાથી સત્કાર પામી શ્રીકૃષ્ણ, બલભદ્ર, ઉગ્રસેન વિગેરે સાથે રહ્યા.(૫૯)

ભાવાર્થ, સુબોધિનીજી : યજ્ઞ પછી અથવા આરંભમાં જ ગોપાલો સાથે નંદ ઉત્તમપૂજાથી સત્કાર પામ્યા.શ્રીકૃષ્ણ, બલભદ્ર, ઉગ્રસેન વિગેરે સાથે રહ્યા. યાદવોના જેવા તેઓ પણ યાદવો થયા. બંધુઓ પર પ્રેમ રાખનાર હોવાથી ભેદ ન હતો. પછી સંવાદ માટે પસંગ કહે છે.

**वसुदेवोऽञ्जसोत्तीर्य मनोरथमहार्णवम्।**
**सुहृद्वृतः प्रीतमना नन्दमाह करे स्पृशन्॥६०॥**

**मनोरथ एव यज्ञः कथं भविष्यतीति यज्ञरूपः महानेवार्णवः विघ्ननक्रसंभवात्। ततः सुहृद्भिर्वृतः प्रीतमनाः सन् करे स्पृशन् नन्दमाह हस्तस्पर्शेन स्वधर्मस्तत्रारोपितस्तेन स्वाभिलषितं स करिष्यतीति सूचितम्॥६०॥**

आदौ तत्स्तोत्रं वक्तुं स्वस्मिन्नन्दकृतसौहृदं स्थापयति भ्रातरीशकृतः पाश इति।

श्लोकार्थ-६० : મનોરથરૂપ મહાસાગરને સહેલાઈથી ઓળંગીને સ્નેહિઓથી વીંટાયેલા પ્રસન્ન ચિત્તવાળા વસુદેવે નંદનો હાથ પકડી નીચે પ્રમાણે કહ્યું. (૬૦)

ભાવાર્થ, સુબોધિનીજી : મનોરથ જ યજ્ઞ. યજ્ઞરૂપ મહાસાગરમાં વિઘ્નરૂપ મગરો હોવાથી તે કેવી રીતે તરાશે? એવો જ મહાસાગર હતો. તે પાર પછી સ્નેહીઓથી વીંટાયેલા વસુદેવ પ્રસન્ન ચિત્તવાળા થઈ, હાથ પકડી નંદજીને નીચે પ્રમાણે કહ્યું. તે નંદ પોતાનું વસુદેવનું ઈચ્છેલું કરશે. (૬૦)

નીચેના શ્લોકમાં નંદે પોતાના ઉપર કરેલો સ્નેહ જણાવે છે.




**वसुदेव उवाच -**

**भ्रातरीशकृतः पाशो नृणां यः स्नेहसंज्ञितः ।**
**तं दुस्त्यजमहं मन्ये देवानामपि योगिनाम् ॥६१॥**

अत एव स्नेहः सुदुस्त्यजः । भोगाभिनिवेशिनो, ज्ञानिनो, देवाः, मोक्षसाधनाभिनिविष्टा योगिनः तेषां स्नेहाभावः संभवति। इदानीं स्वानुभवादेव ज्ञायते तेषामपि दुसुस्त्यजमिति । अतस्त्वया बन्धुत्वात्स्नेहः क्रियते न त्वस्य प्रतीकारः कर्तव्य इति भावः॥६१॥

मैत्रीमपि अप्रतीकार्यां निरूपयति अस्मास्वप्रतिकल्पेयमिति।

श्लोकार्थ-६१ : *હે ભાઈ ! મનુષ્યોમાં સ્નેહ નામનું જે બંધન ઈશ્વરે કરેલું છે. તેને યોગીઓથી અને દેવોથી પણ તજી ન શકાય તેવું હું માનું છું. (૬૧)*

ભાવાર્થ, સુબોધિનીજી : તેથી જ સ્નેહ તજી ન શકાય તેવો છે. ભોગમાં રચ્યાપચ્યા રહેનારાઓ, જ્ઞાનીઓ, દેવો, મોક્ષના સાધનોમાં મચી રહેલા યોગીઓ. તેઓને 'સ્નેહ' 'ન' હોવાનું સંભવે છે. મારા પોતાના અનુભવથી જણાવું છું કે 'તેઓથી પણ સ્નેહ ત્યજી ન શકાય તેવો છે' તેથી બંધુ હોવાથી તમે સ્નેહ રાખ્યો

પરંતુ અમારાથી તેનો બદલો થઇ શકે એમ નથી એવો ભાવ છે. (૬૧)

નીચેના શ્લોકમાં નંદનો બદલો વાળી ન શકાય તેવો છે.

**अस्मास्वप्रतिकल्पेयं यत्कृताज्ञेषु सत्तमैः।**
**मैत्र्यर्पिताऽफला वापि न निवर्तेत कर्हिचित् ॥६२॥**

**सत्तमैर्भवद्भिरस्मासु मैत्री या अर्पिता सा अज्ञेषु अप्रतिकल्पा प्रतिकल्परहिता। प्रतिकल्पः प्रत्यपकारः। अतः अफला। वा शब्दः अनादरे। सफला वा। अफला सफला सफला वा भवतु परं न निवर्तेत ॥६२॥**

**एवं प्रत्युपकाराभावं मैत्रीं च स्थापयित्वाह प्रागकल्पास्तु कुशलमिति।**

*શ્લોકાર્થ-૬૨ : આપ ઉત્તમ પુરૂષોએ અમો અજ્ઞાનીઓ પ્રતિ આ જે મૈત્રી કરેલી છે. તે બદલો વાળી ન શકાય તેવી હોઈ નિષ્ફલ પણ છે. કોઈ પણ પ્રસંગે તે અટકાવાની નથી.(૬૨)*

ભાવાર્થ, સુબોધિનીજી : આમ ઉત્તમ પુરૂષોએ અમારી સાથે જે મૈત્રી કરેલી છે તે અજ્ઞાનીઓથી બદલોવાળી ન શકાય તેવી છે. તેથી પ્રત્યુપકાર બદલો નિષ્ફલ છે. 'વા' શબ્દ તિરસ્કાર દર્શાવવા યોજેલ છે.(૬૨)

તે નિષ્ફલ હો કે સફલ હો તે અટકવાની નથી. એ પ્રમાણે પ્રત્યુપકાર થવાનો નથી અને મૈત્રી રહેવાની છે એ જાણાવી હવે કહે છે.

**प्रागकल्पास्तु कुशलं भ्रातर्वो नाचरामहि।**
**अधुना श्रीमदान्धाक्षा न पश्यामः पुरः सतः ॥६३॥**

**क्रियाप्रतिकल्पाभावेऽपि स्वशक्त्यनुसारेण प्रत्युपकारः कर्तव्यः तस्याप्यकरणे हेतुरुच्यते पूर्वं यदा कंसो न हतः द्वारकायां वा न गतं**

तदा वयमेवाकल्पाः। तत एव हे भ्रातः वः कुशलं नाचरामहि। संबोधनात्कुशलावश्यकत्वं बोधितम्। अधुना पुनः प्राप्तराज्याः कल्पा अपि श्रीमदेनैवान्धाः सन्तः पुरःसतोऽपि विद्यमानान् न पश्यामः। धर्मिदर्शनानन्तरं हि तत्र प्रतिकर्तव्यसंभावना ॥६३॥

तर्हि किं युक्तमित्याकाङ्क्षायां निर्णयमाह मा राज्यश्रीरभूदिति।

*श्लोकार्थ-६३ : હે ભાઈ ! પહેલા તો શક્તિરહિત હોવાથી અમોએ તમારૂં કલ્યાણ કર્યુ ન હતું. હમણાં લક્ષ્મીના મદથી અંધ થયેલા હોવાથી પ્રત્યક્ષ રહેલા તમને જોતા નથી.(૬૩)*

ભાવાર્થ, સુબોધિનીજી : ક્રિયાથી બદલોવાળી ન શકાનો હોય તો પણ પોતાની શક્તિ પ્રમાણે પ્રત્યુપકાર કરવો જોઈએ. તે પણ ન કર્યાનું કહે છે. પહેલાં જયારે કંસને હણેલ ન હતો અને દ્વારકા ગયા ન હતા. ત્યારે અમો બદલો વાળવા શક્તિરહિત જ હતા. તેથી હે ભાઈ ! એ સંબોધનથી કલ્યાણ કરવું જરૂરી હતું. હમણાં રાજ્ય પ્રાપ્ત કરેલાં શક્તિવાળા હોવા છતાં પણ લક્ષ્મીના મદથી જ અંધ થયેલા હોવાથી પ્રત્યક્ષ રહેલાઓને પણ તેમને જોતા નથી એમ કહેલું છે. કારણ કે ધર્મી જેના ઉપર સાચો ઉપકાર કરવાનો છે તેને જોયા પછી તેના ઉપર પ્રત્યુત્કાર કરવાનું સંભવે છે.(૬૩)

ત્યારે શું યોગ્ય છે? એ જાણવાની ઈચ્છા થાય તેથી નીચેના શ્લોકમાં નિર્ણય કહે છે.




**मा राज्यश्रीरभूत्पुंसः श्रेयस्कामस्य मानद।**
**सुजनानुत बन्धूंश्च न पश्यति ययाऽन्धदृक् ॥६४॥**

यद्यप्युभयत्रापि प्रतिकर्तव्यता नास्ति तथाप्यकल्पावस्थैव समीचीना ज्ञानशक्तिक्रियाशक्त्योः ज्ञानशक्तिसहितस्यैव सद्भावत्वात् क्रियाशक्तिस्तु संपत्तौ विद्यमानापि ज्ञानशक्त्य-

भावादप्रयोजिका। अत एवमन्तरं वर्तते इति पुंसः श्रेयस्कामस्य राज्यश्रीर्माभूत्। मानं ददातीति मानदः। अनेन त्वं सर्वथास्माकं मानमेव प्रयच्छसि को दोषः राज्यस्येति चेत् सुजनानुत बन्धूंश्चेति। यया श्रिया कृत्वा अन्धा दृष्टिर्यस्य गतदृष्टिरित्यर्थः। सत्पुरुषान् बन्धूंश्च न पश्यति ॥६४॥

एवं स्वदोषख्यापनं नन्दगुणप्रकटीकरणं च कृत्वा स्नेहेन रोदनं कृतवानित्याह एवमिति।

श्लोकार्थ-६४ : હે આદર આપનાર ! રાજ્ય લક્ષ્મી જેનાથી અંધ થયેલી દષ્ટિવાળો સત્પુરૂષોને અને બંધુઓને જોતો નથી તે કલ્યાણ ઈચ્છનાર પુરૂષને પ્રાપ્ત ન થજો. (૬૪)

ભાવાર્થ, સુબોધિનીજી : અશક્તિવાળી સ્થિતિમાં સારી કારણ કે જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ એ બે પૈકી જ્ઞાનશકિતવાળા હોઈએ એ જ સ્થિતિ સારી છે. ધન હોય ત્યારે ક્રિયાશક્તિ હોવા છતાં પણ જ્ઞાન શક્તિ ન હોવાથી નકામી છે. તેથી બે શકિતઓમાં આવો ભેદ હોવાથી કલ્યાણ ઈચ્છનાર પુરૂષને રાજ્યલક્ષ્મી ન મળે પણ આદર જ આપે તેમ તમો અમોને સંપૂર્ણ રીતે આદર આપો છો. આમાં રાજ્યોનો શું દોષ? એવા પ્રશ્નમાં જે રાજ્યની લક્ષ્મીથી દષ્ટિ અંધ થયેલી છે એટલે આંધળો થયેલો છે એવો અર્થ છે. રાજ્યલક્ષ્મીથી આંધળો થયેલો સત્પુરૂષોને અને બંધુઓને જોતો નથી. એવી રીતે પ્રગટ કરીને સ્નેહને લીધે રડયા તે કહે છે.

श्रीशुक उवाच-
एवं सौहृदशैथिल्यचित्त आनकदुन्दुभिः।
रुरोद तत्कृतां मैत्रीं स्मरन्नश्रुविलोचनः॥६५॥

रोदनमुक्तार्थस्य स्थापकम्। अन्यथा मुखत एव वदतीत्यपि शङ्का स्यात्। सौहृदेन शैथिल्यं यस्य चित्तस्य तादृशं चित्तं यस्य।

यतोयमानकदुन्दुभिः । अतिसुबुद्धिः कंसाद्भगवन्तं रक्षितवान् । नन्दात्स्वगृहनयने कः प्रयास इति भावः । तत्कृतां मैत्रीं भगवत्परिपालनरूपाम् । अश्रूणि विलोचनयोर्यस्येति दुःखस्य सहजत्वं निरूपितम् ॥६५॥

*શ્લોકાર્થ-૬૫ : સ્નેહને લીધે શિથિલ ચિત્તવાળા આનંકદુદુંભિ એ પ્રમાણે તેમને નંદે કરેલ મૈત્રનું સ્મરણ થતાં આંખમાં આંસુવાળા થઈ રડયા.(૬૫)*

ભાવાર્થ, સુબોધિનીજી : 'રડવું' એ ઉપર કહેલા અર્થને સિધ્ધ કરનારૂં હતું તેમ રડયા ન હોત તો 'આ કેવળ મુખથી જ કહે છે' એવી શંકા થાત. સ્નેહને લીધે જેમનું ચિત્ત શિથિલ થયેલું છે તેવા ચિત્તવાળા વસુદેવ થયા. કારણ કે આ આનકદુંદુભિ ઘણી ઉત્તમ બુદ્ધિવાળા હતા. તેમણે કંસથી ભગવાનનું રક્ષણ કરેલું તો પછી નંદ પાસેથી પોતાના ઘેર લઇ જવામાં તેમને શું મુશ્કેલી હોય? એવો ભાવ છે.

તેમણે કરેલી મૈત્રી? એટલે ભગવાનના રક્ષણરૂપી મૈત્રી. 'આંસુઓ હતાં' બે આંખોમાં જેમનાં' એ વિશેષણથી દુઃખ સહજ હોવાનું કહેલ છે.



**नन्दस्तुसख्युः प्रियकृत्प्रेम्णा गोविन्दरामयोः।**
**अद्य श्व इति मासांस्त्रीन्यदुभिर्मानितोऽवसत् ॥६६॥**

एवं स्नेहानुबन्धं प्राप्य नन्दः सख्युः प्रियकर्ता गोविन्दरामयोः प्रेम्णा अद्य अमिष्यामि श्वो गमिष्यामीत्येवं वदन् त्रीन् मासान् अवात्सीत् । प्रत्यहमेव यदुभिर्मानितः मासत्रयं स्वभावत एव स्थितः । ततोद्य श्व इति वदन् मासत्रयम्॥६६॥

*શ્લોકાર્થ-૬૬ : મિત્રનું પ્રિય કરનાર નંદ તો ગોવિંદ અને બલભદ્ર ઉપરના પ્રેમને લીધે, યાદવોથી માન પામીને આજકાલ એમ કરતાં ત્રણ માસ રહ્યા.(૬૬)*

ભાવાર્થ, સુબોધિનીજી : એવી રીતે સ્નેહનું સતતપણું પ્રાપ્ત કરીને મિત્રનું

પ્રિય કરનાર, નંદ, ગોવિંદ અને બલભદ્ર ઉપરના પ્રેમને લીધે 'હું આજે જઈશ, કાલે જઈશ' એમ કરતાં ત્રણ મહીના રહ્યા. દરરોજ યાદવોથી માન પામીને ત્રણ મહીના સુધી રહ્યા. (૬૬)

**ततः कामैः पूर्यमाणः सव्रजः सहबान्धवः ।**
**परार्ध्याभरणक्षौमनानानर्घ्यपरिच्छदैः ॥६७॥**

एवं माघादाषाढपर्यन्तं स्थित्वा ततः **कामैर्नानाभिलषितैः** भगवता **पूर्यमाणः सव्रजः** गोपालसहितो बान्धवसहितश्च । काम्यपदार्थान् गणयति **परार्ध्येति** । अमूल्यान्या **भरणादीनि, क्षौमाणि** पट्टवस्त्राणि, **अनर्घ्यपरिच्छदाः** दिव्यगृहोपकरणानि ॥६७॥

एतानि प्रत्येकं बहुभिर्दीयन्त इति तान् गणयति **वसुदेवेति** ।

**वसुदेवोग्रसेनाभ्यां कृष्णोद्धवबलादिभिः ।**
**दत्तमादाय पारिबर्हं यापितो यदुभिर्ययौ ॥६८॥**

पञ्च मुख्यतया गणिताः । उग्रसेनो राजा । वसुदेववत्सोपि भगवता मोचित इति । उद्धवोपि बहुकालं तद्गृहे स्थित इति । बलो बलभद्रः आदि-शब्देन देवक्यादयोपि गृह्यन्ते । **एतैर्दत्तं पारिबर्हमादाय** दूरे समागत्य **यापितः** सन् **ययौ** ततो निर्गतः ॥६८॥

नन्वयं सर्वं गृहीत्वैव गच्छति न किंचित्स्वयं दत्तवानित्याशङ्क्याह **नन्दो गोप्यश्चेति** ।

<u>શ્લોકાર્થ-૬૭-૬૮ :</u> પછી જેમની કામનાઓ પૂર્ણ કરવામાં આવતી હતી તેવા નંદ ગોપો અને બાંધવો સાથે, વસુદેવ અને ઉગ્રસેને, શ્રીકૃષ્ણ, ઉદ્ધવ અને બલદેવે

*વિગેરેએ ઘણા કિંમતી આભરણો, રેશમી વસ્ત્રો, જાતજાતની ઘણી કિંમતી ઘરવખરી સાથે આપેલ પહેરામણી લઈને યાદવોએ વળાવ્યા અને ગયા. (૬૭-૬૮)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> એવી રીતે માઘ મહીનાથી અષાઢ સુધી રહીને પછી જાત જાતની ઈચ્છેલી કામનાઓ ભગવાન પૂર્ણ કરતા હતા. નંદ ગોપો સાથે અને બાંધવો સાથે ગયા. 'ઘણા કિંમતી આભરણો' શબ્દોથી ઈચ્છેલા પદાર્થો ગણાવે છે. રેશમી વસ્ત્રો, દિવ્ય ઘરવખરી વિગેરે દરેકને આપ્યાં. આપનારાઓને ગણાવે છે.

પાંચ મુખ્ય પ્રકારે ગણાવેલા છે. 'ઉગ્રસેન રાજા' તેમણે આપ્યા. વસુદેવની પેઠે તેને પણ કારાગૃહમાંથી ભગવાને મુક્ત કરાવ્યો હતો.

ઉદ્ધવ પણ ઘણા સમય સુધી તે નંદના ઘેર રહેલ હોવાથી તેણે પણ આપ્યાં. બલભદ્ર શબ્દથી દેવકીનો પણ સમાવેશ કરેલો છે. આમણે આપેલ પહેરામણી લઈને, એમને દૂર સુધી વળાવી નંદ ત્યાંથી ગયા. (૬૭-૬૮)

આ બધું લઈને જાય છે. પોતે કંઈ આપ્યું નહિ એવી શંકા થાય તેથી નીચેનો શ્લોક કહે છે.

**नन्दो गोप्यश्च गोपाश्च गोविन्दचरणाम्बुजे ।**
**मनः क्षिप्तं पुनर्हर्तुमशक्ता मथुरां ययुः ॥६९॥**




**नन्दः गोप्यश्चेका कोटिः। गोपास्त्वपराः। उभयेपि गोविन्द-चरणाम्बुजे समृद्ध्यर्थं क्षिप्तं मनः अतिपुष्टत्वात् पुनर्हर्तुमशक्ताः। माथुरानेव देशान् ययुः। मनोनिमित्तं हि सर्वं दीयते नन्दादीनां तु मनो भगवत्येव। अतो नन्दादीनामेव बहु द्रव्यमत्र स्थितमित्यर्थः॥६९॥**

**ततो यज्जातं तदाह बन्धुषु प्रतियातेष्विति ।**

*<u>શ્લોકાર્થ-૬૯ :</u> નંદને ગોપો અને ગોપીઓ, ગોવિંદના ચરણકમળમાં મૂકેલું મન પાછું લેવા અશક્ત થઈ મથુરા ગયા. (૬૯)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી</u> : નંદ અને ગોપીઓ એક વર્ગના. ગોપો બીજા વર્ગના. બંનેએ સમૃધ્ધિ થાય તે માટે ગોવિંદના ચરણકમળમાં મૂકેલું મન ઘણું પુષ્ટ થવાથી પાછું લેવા અશકતમાન હોઈ મથુરા દેશમાં ગયા. નંદનું મન તો ભગવાનમાં હતું તેથી નંદ વિગેરેનું દ્રવ્ય અહીં રહેલું એવો અર્થ છે.(૬૯)

પછી જે થયું તે નીચેના શ્લોકથી કહે છે.

**बन्धुषु प्रतियातेषु वृषणयः कृष्णेदेवताः।**
**वीक्ष्य प्रावृषमासन्नां ययुर्द्वारवतीं पुनः ॥७०॥**

**सर्वेष्वेव स्वस्वदेशं गतेषु स्वयमेकाकिनोऽपि बहुकालं स्थिताः। तत्र निःशङ्कस्थितौ हेतुः कृष्णदेवता इति। कृष्ण एवालौकिकप्रकारेण रक्षको येषाम्। तर्हि कथं गता इत्याकाङ्क्षायामाह वीक्ष्य प्रावृषमासन्नामिति। दिनचतुष्टयदशकव्यवहिताम् ॥७०॥**

**ततो ये नागता [illegible]षामयं महोत्सवो न जात इति शङ्कां वारयितुं वृत्तान्तकथनमाह जनेभ्यःकथयांचकुरिति।**

<u>શ્લોકાર્થ-૭૦ :</u> *બંધુઓ પાછા ગયા પછી શ્રીકૃષ્ણ જેમના દેવ હતા તેવા યાદવો વર્ષાઋતુ નજીક આવેલી જોઈને પાછા દ્રારકા ગયાં.(૭૦)*

<u>ભાવાર્થ, સુબોધિનીજી :</u> બધાએ પોત પોતાના દેશ ગયા. યાદવો પોતે એકલા પણ ઘણો સમય રહ્યા. ત્યાં ભય વગર રહેવાનું કારણ 'શ્રીકૃષ્ણ જેમના દેવ હતા' વિશેષણ કહેલું છે. શ્રીકૃષ્ણ જ અલૌકિક પ્રકારે રક્ષણ કરતા હતા. ત્યારે કેમ ગયા? એ જાણવાની ઈચ્છા થાય 'તેથી' વર્ષાઋતુ નજીક આવેલી જોઈને' શબ્દો કહેલા છે. ચાર કે દશ દિવસમાં વર્ષા છે એમ જાણી ગયાં.પછી જેઓ કુરૂક્ષેત્ર આવેલ ન હતા તેઓને આવો ઉત્સવ થયો ન હતો તે માટે વૃતાંત કહ્યો તે હવે કહે છે.(૭૦)

**जनेभ्यः कथयांचकुर्वसुदेवमहोत्सवम्।**

यदासीत्तीर्थयात्रायां सुहृत्संदर्शनादिकम् ॥७१॥

वसुदेवस्य यज्ञमहोत्सवम्। यच्च सुहृत्संदर्शनादिकं तदप्येवं सात्त्विकानां निरुद्धानां परमोत्सवलक्षणं फलं दत्तवानिति ॥७१॥

इति श्रीभागवतसुबोधिन्यां
श्रीलक्ष्मणभट्टात्मजश्रीवल्लभदीक्षितविरचितायां
दशमस्कन्धोत्तरार्द्धविवरणे पञ्चत्रिंशाध्यायविवरणम् ॥३५॥

श्लोकार्थ-૭૧ : વસુદેવે કરેલો મહોત્સવ અને તીર્થયાત્રામાં જે સ્નેહીઓનો મેળાપ થયેલ તે તેઓએ લોકોને કહ્યાં(૭૧)

ભાવાર્થ, સુબોધિનીજી : વસુદેવે કરેલો યજ્ઞનો મહોત્સવ અને સ્નેહીઓનો મેળાપ થયેલ તે પણ કહ્યાં. એવી રીતે ભગવાને નિરોધ કરેલા સાત્વિકોને મોટા ઉત્સવરૂપ ફલનું દાન કર્યું એવો અર્થ છે.(૭૦)

"દશમ સ્કંધ ઉત્તરાર્ધ -
અધ્યાય - ૩૫ મો
સાત્વિક ફલ પ્રકરણ
સંપૂર્ણ"

